શ્રી

# નભૂવાણી.

(નભૂલાલ કૃત).

પ્રસિદ્ધકર્ત્તા:

ભટ્ટ નરભેરામ પ્રાણશંકર ગોગા.

આવૃત્તિ ૧ લી.

મુંબઈ:

"ગુજરાતી" પ્રીંટીંગ પ્રેસ.

સંવત ૧૯૫૯-ચૈત્ર. સને ૧૯૦૩-એપ્રેલ.

કીંમત રૂા. ૦-૧૨-૦

શ્રી રા૦ રા૦ કવિરાજ નર્મદાશંકર લાલશંકરજી !

મારા અન્નદાતા, પ્રથમ સંકલ્પથી અર્પણપાત્ર અને નભુલાલજીના પરમ સ્નેહી તથા પોતાના રસપ્રવેશ ગ્રંથના અર્પણ કર્તા; એવોને, હું કોટી કોટી પ્રણામ સાથે અર્પણ કરૂં છઉં.—**નભુવાણી.**

ભટ્ટ નરભેરામ પ્રાણશંકર ગોગા.

# પ્રસ્તાવના.

---

આ વાણીના કર્ત્તા સાઠોદરા નાગરબ્રાહ્મણ હતા. એ નડિયાદના રહેવાશી, એમનું નામ નભૂલાલ અને એમના પિતાનું નામ ધાનતરાયજી હતું. એ દ્વિવેદી કેહેવાતા, મહેતાની અટક અને ગૃહસ્થ હતા. નોકરી કરી પોતાનો નિર્વાહ ચલાવતા હતા. સુરત જીલ્લાના ઓરપાડ પરગણાના ગામોમાં ટળાટાંની નોકરી કરતા હતા, અને વૃદ્ધાવસ્થાનાં કારણથી સરકારે જ્યારે નોકરીમાંથી કહાડી નાખ્યા ત્યારે, સ્ટાંપના કાગળ વેચવાનું કામ કર્યું. જ્યારે ઘણા વૃદ્ધ થયા અને શરીર જરજર થઇ ગયું ત્યારે સ્ટાંપ વેંચવાનું પણ છોડી દીધું હતું.

એ શીઘ્ર કવિ હતા. એમની કવિતા પ્રાસાદિક છે. એમનામાં કાવ્યશક્તિ વિશેષ હતી. એક ઠેકાણે લખેલું છે કે, "અષ્ટાદશ શહસ્ર પદ ઉત્તર આપિયા, ચાર દિન અખંડ વાણીની લ્હેરી" એટલે ચાર દિવસમા અઢાર હજાર પદના ઉત્તર આપ્યા. તેમ એ કવિ, ભક્ત અને જ્ઞાની હતા. એમના વિષે જેટલું હું જાણું છું, તેટલું જન્મ ચરિત્રમાં લખીશ.

એણે સંસ્કૃત કે બીજી ભાષાનો અભ્યાસ કર્યો નહોતો. માત્ર ગામઠી નિશાળમાં ભણ્યા હશે. ગામઠી નિશાળમાં કામ જોગા હિસાબ અને ચીપાનામું શિખ્યા એટલે તે ભણી ઉતર્યા, એમ કેહેવાતું હતું. એમના વખતમાં સરકારી નિશાળ કે હમણાંની કેળવણી જેવી કેળવણી કે સાત આઠ ચોપડીનું ભણતર, એ કાંઇ જ હશે નહીં. એથી કરીને એમની વાણીમાં વ્યાકરણના નિયમ કે લખવાની પદ્ધતિ, એ વિશેષે જોવામાં આવતાં નથી. માત્ર પોતાના અનુભવના ઉદ્ગાર વાણીદ્વારા દર્શાવ્યા છે. વાણી સરલ, સૂધી અને અભણથી પણ સમજાય એવી છે. આઠેક વર્ષનું વય થયું ત્યારથી કવિતા રચવા માંડી હતી. પ્રથમ લાવણી ગાવાનો બહુ છંદ હતો, અને તે નવી નવી જોડતા જતા અને ગાતા જતા હતા. એમ કેટલીઓ લાવણી બનાવી ગાઇ હશે, પણ આજ તેમાંની કે બીજી, એક પણ હાથ આવી નથી. સ્વભાવ એવો હતો કે, જ્યાં બેસતા ત્યાં ગાતા, લખતા, લખાવતા, તે ત્યાંનું ત્યાંજ રહેતું હતું. કોઇએ ખેપ કરી સંઘરી રાખ્યું તો રહ્યું, નહિં તો રખડી જતું [illegible] એમ કેટલીઓ કવિતાનો કંઇ પત્તો જ નથી. પોતાને તે લખી [illegible]તાની કે સંઘરી રાખવાની કે કોઇ પાસે લખાવી રાખવાની, કાંઇ [illegible] જ ન હતી; તેમ સંગ્રહ કરી છપાવી પ્રસિદ્ધ કરવાની પણ ઇચ્છા ન હતી.

આ પુસ્તકમાં થોડો એક ભાગ ગદ્યનો છે, માટે નભૂકાવ્ય, એ નામ ન રાખતાં નભૂવાણી એ નામ રાખ્યું છે. આના ત્રણ વિભાગ કર્યા છે. ૧ લો ગુજરાતી, ૨ જો હિંદુસ્તાની અને ૩ જામાં સંસ્કૃત, હિંદુસ્તાની, ગદ્ય અને ચિત્રકાવ્ય છે. એના જેમ ત્રણ વિભાગ કર્યા છે, તેમજ, ૧ લા અને ૨ જા વિભાગના ત્રણ ત્રણ ખંડ પાડ્યા છે. ૧ લા ખંડમાં ઇશ્વરજ્ઞાન વિષે, ૨ જામાં ઇશ્વરચરિત્ર વિષે અને ૩ જામાં પરચુરણ વિષયો છે. ત્રીજો વિભાગ સલંગ રાખ્યો છે-ખંડ પાડ્યા નથી. પેહેલા ખંડમાં ઇશ્વરજ્ઞાન વિષે છે. એમાં પરમાત્મા-પરબ્રહ્મ-બ્રહ્મ-પરમેશ્વર એની પ્રાપ્તિ સારુ જે ઉપાયો-કર્મ, ઉપાસના, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય અને નીતિ-રેહેણી એ વિષે કહ્યું છે. બીજા ખંડમાં ઇશ્વરચરિત્ર વિષે છે. એમાં, ઇશ્વરે સાકાર થઈ જે જે લીલાઓ-ચરિત્રો કરચાં તેનું વર્ણન છે, તથા સ્તુતિ પ્રાર્થના છે; અને સંત, ભકતોની કથા છે. આમાં નાના નાના ગ્રંથો, ગરબા, ગરબી, પ્રબંધ, ધોળ, મંગળ, પ્રભાત, પદ, હોરી, દાદરા, રેખતા, છંદ એ આદિ લઈ ગાવાની ચીજો છે, અને એ અનેક ઢાળ, ચાલ, રાગ, રાગણીમાં ગાવાની છે.

૧ લા ખંડમાં વિશેષે કરીને કર્મ, ઉપાસના, જ્ઞાન, ભક્તિ, વૈરાગ્ય અને નીતિ-રેહેણી, એ વિષે કહેવામાં આવેલું છે. અને તે એવી રીતથી સમજાવેલું છે કે, થોડી બુદ્ધિવાળું પણ સમજી શકે. તેમ જ વળી નાની નાની કવિતાની ચીજો છે, તે જો કોઈ કંઠાગ્રે કરવા ઇચ્છે તો કરી શકે. ગ્રંથ પણ નાના નાના જ છે, બહુ ડંફાણ કરી મૂક્યું નથી. વાંચનારને કંટાળો આવે એમ કરચું નથી, અને થોડામાં ઘણું સમજવામાં આવે એવી રચના કરેલી છે. બીજા ખંડમાં ઇશ્વરે, દેવી, દેવતાના અવતારો લઇ, જે જે ચરિત્રો કરચાં છે, તેનું વર્ણન, સ્તુતિ, પ્રાર્થના છે. વિશેષે કરીને ભક્તિરસશૃંગાર-રાધા કૃષ્ણની લીલા વર્ણવેલી છે, અને કંઇ કંઇ ભક્ત, સંતની કથાનુ પણ વર્ણન છે. ૩ જા ખંડમાં પરચુરણ વિષયો છે: જેવા કે, રાગ વિષે, સ્વરોદય વિષે, કાળજ્ઞાન વિષે, સેતરંજ વિષે, એ આદિ લઇ કેટલાએક વિષયો છે. એ પણ નાનાં નાનાં ટુચકાં, છંદ કવિત્ત વિગે માં છે, કે જે વાંચવા સાંભળવાથી કેટલુંક જાણવામાં આવે ને વળી આનંદ થાય. ત્રીજા ભાગમાં, સંસ્કૃત છંદ રચના, દ્વિઅર્થી કાવ્ય, ગદ્યમાં ગ્રંથ અને ચિત્ર કાવ્ય છે. આ પુસ્તક વાંચવા, ભણવા, વિચારવા, અને સમજવા સાંભળવાથી, બાળક, યુવા અને વૃદ્ધ, એ સર્વને પરમ લાભ અને આનંદ પ્રાપ્ત થાય, એ જ એનો સાર છે.

એ મારા ગુરુ હતા. એમની કવિતા છપાવી પ્રસિદ્ધિમાં મૂકવાનો મારો વિચાર થયો, અને તે મેં એમને જણાવ્યો. એમણે પ્રસન્નતાથી મારા વિચાર પ્રમાણે કરવાની આજ્ઞા આપી. ત્યારપછી મેં એમના પુસ્તકોમાં જે કવિતા હતી તે અને મારી પાસે જે હતી તે બધી એકઠી કરી, લખી, એક જુદું પુસ્તક તૈયાર કર્યું; પણ મને અનુકૂલતા ન મળવાથી છપાવી શક્યો નહીં.

એમ કેટલોક કાળ ગયો, અને એ સંવત્ ૧૯૨૮ ના માઘ માસમાં દેવલોક થયા. એ વખત હું, કવિરાજશ્રી નર્મદાશંકર લાલશંકરજીને ત્યાં નોકર હતો. આ કવિતા છપાવી પ્રસિદ્ધિમાં મૂકવા માટે કવિરાજશ્રીને કહ્યું. એમણે પણ એ વિચાર ઠીક ધાર્યો ને હા કહી. એમને અનુકૂલતા ન આવવાથી છપાવવું એમને એમ રહ્યું. એમ કેટલાંક વર્ષ વહી ગયાં. એટલામાં કવિરાજશ્રી પણ મોટા મંદવાડમાં પડ્યા અને છેવટે સંવત્ ૧૯૪૨ ના માઘ વદ ૭ ને દીવસે દેવલોક થયા. પુસ્તક પુસ્તકની જગાએ રહ્યું, મારી એવી શક્તિ નહિ કે હું છપાવી પ્રસિદ્ધ કરું.

એમ બન્યા પછી, એક વખત મારાં મનમાં આવ્યું કે, આ કવિતાનો થોડો એક સંગ્રહ તો છે અને બીજી કંઇ મળે તો ઠીક, કે સાથે સાથે છપાઇ જાય. એમ વિચારી, જ્યાં જ્યાં એમના જવાનાં, રહેવાનાં ઠેકાણાં હતાં ત્યાં ત્યાં અને એમના શિષ્ય વર્ગમાં શોધ કરવા માંડી તો ત્યાંથી પણ થોડી કવિતા મળી આવી. એવી રીતે સંગ્રહ કરી આ પુસ્તક તૈયાર કર્યું અને કવિશ્રીને અર્પણ કરવાનો નિશ્ચય કર્યો. એ શિવાયની બીજી ઘણી કવિતા હશે પણ તેનું કાંઈ ઠેકાણું નથી. પણ આટલું તો મારી જાણમાં છે કે, સામળ ભટના જેવી એક વાર્તા, બુધસાગર નામનો નીતિનો ગ્રંથ (હિંદુસ્તાની–કવિત્તબંધ), અને પંચાધ્યાયી રાસ (પદમાં), એમણે રચેલાં છે, પણ એ મારા હાથમાં આવ્યાં નહીં–મળી શક્યાં નહીં. બુધસાગરમાંનાં થોડાંક કવિત્ત અને રાસમાંનાં થોડાંક પદ, આ પુસ્તકમાં આવેલાં છે.

કવિશ્રી દેવલોક થયા પછી મેં, એક બે ગૃહસ્થને અને એક બે છાપખાનાવાળાને મળી, છપાવી પ્રસિદ્ધ કરવાની તજવીજ કરી. પણ તેમાં હું કંઇ ફાવ્યો નહીં, છાનોમાનો બેસી રહ્યો. એક વખત, રા. મણીલાલ નભૂભાઈને પણ આ પુસ્તક વિષે મેં લખ્યું હતું. એમણે પણ ખુશીથી આશ્રય આપી, છપાવી પ્રસિદ્ધિમાં આણવાની ઇચ્છા જણાવી હતી, પણ મરકીનાં કારણથી એ જોગ ન આવ્યો.

એમ કેટલોક વખત ગયો એટલે સંવત ૧૯૫૨ માં પ્લેગરાજ પધારચા અને એમણે થોડુંક રાજ્ય કર્યું, એટલામાં છપ્પનિયા દુકાળ મહારાજ આવી ચઢચા. એ બે એકઠા થયા એટલે જગત્ ઉથલપાથલ થઇ ગયું, તો પછી તેમાં મારું ગજું શું, ને પત્તો ક્યાં લાગે! સૌ જ પોતપોતાની ચિંતામાં પડી ગયું અને ક્યાં જઈએ? ક્યાં રહિએ? કેમ કરિએ? અને શું ખાઇએ? એ વિચારમાં વિકળ થઈ રહ્યું. હું પણ એ જગતમાંજ, શું કરું? કોને કહું? થાય તે ખરું, એમ બેઠાં બેઠાં જોયાં કર્યું.

એક વખત મારાં મનમાં વિચાર આવ્યો કે, ગુરુજી ગયા, શેઠજી ગયા અને આપણે પણ જવાનો વખત આવ્યો છે. ગુરુનું આટલું સંભારણું છે તે રખડી જવાનું, એનું ઉત્તર સાધન કંઇ ન થયું. એમ અંતરમાં આવવાથી, હું સંવત ૧૯૫૮ માં મુંબાઇમાં આવ્યો અને શ્રી-કવિરાજના સ્નેહી, ગુજરાતીના અધિપતિ રા. રા. ઇચ્છારામ સૂર્યરામજીને મળ્યો, સર્વ હકિકત કહી. એમણે છપાવી આપવાની હા કહી. એ મને મોટો આશ્રય મળ્યો, અને ઘણો આભાર માનું છઉં.

આ કવિતા, જ્યાંથી મળી ત્યાંથી લઇ, એકઠી કરી, જીવની પેઠે જાળવી રાખેલી તે હમણાં પ્રસિદ્ધિમાં આવવાનો સમય આવ્યો. એમાં મેં મારી ગાંઠનું કાંઇ ઉમેર્યું નથી. મારાથી સુધર્યું તેટલું મેં સુધાર્યું છે. એમાં જે કંઇ વધતું ઓછું થયું હોય તથા ભૂલચુક થઇ હોય તે, સજ્જનોએ સુધારી લેવી અને ક્ષમા રાખવી, એવી મારી પ્રાર્થના છે.

જુવો, એ કવિ, અસલી વિચારના, અસલી ચાલચલણ–રીતભાત-વાળા, અસલી કેળવણીવાળા–હાલની કેળવણીનું સુખ જોયલું, પણ અનુભવ ન લીધેલો એવા, વિશેષ વિદ્યાભ્યાસ ન કરેલો એવા; એમણે આટલી આટલી કવિતા રચી, જાત મહેનતથી પોતાનો નિર્વાહ ચલાવી, સંસારના વ્યવહારમાં રહી, મનુષ્ય દેહ ધરેલો સાર્થક કરી, આટલી કવિતાનું સંભારણું મૂકી પોતે ચાલ્યા ગયા! ધન્ય છે એને અને એમનાં માતપિતાને!!!

આ કવિની કવિતા, જેઓની પાસે હોય તેઓ મને મોકલાવી આપવાનો શ્રમ લેશે તો હું તેઓનો મોટો ઉપકાર માનીશ. મારાં અંતરમાં એટલુંજ છે કે, રખડી ન જવી જોઇએ.

પ્રસિદ્ધકર્ત્તા.

ભટ્ટ નરભેરામ પ્રાણશંકર ગોગા.

શ્રી

# નભૂલાલજીનું જન્મચરિત્ર.

ગુજરાતની સાઠોદરા નાગર જ્ઞાતિમાં બે રત્નો ઉત્પન્ન થયાં છેઃ એક ડભોઇના દયારામભાઈ, બીજા નડિયાદના નભૂલાલજી. ગુર્જર ભૂમિની લલિત લલનાઓના મુખનો શૃંગાર દયારામભાઇ છે; વિચારશીળ ને જ્ઞાનિ મનુષ્યોનો આનંદ નભૂલાલજી છે. દયારામભાઇની પ્રસિદ્ધિ મારા શેઠ કવિવર નર્મદાશંકરે કીધી છે; આજે હું મારા ગુરુ નભૂલાલજીની વાણી ગુજરાતીઓ સમિપ મુકું છું. સ્વામિ અને સેવકે એક જ કાર્ય કીધું છે! ગુજરાતી પ્રજાનો આ જયરંગ ઉજ્જવલ શોહો!

નભૂલાલ એ નડિઆદના રેહેવાસી, સાઠોદરા નાગર બ્રાહ્મણ, દ્વિવેદી કેહેવાતા, એમની મ્હેતાની અટક હતી. પિતાનુ નામ ધાનતરાયજી હતું.

એક સમય ધાનતરાયજીએ બાળાત્રિપુરાદેવીનું પુરુશ્ચરણ કર્યું. જગદંબા પ્રત્યક્ષ થઇ સન્મુખ આવી ઉભાં રહ્યાં અને કહ્યું કે, તારાપર પ્રસન્ન છઊં, માગ, શું ઇચ્છા છે? ધાનતરાયજીએ કહ્યું, મા, તું સર્વ જાણે છે; તારાં દર્શણ થયાં, હવે મને કાંઇ ઇચ્છા નથી. મા, તું આ કળીકાળમાં છે કે નથી, એ જાણવા સારૂ જ મેં તારૂં આરાધન કર્યું, અને મારો સંશય મટ્યો. દેવીજીએ કહ્યું, હું ભક્તને સારૂ સર્વ કાળ છઊં. તું નથી માગતો તો પણ હું તને બે વરદાન આપું છુંઃ તે એ કે, તને કાંઇ પ્રજા નથી તે થશે, અને તે એક પુત્ર થશે, અને તે મારે રૂપે થશે. બીજું એ કે, તારે કામ પડે ત્યારે મારૂં સ્મરણ કરજે, હું તરત આવીશ. એમ, બે વરદાન આપી જગન્જનુની અંતરધ્યાન થયાં. એમ કેટલોક કાળ ગયો એટલે નભૂલાલજીનો જન્મ થયો–રૂપવાન પુતળું થયું.

બીજું વરદાન–એક સમય કોઇ સગાં સંબીધીને ત્યાં ચોરી થઇ અને ઘરેણાનો દાબડો ચોરાયો. એ ચોરીનું આળ ધાનતરાયજી માથે આવ્યું. એ વખત એમણે જગદંબાનુ સ્મરણ કર્યું. તરત માજીએ આવી દર્શન આપ્યું અને કહ્યું કે, મને કેમ સંભારી? એમણે સર્વ સમાચાર કહ્યા. દેવીએ કહ્યું, સાંભળ; ફૂલાણે દિવસે, ફલાણે સમયે, એક સ્ત્રી, ફૂલાણાના ઘરમાંથી નીકળી, ફલાણાને ઘેર જશે. તારે તે સમય સાધી, તે બાઇની પાછળ પાછળ જવું, અને તે ઉંબરામાં પગ મુકે કે તેની

કાખમાંથી દાબડો લઇ લેવો. પછી પાંચ જણને બોલાવી, તે સમક્ષ દાબડો સોંપવો, એટલે તારે માથેથી આળ જશે. એ રીતે માથે આવેલું કલંક નિવારણ થયું. દ્યાનતરાયજી પણ ખંતી, નીતિમાન, અને ખરા સ્વભાવના હતા. કોઇ મહાત્માએ ષણ્મુખી મુદ્રા બતાવી હતી. એનો અભ્યાસ છ માસ સુધી કરચો. કહ્યા પ્રમાણે થયું ત્યારે અભ્યાસ છોડી દીધો. એ પણ અજપ્યા જાપના અભ્યાસી હતા. નભૂલાલથી જ્ઞાન પ્રાપ્ત થયેલું, માટે પુત્રને ગુરૂ માનતા હતા.

નભૂલાલજી આઠેક વર્ષના થયા ત્યારથી કવિતા કરવા માંડી. પ્રથમ લાવણી ગાવાનો છંદ બહુ હતો. લાવણીના ફડમાં બેસવું, ડફ વગાડવું અને લાવણી ગાવી એ છંદ ઘણો વધી ગયો અને નવી નવી લાવણી બનાવી ગાવા લાગ્યા. એમ કેટલોક કાળ વીતી ગયો અને પછી એ છંદ ઉપર તિરસ્કાર આવવાથી; ફડમાં બેસી લાવણી ગાવામાં કેટલા કેટલા દોષ છે, એ વિષયની એક લાવણી બનાવી, ગાઇ, લાવણીનું ગાવું છોડી દીધું. બાળપણામાં સુમાર વનાની લાવણી બનાવી હતી, પણ આજે, આ પુસ્તકમાં મુકવાને એક પણ મળી નહીં.

નાનપણમાં નભૂલાલજીને ફોઇએ શ્રીકૃષ્ણ મંત્રનો ઉપદેશ આપ્યો હતો, તેથી ફોઇને ગુરૂ માનતા હતા. એ રાધા કૃષ્ણનો શૃંગાર બહુ ગાતા, અને કૃષ્ણ લીલાની કવિતા કરતા હતા. એક વખત ફોઇએ કહ્યું કે, તારે શૃંગાર ગાવો નહીં. એવી આજ્ઞા થતાંજ, શૃંગાર ગાવો છોડી દીધો. એમ કેટલોક સમય ગયો એટલે સ્વપ્નું થયું કે, તું શૃંગાર ગા. એ સમાચાર ફોઇને કહ્યા, ત્યારે ફોઇએ આજ્ઞા આપી, ત્યાર પછી પાછો શૃંગાર ગાવા લાગ્યા. એ પ્રસંગ એક પ્રભાતમાં લખ્યો છે; "આજ્ઞા દીધી અલંકાર વર્ણનની, અધિક અધિક અંગ સુખ પામી."

નભૂલાલજી એક વખત કાઠિયાવાડમાં જઈ ચઢ્યા, અને કૃષ્ણચંદ્રની ઉપાસના કરવા માંડી. રાત્ર દિવસ વગડામાં રેહેવું, ગાંડાની દશાએ ફરવું, બંસરી બજાવવી, બંસરીમાં ગાવો શ્રીકૃષ્ણમંત્ર અને સર્વકાળ રટણ રાધાવરનું; ખાવાનું સહજે મળ્યું તો ખાવું, ન મળે તો તેની સ્પૃહા પણ નહીં—એ સ્થિતિમાં હતા ત્યારે ત્હાંના લોકો એને મોટા ભક્ત, મહાત્મા માનતા હતા. આહીરડાં, દુધ, દહીં, માખણ, છાસ લઇને વેચવા જતાં તેઓ ખરા ભાવથી દુધ દહીં, વિગેરે ખવડાવી પીવડાવી જતાં હતાં. (દુધ દહીં વિગેરે વેચવું, વેચવા જવું—એ કાઠિયાવાડમાં આહીર લોકોનો ધંધો છે). એ સ્થિતિમાં હતાં, એવામાં એક ભક્ત આવ્યો,

જેને કંઠાગ્રે અઢાર હજાર પદ, અને એવો નિયમ કે, મારાં સર્વ પદનો, પદથીજ ઉત્તર સાંભળી ઘેર જવું, નહિં તો ઘરનો ત્યાગ કરવો. (પદનો પદથી ઉત્તર એટલે, પોતે એક પદ બોલે અને તેમાં જે પ્રશ્ન હોય તેનો ઉત્તર પદ બાંધી, પદમાંજ આપવો,–છુટી વાણીએ નહીં.) એવા નિયમવાળા ભક્તને કોઇએ કહ્યું કે, 'પૂલાણે ગામ, ફૂલાણે ઠેકાણે, એક મહા ભક્ત–મહાત્મા છે, ત્યાં જશો તો તમારૂં કાર્ય થશે.' એ સાંભળી તે ભક્ત આવીને મળ્યા અને પોતાનું પોણ હતું તે કહી સંભળાવ્યું. એ પ્રમાણે કહ્યું ત્યારે નભૂલાલજીએ કહ્યું કે, ઠીક છે, રાધાવર ઉત્તર અપાવશે તો આપીશ. પછી કોઇ ગૃહસ્થે જોઈતું સાહિત્ય પુરૂં પાડયું અને ચાર દિવસ અખંડ બેસી અઢાર હજાર પદના ઉત્તર આપ્યા. એ પ્રસંગ એક પ્રભાતમાં મુકેલો છેઃ–" અષ્ટાદસ સહસ્ર પદ ઉત્તર આપિયા, ચાર દિન અખંડ વાણીની લેહેરી."

એક વખત, કોઈ એક શિષ્યને અંતરમાં એવો ભાવ થયો કે, 'ગુરુનાં દર્શણ કરવાં અને દર્શણ થાય તો અન્ન જળ લેવાં, દર્શણ થયા શિવાય લેવાં નહીં.' એવો દૃઢ સંકલ્પ કરી ઘેરથી નિકળ્યો, એ ત્રણ દિવસ થઇ ગયા. એટલે પોતે જ્યાં હતા ત્યાં પ્રેરણા થઈ કે, 'પૂલાણો શિષ્ય, દર્શણ માટે અન્ન જળ ત્યાગ કરી પૂલાણે ઠેકાણે આવે છે ત્યાં જા!' એમ થવા થકી પોતે સામા જઇ મળ્યા ને તેનું શાન્તવન કરયું. એ વિષે "દાસ અપવાસની ખબર પ્રેરી" એમ એક પદમાં લખ્યું છે. પૃ૦ ૧૯૦.

એક સમય, હાંસોટ પ્રગણાના બાડોધરા ગામમાં છ માસ સુધી ચંડીનું પુરુશ્ચરણ કરયું હતું. નિત્ય સંધ્યાકાળે, પ્રસાદ ધરાવેલું શેર દુધ માત્ર પીતા, સર્વ શક્તિરૂપે જોતા, કંકુનો મોટો ચાંલ્લો કરતા, જે આવે તેને સર્વને મા કેહેતા; તેમ, એમને પણ સર્વ મા કેહેતું હતું. (ગામડામાં ગરબા ગાવાનો ચાલ વિશેષ છે–સ્ત્રી પુરુષે.) જ્યારે રાત્રિએ ગરબા ગવાતા ત્યારે માજી પણ ગરબામાં પધારતાં હતાં. એ પુરુશ્ચરણની સાથે બટુકનું અને હનુમાનનું પણ કરયું હતું. એના પણ પરચા મળ્યા હતા. એની પૂર્ણાહૂતિ હાંસોટમાં કરી. જે વખત હોમ થતો હતો તે વખત ત્યાં વિદ્વાન બ્રાહ્મણો, સાધુઓ, મોટા મોટા ગૃહસ્થો, એમ હજારો માણસ ત્યાં હતાં. એ વખત કોઈ એક અવધૂત આવ્યો અને ઝોળીમાંથી કકડો રોટલો કાહાડીને આપ્યો. [illegible] દુધમાં ચોળી સર્વને પ્રસાદ [illegible]

ત્યારે સુરવાલ પેહેરતા ને ઢાલ તરવાર બાંધતા હતા. તીર કામઠું અને બંદુક પણ પાસે રાખતા હતા.

કાવ્યકળા, ગાયનકળા, નૃત્યકળા એ જાણુતા હતા. મૃદંગ, નરઘાં, ઢોલક, ડફ, ખંજરી, મંજીરા, કાંસાં, કરતાળ, તંબુરો અને વાંસળી એ વગાડી જાણતા હતા. જ્યારે મંડળીમાં કીર્ત્તન કરવા બેસતા ત્યારે આખી રાત ધૂમતા અને આનંદ આનંદ વરસી રહેતો હતો. જ્યારે સ્ત્રીનો શણગાર ધરી, દેવસ્થાનમાં, દેવ સન્મુખ, નૃત્ય કરતા ત્યારે ઘણા લોકો જોવા મળતા. કેટલાઓ તેમનાં દર્શનની ઇચ્છાથી દૂર ગ્રામાંતરથી પણ આવતા. એમનું ગાવું મરદાની હતું. ને કવિત્ત બોલવાની છટા, એક અજબ તરેહની હતી. ભાટ ચારણ લોકોના જેવી વાર્ત્તા પણ એવી છટાથી કરતા કે કોઇને ત્યાંથી ઉઠવાનું મન ન થતું. એમનું નૃત્ય મારા જોવામાં નહીં, કેમ કે એમની અધોડ અવસ્થામાં મને સમાગમ થયો હતો, પણ જેઓએ જોયું હતું તેઓ વખાણ કરતા હતા. એ ચાલતાં ચાલતાં, બજાવતાં બજાવતાં કવિતા બનાવતા હતા. ત્રણ ચાર જણ સાથે, ખડિયો, કલમ ને કાગળ લઈ લખવા બેસતા તો, જુદી જુદી ભાષા, જુદી જુદી ચાલ અને જુદા જુદા વિષયમાં કવિતા લખાવતા હતા; અને વળી લખનારને પૂછતા નહિ, કે ક્યાંથી રહ્યું છે? સમાપ્તિ સુધી લખાવતા જ ચાલ્યા જતા, એવી એમની ઉત્તમ પ્રતિની અવધારણ શક્તિ હતી. એક વાર સાંભળ્યું કે કંઠાગ્રે કરી લેતા હતા, એવી ધારણાશક્તિ હતી. કંઠાગ્રે કરેલું કે સાંભળેલું વિસરતા ન હતા, એવી સ્મરણશક્તિ હતી. પોતે કેહેતા કે, એકવાર કંઠાગ્રે કરી હૃદયમાં લાવ્યું તે જાય કેમ? જો યાદ ન રહે તો સો વાર ગોખો, એટલે વિસરશો નહીં.

એમને કેટલાક મહારાજ ને કેટલાક લાલ પણ કહેતા હતા. કચેરીમાં જતા તો સૌ આવો લાલ કહી માન આપતું હતું. કચેરી પણ એમની વાણી સાંભળી પ્રસન્ન થતી હતી. મામલતદાર સાહેબ પણ પ્રસન્ન થતા અને કહેતા કે, કેમ લાલ, દફતર તૈયાર છે કે? પોતે પણ કહેતા કે, હા સાહેબ, આ લો, તૈયાર છે. પછી દફતર ખોલીને માંહે જુવે તો, લાલે એક ટાંચ પણ મારી ન હોય! પરન્તુ મામલતદાર જોઈ પ્રસન્ન થતા અને હસતા. પાછા સર્વ તલાટીઓને કહેતા કે, આ લોકોનો ધંધો છે. એ રીવાજમાં હતા, એ બધા એકઠા મળી તૈયાર

લાલ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં, સર્વને કહેતા કે, મારા સગાઓ, સ્વધર્મ પાળો, પુણ્ય કરો, નીતિથી ચાલો, સંત, સાધુ, બ્રાહ્મણ, ગાયની અને વડીલની સેવા કરો. આ સંસાર ઝાંઝવાંનાં જળ જેવો જૂઠો છેઃ એથી મોહ ન પામો, કંઇ કરશો તો થશે. આ પ્રપંચ તો કેટલોક કાળ થયા કરતા આવ્યા છો, પણ હરિભજન નથી કર્યું, તે કરો. જુવો, ઇશ્વરની દૃઢ ભક્તિ કરશો તો પ્રત્યક્ષ છે. ભક્તને સારૂ સદા સર્વકાળ છે. અન્ય દેવી દેવતાનું આરાધન કરશો તો તે પણ છે. અધિકારી થઇ જ્ઞાન પ્રાપ્ત કરશો તો મુક્તિ મળશે. નીતિ અને સતસમાગમથી સર્વ છે. સંત, મહાત્મા, અને સત્શાસ્ત્ર ઉપર દૃઢ શ્રદ્ધા વિશ્વાસ રાખો. સત્શાસ્ત્રની એક માત્રા પણ ખોટી નથી, વગેરે ઉપદેશ આપતા, અને પંડે સદાકાળ હરિકીર્ત્તન, હરિચર્ચા કરતા ને જ્યાં બેસતા ત્યાં એજ થયા કરતું હતું. એમનો એજ લક્ષ હતો. સ્વરૂપનું ભાન થયું તે સમયપર આ "હદની રાતમાં, હરિસંગે ખેલતાં, હરખ હૈડે ઘણો હોંસ પોંતી; સ્વામીનું સુખ શું, સુખ વર્ણન કરૂં, સાસરે પિએર દીધી સમોતી." પ્રભાત કર્યું છે.

સુરતના પંચોળી લોકો એમના શિષ્ય હતા અને પરમેશ્વરની પેઠે માનતા ને પૂજતા હતા. પણ એમનો શિષ્ય કરવાનો કે પંથ કહાડવાનો ઉદ્દેશ ન હતો. એ સહજ સ્થિતિએ રહેતા હતા. કેટલાઓને પાસે રાખી કાવ્યકળા શીખવેલી અને તે કવિ કહેવાયા છે. ને કેટલાકને ગાયનકળા પણ શીખવી હતી. કંઇક એમના સમાગમથી સુધરી ગયા છે, ને ધર્મી, નીતિમાન, યોગાભ્યાસી, ભક્ત અને જ્ઞાની થયા છે.

હવે, હું અને કવિ શ્રીનર્મદાશંકરજી, આ પ્રસંગમાં આવ્યા છીએ, તે વિષે ટુંકામાં કેહું છું.—

મારાં બે ગામ; એક દીહેણ એ મારા પિતાનું ગામ; અને બીજું ટકારમું, એ પિતાના મામાની વૃત્તિનું ગામ. રહેવાસ બંન્યો ગામમાં, પણ વિશેષ રેહેવું ટકારમે થાય.—વ્યવહાર વરા દીહેણમાં. હું રાંદેરમાં સરકારી ગુજરાતી નિશાળે અભ્યાસ કરતો હતો. પેહેલા વર્ગમાં હતો મે પછી ચોપાનિઆંઓમાં, કવિ દલપતરામની અને કવિરાજ શ્રીનર્મદાશંકરજીની કવિતા આવવા લાગી, એ જોઇ મને કવિતા કરવાનું મન થયું અને ઘણી આતુરતા થઇ. નિશાળનો અભ્યાસ છોડી મારે ગામ–ટકારમે ગયો. કવિતા કેમ કરવી? અને કોની પાસે એ શીખવું? એ વિષે મનમાં ઘડભાંજ થયા કરે અને એ વિષે જેને તેને પૂછ્યા કરૂં, પણ કંઇ પત્તો લાગે નહીં. એ વાત કંઇ મારાં માતુશ્રીએ જાણી, અને

મને કહ્યું કે, ભાઇ, તું કદરામે જા. ત્યાં નભૂલાલ મામા છે, તે પદ, કીર્તન કરે છે અને કવિ કહેવાય છે. (આ વચમાં લૌકિક મામાનો સંબંધ કહું છું. એ એરથાણમાં તળાટી, અને એ ગામમાં, મારી માની માનું મોસાળ, એ કારણથી મારાં માતુશ્રી વિગેરે, હમે સર્વ ભાંડુ મામા કહિયે. ગામડામાં એવી રીત છે કે, ગામપાડે, કાકા, મામા, ભાઇ વિગેરે કહેવાય; તેમ હમે સર્વ કહેતાં હતાં. તેમ તે પણ મામાના જેવી માયા–કૃપા રાખતા હતા.) મેં તો રોજ કદરામે જવા માંડયું, સવારે જાઉં, સાંજે પાછો આવું. ને કોઈ દિવસ રાત પણ રહી પડું–કદરામું હમારે ત્યાંથી સવા કોશ થાય. તળાટાનું કામ શીખતો જાઉં અને દફ્તર લખવા લાગું. પોતે બહાર ગામ અથવા થાણે જાય ત્યાં પણ સાથે તેડી જાય. ઘરમાં માતા, પિતા ને પોતે, બીજું છોકરૂં કંઇ મળે નહીં, તેથી મારાપર સર્વ કરતાં પ્રેમ વિશેષ રાખતા હતા. મારૂં પણ મન ઠર્યું અને પિંગળ, રસ, અલંકાર વિગેરે કાવ્ય સંબંધી ગ્રંથનો અભ્યાસ કરવા માંડચો. એમ આઠ દશ મહિના રહ્યો. એટલામાં મારે મુંબઈ જવાનો પ્રસંગ આવ્યો. સુરતના નાગર બ્રાહ્મણ રા. કેશવરામજી ડુંગરપરા હતા, તેમની સાથે મુંબઇ આવ્યો. એ કવિરાજશ્રી નર્મદાશંકરજીના મિત્ર હતા, માટે આવીને એમને ત્યાંજ મુકામ કર્યો. એ વખત પોતે પણ નવા કવિ અને મને પણ કવિતાનો છંદ લાગેલો હતો, એથી મને પાસે રાખ્યો. તેમ હું પણ સંવત્ ૧૯૧૨ થી ૪૨ સૂધી રહ્યો. એ કંઇ ઋણાનુબંધ હશે.

કવિરાજશ્રી મુંબાઇમાં જ રહેતા હતા. એક વખત વિચાર થયો કે સુરત જઈ રહેવું, અને પછી મુંબઇમાંથી મુકામ ઉપાડી સુરત જઈ રહ્યા. કેટલોક વખત ગયા પછી હું રજા લઈ મારે ગામ–ટકારમે ગયો. કવિશ્રીને પણ સુચના કરેલી કે, ગાડી મોકલીશ, પધારજો. ત્યાં જઇ મેં ગાડી મોકલી. એઓ સહકુટુંબ મારે ત્યાં પધાર્યા. એ વખત અહીં નભૂલાલજીનું તળાટું હતું. કવિશ્રી પધાર્યાથી એ પણ ઘણું પ્રસન્ન થયા. બન્ને કવિનો સમાગમ થયો. સર્વને દીવાળી થઈ. અનેક પ્રકારની વાત ચરચા થયા કરતી હતી, અને આનંદની હેલી થઈ રહી હતી. એમ કવિશ્રી પાંચ છ દિવસ રહ્યા હતા. પછી નભૂલાલજી પણ સુરત જતા ત્યારે કવિરાજને ત્યાં પાંચ દશ દિવસ મુકામ કરતા હતા. વળી મારે ત્યાં કંઇ વ્હેવારાજનના પ્રસંગપર બન્ને કવિ કૃપા કરી પધારતા હતા. એમ મેળાપ થયા કરતો હતો. નભૂલાલજીએ શ્રીકવિરાજ વિષે કવિતા પણ કરેલી છે તે આ પુસ્તકના ૨૫૭ મા પૃષ્ઠે છે.

કોઇ કોઇ વખત લેહેરમાં આવી પ્રસંગોપાત્ત નભૂલાલજી કંઈ કંઇ વાતો કરતા હતા, તે સાંભળેલું, કંઇ લોકોથી સાંભળવામાં આવેલું, અને મારા અનુભવનું, એ સર્વ મારી મતિ પ્રમાણે આ ચરિત્રમાં લખ્યું છે. અતિશયોક્તિ કરી નથી. મારા સ્વપ્નામાં પણ હતું નહિ કે આ જન્મ-ચરિત્ર લખીશ. જો જાણતો હત તો સર્વ-વૃત્તાંત પુછી લેત. પણ થવા કાળ કોઇ જાણતું નથી. વળી બીજું એકે, જ્યારે એમનો સમાગમ થયો ત્યારે મારૂં અલ્હેતાપણું હતું. ઘણું ઘણું પુછવાનું રહી ગયું, એનો હવે મને પસ્તાવો થાય છે.

ભટ્ટ નરભેરામ પ્રાણશંકર ગોગા.



# અનુક્રમણિકા.



## વિભાગ ૩ જો.



## ચિત્ર કાવ્ય.





શ્રી

# નભૂવાણી.

(નભૂલાલ કૃત).

श्री

# नमू वाणी.

विभाग १ લો—ગુજરાતી.

## ખંડ ૧ લો.

### ઈશ્વરજ્ઞાન વિષે.

### अनुभव गीता.

(રાગ—સામેરીની ચાલ.)

શ્રીગુરૂ ચરણે કરૂં પ્રણામજી, કરુણાસિંધુ સુખના ધામજી;
સેવાકારણ સાલિગરામજી, ભવસાગરમાં ઠરવા ઠામજી. ૧.

ઢાળ.

ઠામ ઠરવા ભવનિધિમાં, નાવ ગુરુપદ ધ્યાન છે;
ગુરૂમહિમા જાણે નહી, જેને અંતરમાં અભિમાન છે. ૧
અભિમાનનું બળ અતિઘણું, મેં દીઠું દીનદયાળ;
સદગુરૂ સ્વામી વના એ, કોણ છેદે જાળ. ૨
જાતિ કુળ ને ભણ્યાનું, અભિમાન અતિસેં આવે;
આચાર ઇષ્ટ ઉપાસના, અભિમાનને ઉપજાવે. ૩
તિરથ વ્રત જપ દાન નીમ, અષ્ટાંગ જોગને સાધે;
સાધન કરીને સિદ્ધ થાએ, અભિમાન અદકો વાધે. ૪
ચાર દેહના માન માટે, અભિમાની સહુકો કહે;
પ્રાજ્ઞ તૈજસ વિશ્વ માની, બિજા તો બાહેર રહે. ૫
એ માન મટવું કઠિણ પ્રભુજી, ગુરૂકૃપા વણ નવ ટળે;
અધિકારી વના અંતર ન ભીંજે, સત વિધિ સાથે મળે. ૬

એ મોહમદિરા ઉગ્ર છે, તેણે આવરયો કૈં કાળથી;
તે સદગુરુ કરુણા વિના, એ ન છુટે જંજાળથી, ૭
બહુ જન્મનો અથડાયલો, દાધો ત્રિવિધિના તાપનો;
ચૌદ ભોવનમાં ભમે, નહિં પાર પુન્ય ને પાપનો. ૮
ઘટચક્રમાં જેમ કૂપજળ તે, ભરી ભરી ઠલવાય છે;
ચાર ખાણ ને લખ ચોરચાસી, ફરી ફરી અથડાય છે. ૯
એ ફેરો ટળવા કારણે, સેવિએ સદગુરુચર્ણ;
દીનબંધુ દયાનિધિ પ્રભુ, તમે અશરણાશર્ણ. ૧૦
અભિમાન છુટ્યાતણો પ્રભુજી, કહો મુને ઉપાએ;
ગુરૂ કહે સુણ શિષ્ય એ, અનુભવ વિના નવ જાએ. ૧૧
સ્થુળ દેહને સોધિએ, માહે નિત્યાનિત્ય વિચારિએ;
અનિત્ય લહિ અભિમાન તજિએ,સુક્ષ્મમાંહે સધારિએ. ૧૨
એ અનુક્રમે મુકિએ, એક નિત્ય આત્મા જાણિએ;
ચોથું ઘર જો અનુભવે તો, મહાકારણમાં માણિએ. ૧૩
સવિકલ્પ એજ સમાધી વિશ, ત્રિપુટી આત્મા એક છે;
ત્યાંસુધી જ્ઞે જ્ઞાન જ્ઞાતા, ત્રણનો વિવેક છે. ૧૪
નિર્વિકલ્પ એક ચૈતન, ત્રિપુટી તાંહાં નવ ઠરે;
કેહે નભુ એ થાય અનુભવ, સદગુરુ કરુણા કરે. ૧૬

**ઈતિશ્રી અનુભવ ગીતાયાં અભિમાન નિરૂપણો નામ પ્રથમ પર્વઃ—૧.**

---

### ચાલ.

કરજોડીને પાયે લાગુંજી, વિનતિ કરવા આજ્ઞા માગુંજી;
નિસદિન ચરણાંબુજ અનુરાગુંજી, એ ઉપાયે અભિમાન ત્યાગુંજી. ૧

### દોડ.

ત્યાગું અભિમાન એ ઉપાયે, પ્રભુ એક સંશય ઉપન્યો;
નિરણે કરી કોહો નિરુપણ જે, ગુરુ શિષ્ય સ્વરૂપનો. ૨
ગુરુ કહે શિષ્ય સાંભળ વાણી, પ્રાણી સરવે એક છે;
જેમ હંસ બગ સહુ ઉજળા, તેહેના ચારા માંહે વિવેક છે. ૩
ભાઇ ગુરુ પાંચ પ્રકારના, તેનો ભેદ કહું તે ચિત ધરો;
શ્રવણ મનન નિદધ્યાસથી, તમે અંતરમાં અનુભવ કરો. ૪

પ્રથમ ગુરુ તે માતપિતા; જેણે જન્મ્યા આ સંસારમાં;
નામ રૂપે સમજાવ્યા; આ લોકના વેહેવારમાં. ૫
બિજો ગુરુ જેણે વિદ્યા આપી, ઉદ્યમ કુળ આચારની;
તેથકી ચિંતા મટી, મનતણી વસ્ત્ર અહારની. ૬
ત્રિજો ગુરુ કુળગોર કહિયે, શ્રાદ્ધાદિક કર્મ આચરે;
યજ્ઞ યાગ અનેક ધા, કુળગુરુ વિના કોઇ ના કરે. ૭
ચોથો તે દિક્ષા ગુરુ, જે આપે ઇષ્ટ ઉપાસના;
અંતઃકરણની સુદ્ધતા પણ, તાહાં લગી ન મરે વાસના. ૮
પાંચમો તે સદગુરુ, સદ નિત્ય વસ્તુ દાખવે;
ચિદ જાણ્યું આનંદ થયું, તે સચ્ચિદાનંદ અનુભવે. ૯
આધિદૈવક ત્રણ ગુરુ, અધિભૂત કહિયે ચારમો;
સદગુરુ અધ્યાત્મ કહિયે, એ નિસાન ત્રિપુટી પારનો. ૧૦
ગુરુ શિષ્ય કારણ તહાં લગી, જહાં લગી વસ્તુ નવ લહે;
જાણ્યું ત્યારે બેહુ સરખા, ઉપકારમાટે ગુરુ કહે. ૧૧
જેમ ધનુષમાંથી તીર છુટે, વાગે શબ્દ નિસાનમાં;
તેમ શબ્દ સાથે જાય સુરતા, લય પામે નિજ જ્ઞાનમાં. ૧૨
શબ્દ ગુરુ ને શિષ્ય સુરતા, સ્મરણ અનુભવ બ્રહ્મનુ;
વાણીજાળથી નિસરે, કાંઇ જોર ન ચાલે કર્મનુ. ૧૩
શિષ્ય હોય સુજાણ સુધો, પાત્ર પૂરવનો ભણ્યો;
તેને બોધ લાગે બોલતાં, જાણે આગળનો દિસે ભણ્યો. ૧૪
તે શબ્દ થાતાં અનુભવે, પછે ખરૂં ખોટું ઓળખે;
જેમ હંસ જળને દૂર કાઢે, દુધને પ્રીતે ભખે. ૧૫
તે શિષ્યને સદ્ગુરુ મળે તો, હેલામાં ભવસિંધુ તરે;
કહે નભૂ થાય આત્મ અનુભવ, જેને સદ્ગુરુ કરુણા કરે. ૧૬

ઇતિ શ્રી અ૦ ગુરૂ શિષ્ય ભેદ નિરૂપણો નામ દ્વિતિયપર્વઃ ૨.

---

ચાલ.

તમે છો વ્યાપક વિશ્વાધારજી, તમારો મહિમા અપરમપારજી;
અનુભવ વસ્તુ શું કેહેવાયજી, સંશય છેદો ત્રિભુવનરાયજી. ૧.

દોહ.

ત્રિભોવનપતિ કહું વિનતી, એ સંશય મહારો ટાળિયે;
પ્રગટ કરી કહો પ્રભુજી, જેમ હસ્તામળવત નહાળિયે. ૨

ગુરુ કહે ધન બુદ્ધ તહારી, એ પ્રશ્ન ઉત્તમ ઉચર્યું;
સાંભળજે શ્રવણે ધરી, એનો ઉત્તર જે પ્રગટ કરૂં. ૩
ભાઇ અનુ કેહેતાં અનુદિન, તે સન્ના દિનરાતની;
ભવ કહેતાં હોય છે, એ પરિક્ષા કર વાતની. ૪
કોઇ કહે બે નેત્ર છે, કોઈ એક નેણા ઓચરે;
અનુભવિ એ વાતનું, ભાઇ નિરૂપણુ નિશ્ચે કરે. ૫
નાકના બે અગ્રને, બે સાથે નવ જોવાય;
નિજ નેત્ર નાકે અનુભવે, એકનો નિશ્ચે થાય. ૬
એમ શબ્દ ગુરુ વેદાંતનો, તેને અનુભવિ અનુભવ કરે;
એ આત્મદર્શી અનુભવે, તાંહાં દેહ દરશી નવ ઠરે. ૭
અનુભવ વિજ્ઞાન કહિયે, સાક્ષી તેનો કો નથી;
તે કેહેવું છે કેહેવાય નહિં, તો વાણી કેમ શકે કથી. ૮
અનુભવ સમરણુ લક્ષનુ, સમ વિશ્વ વ્યાપક થૈ રહે;
સકળ પંચક પાર અનુભવ, કોઇ કોહોને શું કહે. ૯
શ્રુતિ સ્મૃતિ ને જુક્તિ અનુભવ, એ ચારનો વિચાર છે;
સાંભળ વિરા ચિત્ત ધરીને, એનો કહું જે પ્રકાર છે. ૧૦
શ્રુતિ ગુરુ વેદાંત વાણી, સ્મૃતિ સાખ પૂરાણની;
દૃષ્ટાંત જુક્તિ જોગવે, સિદ્ધાંત વસ્તુ જાણની. ૧૧
સિદ્ધાંત વસ્તુ પ્રાપ્ત થૈ તે, અનુભવ કેહેવાય;
દૃષ્ટાંત કહું છું પોંચતું, ઉતારજે ઉરમાંય. ૧૨
એક વિપ્ર કેહે ગોકુળમાં, પેંડા અપૂરવ થાય;
બિજો કહે એ વાત સાચી, સ્મૃતિ સાખ પૂરાય. ૧૩
જુક્તિ તે જે ગયો ગોકુળ, અનુભવ જે ભક્ષણુ કરે;
એ ત્રણથી તો ઓળખ્યો, પણ કાજ તો ખાધે સરે. ૧૪
એ ચાર પ્રકારે ચતુરને, આલોચિ અંતર ધારવું;
સાંખ્ય શાસ્ત્રે વિભાગ કરિને, નિત્યાનિત્ય વિચારવું. ૧૫
કામ થાએ જંતુનું, જેના અંતરમાં અનુભવ ઠરે;
કહે નભૂ નિજરૂપ થાયે, જો સદ્‌ગુરુ કરુણા કરે. ૧૬

ઇતિ શ્રી અ૦ ગુરૂશિષ્ય સંવાદે અનુભવ શબ્દ નિરૂપણો નામ તૃતિય પર્વઃ ૩.

ચાલ.

શ્રી ગુરુ સ્વામી કરુણા કિજેજી, ભવસિંધુથી અભેવર દિજેજી;
શરણાંગતને શરણે લિજેજી, તમ કરુણાથી કારજ સીજેજી. ૧

દોડ.

સીઝે કારજ સ્વામી મહારા, સાંખ્ય મુને સમજાવિયે;
તત્વજ્ઞાન પ્રકાશ કરી, પ્રભુ સંશય સર્વ સમાવિયે. ૨
સદ્ગુરુ કહે સાંભળ સુત, કહું પંચીકરણનો ભેદ;
એક આત્મા નિત્ય છે તે, અજર અમર અછેદ. ૩
પૃથ્વિ જળ ને તેજ વાયુ, પાંચમું આકાશ;
તમોગુણથી ઉપન્યા, તે તમવડે પ્રકાશ. ૪
ગંધ રસ વળી સ્પર્શતા ને, રૂપ શબ્દ કેહેવાયઃ
એ પંચ વિષય છે તત્વના, તહારી સત્તા તે માંય. ૫
દશે ઇંદ્રિ દેવ દશ, એ રાજસથી ઉત્પન્ન;
અંતઃકરણ છે સત્વથી, અહંકાર ચિત બુદ્ધિ મન્ન. ૬
હવે ચાર દેહના અભિમાની, કહું તે ચિત ધારજે;
અનુભવ અંતરમાં ધરી ભાઇ, તિવ્ર બુદ્ધે વિચારજે. ૭
વિશ્વમાની સ્થૂળનો, તૈજસ સુક્ષમ જાણ;
કારણ માની પ્રાજ્ઞ ને, મહાકારણનો નિરવાણ. ૮
આવર્ણ શક્તિ જીવને, વિક્ષેપ ઇશ પ્રમાણ;
આવર્ણ ને વિક્ષેપ બંને, માયાનું મંડાણ. ૯
હવે કોશ પાંચ ને પાંચ વાયુ, તેનો કહું વિસ્તાર;
અન્નમય ને પ્રાણમય, વળી મનોમય અવિધાર. ૧૦
વિજ્ઞાનમય આનંદમયનો, ક્રિયાથી વિચાર;
કુર્મ કૃકલ નાગ દત્ત ધનંજય, વાયુ પાંચ પ્રકાર. ૧૧
હર્ખ શોક ક્ષુધા તૃશા, જરા મૃત્યુ ઉર્મી મર્મ;
મન પ્રાણ ને દેહના, અનુક્રમે બબ્બે ધર્મ. ૧૨
એ પંચીકરણ સંક્ષેપમાં, મેં સમજાવ્યું તુજને સહી;
એ સર્વ ચૈતન તુંજવડે, પણ તૂં જેહેવું એકે નહીં. ૧૩
પરા પશ્યંતી મધ્યમા, વૈખરી તાહારી વાણ;
નાભી હ્રદે ને કંઠ મુખ એ, સ્થાનક તેનાં જાણ. ૧૪

ગુરૂ કહે ધન બુદ્ધ તહારી, એ પ્રશ્ન ઉત્તમ ઉચર્યું;
સાંભળજે શ્રવણ ધરી, એનો ઉત્તર જે પ્રગટ કરૂં. ૩
ભાઇ અનુ કેહેતાં અનુદિન, તે સન્ના દિનરાતની;
ભવ કહેતાં હોય છે, એ પરિક્ષા કર વાતની. ૪
કોઇ કહે બે નેત્ર છે, કોઈ એક નેણ ઓચરે;
અનુભવિ એ વાતનું, ભાઇ નિરૂપણ નિશ્ચે કરે. ૫
નાકના બે અગ્રને, બે સાથે નવ જોવાય;
નિજ નેત્ર નાકે અનુભવે, એકનો નિશ્ચે થાય. ૬
એમ શબ્દ ગુરુ વેદાંતનો, તેને અનુભવિ અનુભવ કરે;
એ આત્મદર્શી અનુભવે, તાંહાં દેહ દરશી નવ ઠરે. ૭
અનુભવ વિજ્ઞાન કહિયે, સાક્ષી તેનો કો નથી;
તે કેહેવું છે કેહેવાય નહિં, તો વાણી કેમ શકે કથી. ૮
અનુભવ સમરણ લક્ષનુ, સમ વિશ્વ વ્યાપક થૈ રહે;
સકળ પંચક પાર અનુભવ, કોઇ કોહોને શું કહે. ૯
શ્રુતિ સ્મૃતિ ને જુક્તિ અનુભવ, એ ચારનો વિચાર છે;
સાંભળ વિરા ચિત્ત ધરીને, એનો કહું જે પ્રકાર છે. ૧૦
શ્રુતિ ગુરુ વેદાંત વાણી, સ્મૃતિ સાખ પૂરાણની;
દૃષ્ટાંત જુક્તિ જોગવે, સિદ્ધાંત વસ્તુ જાણની. ૧૧
સિદ્ધાંત વસ્તુ પ્રાપ્ત થૈ તે, અનુભવ કેહેવાય;
દૃષ્ટાંત કહું છું પોંચતું, ઉતારજે ઉરમાંય. ૧૨
એક વિપ્ર કેહે ગોકુળમાં, પેંડા અપૂરવ થાય;
બિજો કહે એ વાત સાચી, સ્મૃતિ સાખ પૂરાય. ૧૩
જુક્તિ તે જે ગયો ગોકુળ, અનુભવ જે ભક્ષણ કરે;
એ ત્રણથી તો ઓળખ્યો, પણ કાજ તો ખાધે સરે. ૧૪
એ ચાર પ્રકારે ચતુરને, આલોચિ અંતર ધારવું;
સાંખ્ય શાસ્ત્રે વિભાગ કરિને, નિત્યાનિત્ય વિચારવું. ૧૫
કામ થાએ જંતુનું, જેના અંતરમાં અનુભવ ઠરે;
કહે નભૂ નિજરૂપ થાયે, જો સદ્દગુરુ કરુણા કરે. ૧૬

**ઇતિ શ્રી અ૦ ગુરૂશિષ્ય સંવાદે અનુભવ શબ્દ નિરૂપણો નામ તૃતિય પર્વઃ ૩.**

---

ચાલ.

શ્રી ગુરુ સ્વામી કરુણા કિજેજી, ભવસિંધુથી અલેવર દિજેજી;
શરણાંગતને શરણે લિજેજી, તમ કરુણાથી કારજ સીજેજી. ૧

દોહ.

સીઝે કારજ સ્વામી મ્હારા, સાંખ્ય મુને સમજાવિયે;
તત્વજ્ઞાન પ્રકાશ કરી, પ્રભુ સંશય સર્વ સમાવિયે. ૨
સદ્ગુરુ કહે સાંભળ સુત, કહું પંચીકરણનો ભેદ;
એક આત્મા નિત્ય છે તે, અજર અમર અછેદ. ૩
પૃથ્વિ જળ ને તેજ વાયુ, પાંચમું આકાશ;
તમોગુણથી ઉપન્યા, તે તમવડે પ્રકાશ. ૪
ગંધ રસ વળી સ્પર્શતા ને, રૂપ શબ્દ કેહેવાયઃ
એ પંચ વિષય છે તત્વના, તહારી સત્તા તે માંય. ૫
દશે ઇંદ્રિ દેવ દશ, એ રાજસથી ઉત્પન્ન;
અંતઃકરણ છે સત્વથી, અહંકાર ચિત બુદ્ધિ મન્ન. ૬
હવે ચાર દેહના અભિમાની, કહું તે ચિત ધારજે;
અનુભવ અંતરમાં ધરી ભાઇ, તિવ્ર બુદ્ધે વિચારજે. ૭
વિશ્વમાની સ્થૂળનો, તૈજસ સુક્ષમ જાણ;
કારણ માની પ્રાજ્ઞ ને, મહાકારણનો નિરવાણ. ૮
આવર્ણ શક્તિ જીવને, વિક્ષેપ ઇશ પ્રમાણ;
આવર્ણ ને વિક્ષેપ બંને, માયાનું મંડાણ. ૯
હવે કોશ પાંચ ને પાંચ વાયુ, તેનો કહું વિસ્તાર;
અન્નમય ને પ્રાણમય, વળી મનોમય . અવિધાર. ૧૦
વિજ્ઞાનમય આનંદમયનો, ક્રિયાથી વિચાર;
કુર્મ કૃકલ નાગ દત્ત ધનંજય, વાયુ પાંચ પ્રકાર. ૧૧
હર્ખ શોક ક્ષુધા તૃશા, જરા મૃત્યુ ઉર્મી મર્મ;
મન પ્રાણ ને દેહના, અનુક્રમે બબ્બે ધર્મ. ૧૨
એ પંચીકરણ સંક્ષેપમાં, મેં સમજાવ્યું તુજને સહી;
એ સર્વ ચૈતન તુંજવડે, પણ તૂં જેહેવું એકે નહીં. ૧૩
પરા પશ્યંતી મધ્યમા, વૈખરી તાહારી વાણ;
નાભી હૃદે ને કંઠ મુખ એ, સ્થાનક તેનાં જાણ. ૧૪

જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, ચાર અવસ્થા પાર;
તું અખંડિત આતમા, એ વાણિ રહિત વિચાર. ૧૫
એ પંચિકરણને પાર જૈને, અનુદિન અનુભવ ધરે;
કેહે નભૂ તે સ્વે હરિ, જેને સદ્‌ગુરુ કરુણા કરે. ૧૬

ઇ૦ શ્રી અ૦ ગુ૦ સંવાદે સાંખ્ય શાસ્ત્ર નિરૂપણો
નામ ચતુર્થ પર્વઃ-૪.

---

પદ-રાગ-કલ્યાણ.

ભવ તરવા પ્રાણી ગુરુપદ સેવો. ટેક.
ફરિ ફરિ નાવે દુર્લભ આ અવસર, માનુષ દેહે મેવો. ભવ૦ ૧
ચાર ગુરુ તે પાત્ર થવાને, આચરણે રેહેવો;
સદ્‌ગુરુ શબ્દ હૃદેમાં ગૃહીને, તે અનુભવ લેવો. ભવ૦ ૨
ચાર દેહનું માન મટાવા, ગુરુ મહિમા ગ્રેહેવો;
પાંચ તત્વનો તું પ્રકાશિક, તેમાં તે જેહેવો. ભવ૦ ૩
કામ મદાદિ તસ્કર સહુને, જ્ઞાન દંડ દેવો;
નભુ અનુભવગીતાનો અનુભવ, તું જાણી લે એવો. ભવ૦ ૪

ઇતિ પદ ૧ લું.

ચાલ.

કરજોડીને લાગું પાયેજી, ગુરુમહિમા મેં ગણ્યો નવ જાયેજી;
નાનામતમાં ઘણા જન ગાયેજી, સાંભળતાંમા સંશે થાયજી. ૧

દોઢ.

સાંભળતાંમાં સંશે થાયે, પ્રભુ આચારજ આગે થયા;
વ્રત નિયમ ઉપાસના, તે કવણ કારણ પરઠિયાં. ૨
તારે ગુરુ કહે સુણ શિષ્ય મહારા, એ પ્રશ્નનો પરિહાર;
આચારજ આગે થયા તે, જાણે તત્વવિચાર. ૩
તે મોહોટા પાસે સેવાને, આવે તે પ્રાણી માત્ર;
પણ હજારોમાં એક હોય, ભાઇ જ્ઞાન કેરૂં પાત્ર. ૪
પછે પાત્ર જોઇને મહાપુરૂષ, તેને આપે આતમજ્ઞાન;
અન્યને કર્મ ઉપાસના, જપ તપ તીરથ ને દાન. ૫
ભાઈ જંતુ ચાર પ્રકારના, તેનો ભેદ કહું નિરધાર;
મુક્ત મુમુક્ષુ વિષઇ પામર, સાંભળ તે વિસ્તાર. ૬

મુક્ત પુરૂષ તો બ્રહ્મ રવે, મુમુક્ષુ મોક્ષ ઈચ્છા કરે;
વિષઈ વિષયાશક્ત રેહે, પામર પશુ જેહેવા ફરે. ૭
તે મુમુક્ષુ ત્રણ જાતના, ઉત્યમ મધ્યમ મંદ;
ઉત્તમ નિવારે કર્મને, ચાહે અખંડાનંદ. ૮
મધ્યમને ઉપાસના, દૃઢ નિયમ વ્રત વિશ્વાસ;
સાધુની સેવા કરે, સંસારથી ઉદાસ. ૯
મંદ કર્મ કરે સહૂ, અર્પે હરીને તેહ;
જેમ ઘટે તેમ આચાર્ય આપે, એમાં નહિ સંદેહ. ૧૦
તે ઘણે કાળે પાત્ર થાયે, અંતઃકરણ મેલું મટે;
મહા પુરૂષ એમ જાણિને, કેહે જેહને જે કેહવું ઘટે. ૧૧
પછે મર્કટ મુઠી ગ્રહે મુરખ, આવો ઉદ્યમ નવ કરે;
કોટી ઉપાય કરે સહુ પણ, કાગદ પારો નવ ઠરે. ૧૨
એમ કર્મ ઉપાસના જ્ઞાન તે, સહુ મુમુક્ષુને સંભવે;
મુક્તને એકે નહિ, જે આત્મવિદ્યા અનુભવે. ૧૩
તે માટે આચારજે, પડનાલિકા એવી કરી;
પાત્ર પક્વ થયા વિના ભાઇ, વસ્તુ કેમ સકે ઠરી. ૧૪
પછે મોટાનો લઈ આસરો, પાખંડ કરે બહુ પેરનાં;
વાદ કરી વઢતા ફરે, જેમ કુંજડા હોય શેહેરના. ૧૫
વાદે વળગ્યા નવ રહે, કોઈ વીરલા અનુભવ ધરે;
કેહે નભુ તે ભવ તરે, જેને સદ્ગુરુ કરુણા કરે, ૧૬

ઈ૦ શ્રી અ૦ ગુ૦ કર્મ ઉપાસના નિરૂપણો
નામ પંચમ પર્વઃ-૫.

---

ચાલ.

સદ્ગુરુ સ્વામી શરણે રાખોજી, ભવના બંધન કાપી નાંખોજી;
કરુણાદૃષ્ટે હુંપર ઝાંખોજી, છાના ભેદ તે પ્રગટ ભાંખોજી ૧

દોડ.

પ્રગટ ભાંખો પ્રભુ મહારા, એક સંશે ઉરનો ટાળિયે;
અધમઉધારણ દિનબંધુ, એ બર્દ પ્રેમે પાળિયે. ૨
પ્રભુ આગે ભક્ત અનેકધા, તેને પ્રગટ દર્શન આપિઉં;
નાના વિધનાં રૂપ લઈને, કષ્ટ તેનું કાપિઉં. ૩

પ્રભુ બ્રહ્મ તો અવિનાસ છે, ખંડિતા કેમ થાયે;
નામ રૂપ તો નાશ પામે, એ સંદે ઉર માંયે. ૪
તારે ગુરુ કહે સુણ શિષ્ય મહારા, આ વિશ્વ માયાથી થયું;
જેને જ્ઞાન નિજ સ્વરૂપનું, તેને દ્વૈત ભાન મટી ગયું. ૫
એ જંતુ રૂપે માયા થઇ ને, માયા કર્મ ઉપાસના;
વળી તૃષ્ણા રૂપે માયા થઇ, થઇ માયા રૂપે વાસના. ૬
આકાર માયા ઈશ પરઠ્યો, અભ્યાસ એવો આદર્યો;
ભક્તિનું બ્રદ પાળવા, પછે વેસ માયાયે ધર્યો. ૭
એમ પ્રત્યક્ષ પરચો માયાનો, તે માયાયે વખાણિયો;
એ દેવ સાધન જંતુ જૂઠો, જારે આત્મા જાણિયો. ૮
જેમ ખાંડનાં ખીબાં ભર્યાં, થયાં સ્વાન સિંહ શિયાળ;
મૂળ વસ્તુ જ્ઞાનથી, તેને ભક્ષ કરે તત્કાળ. ૯
તેમ અનિરવચની આદ્ય માયા, પ્રકૃતિ એ બ્રહ્મની;
જુક્તિ જાણે વિરલા એ, માયા કેરા મર્મની. ૧૦
પાતાળથી વૈકુંઠ સુધી, જાણ માયા વૈષ્નવી;
એ માયાના પ્રપંચને, જાણશે કોઇ અનુભવી. ૧૧
તે માટે એ સર્વ સાચું, વિશ્વ સાચું જહાં લગી;
આ જક્ત છે તે આત્મા એવું, ભાસ થયું ના ત્યાંલગી. ૧૨
વિશ્વ તે જે ભેદ બુદ્ધિ, બ્રહ્મ તે જે અભેદ;
જક્ત તે જે નાસ પામે, આતમા અછેદ. ૧૩
ચૈતનની સત્તા વડે, એ માયા નાટક થાય;
આત્મજ્ઞાની પુરૂષને, એ મિથ્યા ઘેન પળાય. ૧૫
સતસંગત કિધા વિના, સદ્ગુરુ નવ ઓળખાય;
સદ્ગુરુ પ્રિછયા વના, પોતાપણુ નવ જાય. ૧૫
પોતાને જાણ્યાથકી, એ સેહેજે ભવસિંધુ તરે,
કહે નભૂ અનુભવ ઉપજે, જો સદ્ગુરુ કરુણા કરે. ૧૬

ઈ૦ શ્રી અ૦ ગુ૦ સાકાર નિરૂપણો નામ સપ્તમ પર્વઃ ૭.

---

ચાલ.

સંશય મનના પામ્યાં સાંતજી, ગુરુ કરુણાથી ભાંગી ભ્રાંતજી;
જીવનમુક્ત વદે વેદાંતજી, સ્વામી તેનું શું સિદ્ધાંતજી. ૧

દોહ.

સિદ્ધાંત શું ને લક્ષણ કેહેવાં, તે કરે શું ના કરે;
સો જાપ તપ ને ધ્યાન કેહેતું, સેં સ્વરૂપે તે ફરે. ૨
પ્રગટ ભેદ પ્રકાશ કરીને, કહો મારા નાથ;
આનંદસાગર પ્રસનતાથી, બોલ્યા શિષ્યની સાથ. ૩
જીવતાં પેહેલો મરીજાએ, તેજ જીવનમુક્ત;
ભાઈ સાંભળજે શ્રવણે ધરી, તેને ચાલવાની જુક્ત. ૪
સુખ દુઃખ રાગ દ્વેશ વૃદ્ધિ, હાણુ ને નિંદા સ્તુતી;
માન બડાઇ ઇર્ષા જાણે, પ્રથમ સરજી ના હતી. ૫
નહિં પક્ષપાત ને ઘાત આંટી, અમળ અંતઃકર્ણ;
સંકલ્પ સર્વ સમીગયા, જે જીવતાં પાસ્યો મર્ણ. ૬
કર્મ ધર્મ ને પુણ્ય પાતિક, વર્ણ આશ્રમ ભેદ;
સ્વપચ ઘર કે તીરથ ભોમી, મટ્યો સઘળો ખેદ. ૭
ત્રી સુન્ય પાર સદા રમે, કરી ઉનમુનીમાં વાસ;
તાંહાં ધ્યાન ધાતા ધ્યે નહિ, ઉપાસના ઉપાસ્ય. ૮
તે સદા નિરંતર વ્યોમ વત, અખંડ અજપ્પા અર્થ;
દ્રષ્ટાંત ત્યાં પોંચે નહીં, સિદ્ધાંત છે સમર્થ. ૯
સ્વે સ્વરૂપાકાર વૃત્તિ, સાક્ષીવત્ વિચરે સદા;
તે ફરે સુકાં પર્ણવત્, સુખ દુઃખ વિના સેહેજે મુદા. ૧૦
જેમ જળકુકડી જળ વિષે, બુડે ઉડે ચાલે તરે;
એવી જુક્તિ જિવનમુક્તની, તે સ્હેજના ઘરમાં ફરે. ૧૧
નીલ પિત ને રક્તાદિમા, બીંબ ભાનુતું ભળે;
તાતો સિતળ થાય નહિ, તે હુતું થાતે નવ બળે. ૧૨
તેમ રહે અસંગી અંગથી, એને સંગ નહિ રે શરીરનો;
પંકજ જળ ભેદે નહિં, ઉપાય ન ચાલે નીરનો. ૧૩
એમ મુક્ત પુરૂષની મહાદશા, તે પ્રિછ્યામાં આવે નહીં;
તે સઘળે દેખે બ્રહ્મમય, જેની સુરતા સુલટી થઈ. ૧૪
મુઆં પછી જે મોક્ષ કેહે તે, મિથ્યા કલ્પ્યું મનવડે;
જે મોક્ષ પામ્યો જીવતાં, તે ભાતે ભુલો નવ પડે. ૧૫
ધન ધન એવા પુરૂષને, જે જીવતાં પેહેલો મરે;
કહે નભૂ અનુભવ ઉપજે, જેને સદ્ગુરુ કરુણા કરે. ૧૬

ઇ૦ શ્રી અ૦ ગુ૦ જીવનમુકત નિરૂપણો નામ સપ્તમ પર્વઃ-૭.

## ચાલ.

સદ્ગુરુ સ્વામી કરુણા આણીજી, શરણે લીજે નિજ તન જાણીજી;
અધાધ બોધ અવિચળ વાણીજી, જેથી ઉધરે પામર પ્રાણીજી. ૧

## ઢાળ.

પ્રાણી ઉધરે ભવનિધિથી, એ વચનને જાઉં વારણે;
એક પ્રશ્ન ઉપન્યું પ્રભુજી, નિજ મોક્ષ ઇચ્છા કારણે. ૨
પ્રભુ જોગની જુક્તિ કહો, તે કોણ કોણ પ્રકાર છે;
જોગ અક્ષર અર્થ શું, તેનો કહો જે પ્રકાર છે. ૩.
તારે ગુરૂ કહે સુણ વત્સ મહારા, નિગમ કેરી વાણ;
એક અર્ચી ને એક ધૂમ મારગ, રાજ ને હઠ જાણ. ૪
પ્રથમ હઠનું નિરૂપણ તું, સાંભળજે શ્રવણે ધરી;
જોગની ખટ ક્રિયા કરવા, એક સ્થળ બેસે ઠરી. ૬
એક ગણપતિ ગજ ક્રિયા દૂજી, ત્રિજી તે ધોતી કહી;
ચોથી નોળી પાંચ નેતિ, ખેચરી છઠ્ઠી લહી. ૬
એમ શરીરની થઈ સુદ્ધતા ને, શીલ આચરણ પાળવું.
રસ નિરસ થઇ ધૃડતા ગૃહિને, સિદ્ધ આસન વાળવું. ૭
મૂળ જાળંધર વળી, ઉડ્યા ન ત્રણે બંધ;
પછે પ્રાણ ને અપાનનો, સુલટો કરે સમંધ. ૮
પછે પ્રાણનો દેહે પિંડ માંહે, ભેદન કરે ખટ ચક્ર;
એ ગુરુ વિના ઘર નવ જડે, મારગ છે અતિ વક્ર. ૯
ગણપતિ બ્રહ્મા હરિ, શિવ ઈંદ્ર અગ્નિ સ્થાન;
જે જે કમળના ઈશ તહાં, જૈ ધરે તેનું ધ્યાન. ૧૦
જે જે સ્થળમાં જઇશકે, તેટલી સિદ્ધિ થાય;
સિદ્ધિને સંગ્રે નહિ, તો રવિ સમ મહિમાય. ૧૧
પછે જ્ઞાન આત્માનું લહે, તો જોતે જોત સમાય;
ભંગ થાયે લિંગનો, ને એક ચૈતન થાય. ૧૨
અગ્નિ આવ્યો જળ વિષે, તે માટે કહિયે જોગ;
દેખાદેખી આચરે તો, અંગ આવે રોગ. ૧૩
યોગાગ્નિએ દેહે પકવ થાયે, પછે જ્ઞાનથી કારજ સરે;
કહે નભુ થાય આત્મ અનુભવ, જેને સદ્ગુરુ કરુણા કરે ૧૪

ઇતિ શ્રી અ૦ ગુ૦ હઠયોગ નિરૂપણો નામ અષ્ટમ પર્વઃ ૮.

પદ-રાગ-પૂરવી.

સમર મન સદ્ગુરુચરન સરોજ; સમર૦; ટેક.
પામર વિષઈ કો તીરથ રત, પાત્ર હોવેકી ચોજ; સમ૦. ૧
કર્મ કરી નિસ્કર્મ સત્વગુની, ભાગી અવિદ્યા ફોજ, હું વારી;
કરી ઉપાસના અગુન યોગ લગ, કીની આત્મા ખોજ; સમ૦. ૨
જીવનમુક્ત ભયો વૈદેહિ, મિટગયો મિથ્યા બોજ, હું વારી;
નભુ અનુભવગિતાકો હારદ, એ સુનસાકી મોજ; સમ૦. ૩

પદ-૨. પુરણ.

---

ચાલ.

સાંભળ શિષ્ય કહું એક વાતજી, રાજયોગ કેરી ખ્યાતજી;
સમજણકેરૂં અંહિ છે કામજી, અંતર જોવું છે નિજ ધામજી. ૧

હોડ.

નિજ ધામ જોવા કારણે, ભાઇ કીજિયે સતસંગ;
વિન પ્રયાસે વસ્તુ લાધે, ઘાટ પામે ભંગ. ૨
ચાર સાધન સમ દમાદિ, મુક્તને અધિકાર;
કે કાળ કરતો આવિયો, તે પાત્ર છે નિરધાર. ૩
તેને પ્રથમ તત્વ તપાસવાં, ભાઇ સાંખ્ય શાસ્ત્ર પ્રમાણ;
પછે નિત્યાનિત્ય ને કાય કારણ, સૌં સ્વરૂપે જાણ. ૪
પછે અભિમાનીનાં સ્થળ કિયાં, તે ધારવું મનમાંયે;
પછે પ્રણવસાથે લક્ષ રાખી, જાવું તે સ્થળ ઝાંયે. ૫
જે પ્રણવ તે મહાવાકય છે, એ મંત્ર ત્રિપુટી મધ્ય;
તે પાર નાદની પાર લય, સિદ્ધાંત થાયે સિદ્ધ. ૬
હવે ચિત્ત ધૃઙ એ સ્થિરાસન, ક્રિયા તે દશ લક્ષણ;
અર્ધ માત્રા મંત્ર તત, એ સાક્ષી નિરક્ષણ. ૭
ખંબ્રહ્મેતિ વેદવાણી, તદાકાર પ્રકાશ;
હદ અનહદ પાર અનુભવ, એજવત આકાશ. ૮
તાંહાં નહિં અંતઃકરણ ચારે, જિવેશ માયા સુદ્ધ;
દૃષ્ટાંત પોંચી નવ શકે, પણ જેમ જળ ને દુધ. ૯
અખંડ એહ સ્વરૂપમાં, દેહે ચાર છાયાં માત્ર;
એ સ્વરૂપે મહાન પુરૂષો, વસ્તુકેરાં પાત્ર. ૧૦
ઘાટ ભંગ થઇગયો, ભાસ્યો નિરાળો નાટ;
ચૈતન વિના ન કિંચિદસ્તી, કનક કુંડળ ઘાટ. ૧૧

દૃષ્ટાંત આવે દૃષ્ટિમાં, સિદ્ધાંત તે સરખું નહીં;
ગુરૂ કરાંગુલિકરિ કહે, જો ચંદ્રશાખાવત્ કહી. ૧૨
સિદ્ધાંત જાણી સ્વે થયો, એ પરમારથ પામ્યો સરે;
કહે નભૂ થાય આત્મવિત્, જો સદ્‌ગુરુ કરુણા કરે. ૧૩

**ઈ૦ શ્રી અ૦ ગુ૦ રાજયોગ નિરૂપણો નામ નવમ પર્વ; ૯.**

---

ચાલ.

સદ્‌ગુરુ સ્વામી પરમારથજી, એથી અન્ય નથી સમર્થજી;
મહિમા જાણે સરિયો અર્થજી, જેણે ન જાણ્યું તે જન્મ્યો વ્યર્થજી. ૧

દોડ.

વ્યર્થ જન્મ્યો સર્વથા, નરદેહ જેને નવ હવો;
તહાં લગી એ વિશ્વ ભટકે, સ્વાંગ ધારે નવનવો. ૨
તે ભટકણ મટવા કારણે, સતસંગ છે ઉપાય;
પ્રભુ કૃપા જાણી પુછવાનું, પ્રશ્ન મનમાં થાય. ૩
આ જક્ત દુઃખ અપાર સાગર, ઉપાધિ ભંડાર;
દસ લક્ષણ જ્ઞાનીને કહ્યાં, કયમ વરતે એ નિરધાર. ૪
અક્રોધ કયમ રેહેવાય જગમાં, નહિ રાગ તે કયમ થાય;
ભાઈ ક્રોધમાં પાછો વળે તે, અક્રોધી કહેવાય. ૫
નિસ્નેહ જે અધ્યાસ નહિ, ક્ષમા તે સહિતા વડે;
દયા જે નહિ દ્રોહ કોનો, એમાં શું બંધન નડે. ૬
ઇંદ્રીજિત જે મન સ્થિર, સમ દૃષ્ટી જે મન સમ સદા;
આપ ટાળી વિચરે, સંસાર તેને સુખદા. ૭
નિર્લોભ તૃષ્ના રહિત મન, દાતાર તે ઉદાર;
ભય રહિત તે જે નાસ નહિ, નહિ શોક તે ધૃડ સાર. ૮
સંસાર કસણી સહન સાથે, ફરે ચક્ર કુલાર;
તે ચક્રે કીડી ભમતાં દેખી, બુદ્ધ કરે વિચાર. ૯
એ ચક્ર સેહેજે ફરે છે, કીડી તે થિર ઠામ;
સિદ્ધાંત એથી પાર અનુભવ, જાણવાનું કામ. ૧૦
ભાઈ સમજીને સમ થઇ રહ્યા, તે માનુભાવ જગ વીચરે;
કેહે નભૂ કોઇએક પરિક્ષિત, જેને સદ્‌ગુરુ કરુણા કરે. ૧૦

**ઈ૦ શ્રી અ૦ ગુ૦ દશ લક્ષણ નિરૂપણો નામ દશમ પર્વઃ—૧૦.**

ચાલ.

એથી આઘો અનુભવ જેહજી, સ્વામી મુજને કહિયે તેહજી;
જેથી જાએ સહુ સંદેહજી, છતે દેહે થાય વિદેહજી. ૧

દોહ.

વિદેહનું લક્ષણ કહો, કરુણા કરી ગુરૂદેવ;
સમજતામાં સ્હેજ પ્રગટે, અનુભવ તત્ક્ષેવ. ૨
ગુરુ કહે સુણ શિષ્ય એ તેં, ભલું પુછ્યું પ્રશ્ન;
એ સ્વરૂપે જનક શુક, વશીષ્ટ ભરત ને કૃષ્ન. ૩
એ લક્ષ કેરી સાત ભોમી, કહું કરી વિસ્તાર;
એક ચિત્તથી સાંભળો, જે કહ્યો છે પ્રકાર. ૪
પ્રથમ ભોમિ સુભ ઇચ્છા, બિજી તે સુવિચારણા;
ત્રીજી તનુમાનસા ચોથી, સત્વાપત્તિ સ્વેધારણા. ૫
અસંશક્તિઅનામિકા, એ પાંચમી ભોમિ કહી;
પદાર્થભાવની ખટમી, તુર્યગા સાતમી લહી. ૬
જીવનમુક્તા ચોથી ભોમિ, પાંચમી વિદેહ;
છઠ્ઠી ને વળી સાતમી, મહામુક્ત કહિયે તેહ. ૭
અર્થ એનો જેહ છે, તે કહું સાંભળ વીર;
સુભ ઇચ્છા તે ભાવભક્તિ, એમ જાણે ધીર. ૮
નિત્યાનિત્ય વિચારવું, સુવિચારણા કહેવાય;
સુષુપ્તા જે જ્ઞાનની, તનુમાનસા લહેવાય. ૯
તુર્યાવસ્થા સત્વપત્તિ, સિદ્ધાંત એ અધ્યાત્મતા;
બીજી ત્રણ જે કહિ તે, સાધનની તારતમ્યતા. ૧૦
અસંશક્તિ એજ છે જે, સમાધિ સ્હેજે કરે.
રૂપમાંહે સ્થિતિ થઇ તે, ઇચ્છે તારે ઉતરે. ૧૧
પદાર્થાભાવની કહિએ, આપે કરે સમાધ્ય;
આપથી નાં ઉતરે, તે અન્ય કેરે સાધ્ય. ૧૨
સાતમી છે તુર્યગા, તે સમાધી જે થાય;
અન્યથી કે આપથી, નવ ઉતરી શકાય. ૧૩
અખંડ વ્યોમાકાર વૃત્તિ, સકળ પંચકથી પરે;
નભૂએ અનુભવ તે લહે, જેને સદ્ગુરુ કરુણા કરે. ૧૪

ઇ૦ શ્રી અ૦ ગુ૦ સપ્ત ભોમિકા નિરૂપણો નામ એકાદશ પર્વઃ૧૧.

ચાલ.

સદ્દગુરુ સ્વામી ભવનું નાવજી, તેમ કરૂણાથી ભાસ્યું સાવજી;
એણી રીતે સ્હેજ સમાવજી, મનુશા દેહનો પામ્યો લાવજી. ૧

દોહ.

લ્હાવ મનુશાદેહનો, સ્વામિ તમ કૃપાયે પામિયોં;
હવે ત્રીવીધિ તાપ કેરી, વેદના ભય વામિયોં. ૨
ઉપાય અભિમાની મટ્યાનો, પર્વ પેહેલાંમાં કહ્યો;
બીજે પર્વે શીષ્ય ગુરુનો, ભેદ બોલ્યા તે લહ્યો. ૩
ત્રીજે અનુભવ શબ્દનો, મેં અર્થ ગ્રહિને રાખિયો;
ચોથે હારદ સાંખ્યનો, પ્રભુ કૃપા કરીને દાખિયો. ૪
પાંચમે ઉપાસનાનો, ભેદ તે મેં જાણિયો;
છઠ્ઠે પર્વે સગુણ મહિમા, કહ્યો તે પરમાણિયો. ૫
સપ્તમે જીવનમુક્ત લક્ષણ, કેરી જાણી નીત;
અષ્ટમે હઠજોગ કેરી, બતાવી છે રીત. ૬
નવમે પર્વે રાજજોગ ને, દસમે દસ લક્ષણ;
એકાદસમે સપ્ત ભોમિ, કેરૂં નિરક્ષણ. ૭
ત્રણ પદ ને પર્વ દ્વાદશ, તમે કહ્યાં જુગદાધાર;
સમગ્ર સંખ્યા પંચદશ, અનુભવગીતા સાર. ૮
આ જક્તકેરા જંતુને, ભવસિંધુ કેરી સેત;
એવું જાણી અનુભવે, તેને હોય હરિસું હેત. ૯
સંવત સતદશ નવ ઉપર, ત્રણ વરખે સાર;
ભાદ્રપદ સુદ પંચમી, છે તીથિ મંગળ વાર. ૧૦
તે દિવસ પૂરણ ગ્રંથનો, એ થયો છે વિસ્તાર;
સાંભળી ધારી અનુભવે, તે પુરૂષની બલિહાર. ૧૧
નડિયાદ ગુરજર દેશમાં, છે તે થળનો રેહેનાર;
નાગર ન્યાત સાઠોદરો, નોકરીનો વ્યાપાર. ૧૨
કદરામામાં અંન જળ એ, તળાટું લખવા રહ્યો;
નિમિત્ય દેહેને કારણે, એ સમાચાર સરવે કહ્યો. ૧૩
જેમ કાષ્ટ કેરી પુતળી, નાચે નચાવે તેમ;
આપે આપનું કરે વર્ણન, હારદ પ્રીછો એમ. ૧૪
દાનતરાયાત્મજ નભૂ, નિમિત્ય કેહેવા માત્ર;
જેમ જંત્રતંતુ તૂંબડાં, તેને વજાડે ગુણપાત્ર. ૧૫

સંતસેવા ગુરુ મહિમા, શ્રુતી સહુ કહે છે સરે;
તે અનુભવ થાય નભૂ જો, સદ્‌ગુરુ કરુણા કરે. ૧૬

ઇ૦ શ્રી અ૦ ગુ૦ ગ્રંથ મહિમા વર્ણનો નામ દ્વાદશ પર્વઃ ૧૨.

---

ધોળ.

હરિ ગુરુ સંત સદોદિત સેવો, માણી લો મુનશા દેહે મેવો;
ફરિ અવસર કહાં પામિયે એવો તો, અનુભવગીતા અનુભવોરે. ૧
રાજયોગ ને જ્ઞાન આચરણ, ચાલવાકેરાં દશ લક્ષણ;
સપ્ત ભોમિકાનું નિરક્ષણ તો, અનુ૦-૨
એ અનુભવતાં આપ ઉદ્યોત, પોતે પોતાનું જાણેરે પોત;
એમ અચાનક થાયે જોત તો, અનુ૦-૩
સ્વે થયો ત્યારે સંશય ટળિયા, સંચિત ઘાસના ગંજ રે બળિયા;
ક્રિયમાણ કર્મનાં દુક્રિત દળિયાં તો, અનુ૦-૪
સુખ થાયે સમજીને સમાતાં, આડ ન દિસે નિજ થળ જાતાં;
સાધન સમિયાં સ્વેપદ થાતાં તો; અનુ૦-૫
સું કરિએ ને કોહો કયાં જઇએ, સાંને તજિયે ને સાંનેરે ગ્રહિયે;
મહાકલ્પે જળ પૂરણ લહિયે તો, અનુ૦-૬
એણે વરણુવ કીધું રે એહેનું, અન્ય નથી તો ઓસીંગળ કેહેનું;
નભૂ નિમિત્ય નામ ધરચું દેહેનું તો, અનુ૦-૭

ઇતિ શ્રી અનુભવગીતા સમાપ્ત.

---

ચાલ.

સદગુરુ સ્વામી ભવનું નાવજી, તમ કરૂણાથી ભાસ્યું સાવજી;
એણી રીતે સ્હેજ સમાવજી, મનુશા દેહનો પામ્યો લાવજી. ૧

દોહ.

લ્હાવ મનુશાદેહનો, સ્વામિ તમ કૃપાયે પામિયોં;
હવે ત્રીવીધિ તાપ કેરી, વેદના ભય વામિયોં. ૨
ઉપાય અભિમાની મટ્યાનો, પર્વ પેહેલાંમાં કહ્યો;
બીજે પર્વે શીષ્ય ગુરુનો, ભેદ બોલ્યા તે લહ્યો. ૩
ત્રીજે અનુભવ શબ્દનો, મેં અર્થ ગ્રહિને રાખિયો;
ચોથે હારદ સાંખ્યનો, પ્રભુ કૃપા કરીને દાખિયો. ૪
પાંચમે ઉપાસનાનો, ભેદ તે મેં જાણિયો;
છઠ્ઠે પર્વે સગુણ મહિમા, કહ્યો તે પરમાણિયો. ૫
સપ્તમે જીવનમુક્ત લક્ષણ, કેરી જાણી નીત;
અષ્ટમે હઠજોગ કેરી, બતાવી છે રીત. ૬
નવમે પર્વે રાજજોગ ને, દસમે દસ લક્ષણ;
એકાદસમે સપ્ત ભોમિ, કેરૂં નિરક્ષણ. ૭
ત્રણ પદ ને પર્વ દ્વાદશ, તમે કહ્યાં જુગદાધાર;
સમગ્ર સંખ્યા પંચદશ, અનુભવગીતા સાર. ૮
આ જક્તકેરા જંતુને, ભવસિંધુ કેરી સેત;
એવું જાણી અનુભવે, તેને હોય હરિસું હેત. ૯
સંવત સતદશ નવ ઉપર, ત્રણ વરખે સાર;
ભાદ્રપદ સુદ પંચમી, છે તીથિ મંગળ વાર. ૧૦
તે દિવસ પૂરણ ગ્રંથનો, એ થયો છે વિસ્તાર;
સાંભળી ધારી અનુભવે, તે પુરૂષની બલિહાર. ૧૧
નડિયાદ ગુરજર દેશમાં, છે તે થળનો રેહેનાર;
નાગર ન્યાત સાઠોદરો, નોકરીનો વ્યાપાર. ૧૨
કદરામામાં અંન જળ એ, તળાટું લખવા રહ્યો;
નિમિત્ય દેહને કારણે, એ સમાચાર સરવે કહ્યો. ૧૩
જેમ કાષ્ટ કેરી પુતળી, નાચે નચાવે તેમ;
આપે આપનું કરે વર્ણન, હારદ ઓછો એમ. ૧૪
દાનતરાયાત્મજ નભૂ, નિમિત્ય કેહેવા માત્ર;
જેમ જંત્રતંતુ તૂંબડાં, તેને વજાડે ગુણપાત્ર. ૧૫

સંતસેવા ગુરુ મહિમા, શ્રુતી સહુ કહે છે સરે;
તે અનુભવ થાય નભૂ જો, સદ્દગુરુ કરુણા કરે. ૧૯

ઇ૦ શ્રી અ૦ ગુ૦ ગ્રંથ મહિમા વર્ણનો નામ દ્વાદશ પર્વઃ ૧૨.

---

ધોળ.

હરિ ગુરુ સંત સદોદિત સેવો, માણી લો મુનશાદેહે મેવો;
ફરિ અવસર કહાં પામિયે એવો તો, અનુભવગીતા અનુભવોરે. ૧
રાજયોગ ને જ્ઞાન આચરણ, ચાલવાકેરાં દશ લક્ષણ;
સપ્ત ભોમિકાનું નિરક્ષણ તો, અનુ૦-૨
એ અનુભવતાં આપ ઉદ્યોત, પોતે પોતાનું જાણેરે પોત;
એમ અચાનક થાયે જોત તો, અનુ૦-૩
સ્વે થયો ત્યારે સંશય ટળિયા, સંચિત ધાસના ગંજ રે બળિયા;
ક્રિયમાણ કર્મનાં દુકિત દળિયાં તો, અનુ૦-૪
સુખ થાયે સમજીને સમાતાં, આડ ન દિસે નિજ થળ જાતાં;
સાધન સમિયાં સ્વેપદ થાતાં તો; અનુ૦-૫
સું કરિએ ને કોહો કયાં જઇએ, સાંને તજિયે ને સાંનેરે ગ્રહિયે;
મહાકલ્પે જળ પૂરણ લહિયે તો, અનુ૦-૬
એણે વરણવ કીધું રે એહેનું, અન્ય નથી તો ઓસીંગળ કેહેનું;
નભૂ નિમિત્ય નામ ધરયું દેહેનું તો, અનુ૦-૭

ઇતિ શ્રી અનુભવગીતા સમાસ.

---

# ત્રીસ પ્રશ્નોત્તરી.

છંદ-ભુજંગપ્રયાતની ચાલ.

જયં સદ્દગુરુ સચ્ચિદાનંદ સ્વામી, બેહુ કરજોડીને કહું શીષ નામી;
મ્હારા મંનમાં પૂછવા પ્રશ્ન ઇચ્છું, કૃપા સદ્દગુરૂની વિના કેમ પ્રીછું. ૧
મ્હારે મંન સંદેહ આવી ભરાય, વિના સદ્દગુરુ કોઇથી નવ જાય;
પ્રથમ પ્રશ્ન એ જે પ્રાણી દેહ ધારે, મરે અવતરે તે તે શાને આધારે. ૨
બીજું માત ગર્ભે ધરે ધ્યાન કોહોનું, ત્રીજું ગર્ભ આવે તો ચૈતન્ય શાનું;
ચોથું સર્વ ચૈતન્યમય જો કેહેવાય, સુખી ને દુઃખી ઉંચ કાં નીચ થાય. ૩
પંચ પ્રશ્ન એ જે કહ્યો મિશ્ર ન્યારો, સ્વામી શું પ્રિયોજન તેનું વિચારો;
છઠું સર્વ જો એક બ્રહ્મવડે છે, તારે સીદને બોધ કરવો પડે છે. ૪
પ્રશ્ન સાતમું જાગૃતાદિ કહાં છે, પાંચે દેહનાં થાન દેહેમાં કિયાં છે;
વસુ પ્રશ્ન જે એ અસંભવ ભેળો, થયો બ્રહ્મ એ કેમ માયાની ભેળો. ૫
નવમું પ્રશ્ન આ શૃષ્ટીનો કોણ કરતા, દશમું જીવનું નામ તે કોણ ધરતા;
એકાદસ્સમું શિવશક્તિ કહી છે, કિયે ઠામ વાસો વસીને રહી છે. ૬
પ્રભુ બારમું પ્રશ્ન ચૈતન માણે, પોતાનો જ આનંદ જાણે કે ન જાણે;
સંશે તેરમો રામને જ્ઞાન દીધું, વશિષ્ટે કહ્યું શું રામે માની લીધું. ૭
એ છે ચૌદમું જે મનુષ્યાવતાર, સહુ શૃષ્ટી કહે છે આવે એકવાર;
પંદરમું પાત્ર થાય તે કોણ રીતે, સોળે કોણ શું છે વર્ત્તે કેમ નીતે. ૮
શું છે ગુણ એ પ્રશ્ન સત્તરમું છે, ત્રણે દેવ જૂદા થવા કાર્ણ શું છે;
પુરૂષ નારીનો વા પુરૂષ નારી થાય, પુછ્યું પ્રશ્ન એ ઓગણીમું કેહેવાય. ૯
વળી વીસમું જે વિના મનુષ જે છે, તેને આત્મનું જ્ઞાન તે કોણ કેછે;
પ્રશ્ન એકવીસે જેને મોક્ષ થાય, તેણે કિં પુનઃ વિશ્વમાંહે અવાય. ૧૦
બાવીસે કોઇ મુક્તિને નવ્ય માગે, તેવીશે જન્મ મરણથી સર્વ ભાગે;
ચોવીશે કોઇ દેહને નેષ્ટ માને, પચ્ચીસે અમરલોક ઇચ્છે તે સાને. ૧૧
છવ્વીશે ગુરૂશિષ્યનું રૂપ કેહેવું, કિયો મંત્ર સત્તાવીમું પુછ્યું એવું;
વળી વીસ ને આઠમું પ્રશ્ન એ છે, પ્રભુ સદ્દગુરૂ કોણ ઠામે વસે છે. ૧૨
ઓગણત્રીસમું સ્વાદ જીહ્વાજ માણે, બીજી ઇન્દ્રિઓ તે તે શું સુખ જાણે;
પુછ્યું ત્રીસમું પ્રશ્ન નિજરૂપ દાખો, છેદિ ત્રીશ સંશે શરણ માંહે રાખો. ૧૩
નભૂને નિમિત્તે ગુરુભાવ જાણી, લઘુ લક્ષ લેહેવા વદી ત્રીશ વાણી. ૧૪

## પ્રશ્ન ૩૦ ના ઉત્તર.

છંદ-દોહોરો.

પ્રથમ પ્રશ્ન જે દેહે ધરે, જગમાં જંતુ અનેક;
સે સંજોગે લઘુ દિરઘ, કોહો ગુરુ કરી વિવેક. ૧

છંદ-ચોપાઇ.

ધન બુદ્ધિ તારી સુત એહ, આત્મલક્ષ ઉપર છે નેહ. ૧
પૂછ્યૂં પ્રશ્ન અનોપમ સાર, સાંભળ એનો કહું પરિહાર. ૨
સંચિત કર્મ કરચાથી થયું, ભોગવ્યું સંચિતમાંથી ગયું. ૩
તે પ્રાલબ્ધને જોગે દેહ, ત્રિપુટી સમજી લેવી એહ. ૪
ત્રિપુટી પર એ ત્રણ્ણે નથી, સુતો એ અનાદિ કાળથી. ૫
તેમાં સ્વપ્ન તે જન્મજ થયો, લય થાતે સુષુપ્તિમાં ગયો. ૬
એને જ્યારે જાગૃત થાય, જો એ સ્વપ્ન મટવાનો કરે ઉપાય. ૭
સાચું ઓસડ સદ્ગુરુ થાય, તારે સંચિતની જડ જાય. ૮
પછે ત્રિપુટી ભાસે નહીં, સુરતા એક સતંતર થઇ. ૯

દોહોરો.

પ્રાલબ્ધયોગે દેહે ધરે, જહાંસુધી અજ્ઞાન;
જ્ઞાન અર્ક ઉર ઊદયો, તો થાયે વિજ્ઞાન. ૧૦

---

## પ્ર૦ ૨ જું-દોહોરો.

પ્રભુ સમાધાન એ તો થયું, વળી પુછું એક વાત;
માત ગર્ભમાં ધ્યાય છે, તેની કોહો વિખ્યાત. ૧

ચોપાઇ.

સાંભળ શિષ્ય કહું વિસ્તાર, ધ્યાન ધરે જે ગર્ભ મોઝાર. ૧
આઠમે માસે બુદ્ધિ થાય, તેનું નામ તે જીવ કેહેવાય. ૨
તે દુખ પામે ગર્ભને વિખે, પણ હું આત્મા એવું નવ લખે. ૩
એમ જાણે તો જન્મ ન થાય, જન્મે તો તે ના બંધાય. ૪
જુવો શુકદેવજી તેવા થયા, તે જન્મમરણથી ન્યારા રહ્યાં. ૫
દુખ મટવા સંભારે શિવ, તે માટે એ તો છે જીવ. ૬
બીજું દુખ નહિં ગર્ભ સમાન, અકળાયો ધરે છે ધ્યાન. ૭

દોહોરો.

ધ્યાન ધરે છે ઇશનું, કરવા દુખ નિસ્તાર;
સમય થાય ઉત્પન્નનો, પછે કરે સ્વપ્ન વ્યાપાર. ૮

પ્ર૦ ૩ જું–દોહોરો.

ત્રિજો સંષે એહ છે, મહારાજ મ્હારે મન.
માતાકેરા ગર્ભમાં, પ્રભુ કેમ આવે ચૈતન. ૧

ચોપાઈ.

ધન બુદ્ધિ તારી સુત સાર, કિધૂં પ્રશ્ન પરમ ઉદાર. ૨
સાંભળ તેનો ઉત્તર કહું, સદ્‍ગુરુ કરુણાથી જે લહું. ૩
ચૈતન ના આવે ના જાય, સદા એ તેમનો તેમ પ્રાય. ૪
ઘટ થાતે દેખિએ આકાશ, ઘટ ભાગે નવ થાયે નાશ. ૫
ઘટમાં નાખવુંપડતું નથી, કહાડે નવ જાયે સર્વથી. ૬
એમ અખંડિત એ નિર્વાણ, ગર્ભ આવ્યો એને મા જાણ. ૭

દોહોરો.

આત્માને નહિ સંભવે, ગર્ભતણું કલ્પાંત;
નહિ આવે જાએ નહિ, ઘટાકાશ દૃષ્ટાંત. ૮

---

પ્ર૦ ૪ થું.–દોહોરો.

ચોથો સંદે એહ છે, જો સર્વ આત્મા એક;
તો સુખી દુખી કેમ થાય છે, પ્રભુ તેનો કહો વિવેક. ૧

ચોપાઇ

સુખ દુખ એ તો મનનો ધર્મ, સાંભળ તેનો કહુંછું મર્મ. ૨
તે મનતું નિજ રૂપે થાય, તારે સુખદુખ ઘેન પલાય. ૩
પ્રભુ જારે એક સર્વ કહ્યું, તારે થવું જવું કહાં રહ્યું. ૪
ભાઈએ થવા લગી અભ્યાસ, જહાં લગી ન મટચો અધ્યાસ. ૫
સ્વસ્વરૂપ સુખ દુખ નવ લહે, જો નિજ મનને લક્ષે રહે. ૬
જો ત્રિપુટીથી આઘો વટે, ત્યારે મિથ્યા કલ્પિત મટે. ૭
સુખ દુખ એ મિથ્યાતું રૂપ, સર્વે ચૈતન એક અનૂપ. ૮

દોહોરો.

જળમા જળની લેહેર છે, ત્યમ તું ચિદની લેહેર; ૯
ભેદબુદ્ધિથી ભાસિયું, સુખ દુખ પ્રીતિ વેર. ૧૦

---

પ્ર૦ ૫ મું–દોહોરો.

વિનય કરી પુછૂં પ્રભૂ, પ્રશ્ન પાંચમું એહ;
ભિન્ન ભળ્યો સા કારણે એ ટાળો સંદેહ. ૧

ચોપાઈ.

ગુરુ કહે સાંભળ સુત વાણુ, આત્મા ભિન્નભાવ મા જાણુ. २
ભ્રાંતિ માત્ર જગત ભાંસિયું, અજ્ઞાને એ ન્યારૂં થયું. ३
ઘાટબુદ્ધિયે ભિન્ન જણાય, કંચન બુદ્ધે દ્વૈત ન થાય. ४
એક મૃત્તિકા ભાંડ અનેક, એમ લહો અન્વય વ્યતિરેક. ५
જો કે ચિતમાં શંકા થાય, એ ભૂલ બ્રહ્મમાં કેમ કેવાય ६
તેનો ઉત્તર સુણજે તંન, જેમ દિપક પ્રગટયો ભોવંન. ७
તેજોમય દિસે ઝાતકાર, તેમાં કાળક નથી લગાર. ८
તેમાંથી કાજળ નીકળે, કહી દિશા કાંઇ નવ કળે. ९
એમ બ્રહ્મમાં ભ્રાંતિ રહી, બ્રહ્મવેત્તા પુરૂષોયે લહી. १०
ભ્રાંતી ભેદ જે જનનો ટળ્યો,નભૂ તે બ્રહ્મનિધિમાં ભળ્યો. ११

---

પ્ર૦ ૬ ઠું-દોહોરા.

સમાધાન સિદ્ધાંત એ, થયો રહિત સંદેહ;
હવે પ્રશ્ન છઠ્ઠું કહું, ગુરુ સમજાવો તેહ. १
સર્વ એક ચૈતન્ય છે, એમ કર્યો પ્રતિબોધ;
તારે શાસ્ત્ર ગુરુ સતસંગમાં, શાને કરવો શોધ. २

ચોપાઇ.

સાંભળ સુત કહું ઉત્તર એહ, પૂર્વે ભ્રાંતિ કહી છે જેહ. ३
તે ભ્રાંતિએ ભૂલ્યો રૂપ, ભિખારી થૈબેઠો ભૂપ. ४
સમણામાં ભિખારી થયો, નૃપનીતિ સહુ ભૂલી ગયો. ५
તે દુઃખે દુખિયો બહુ થાય, સ્વપ્ન મટયાવણ દુખ ના જાય. ६
ગુરુ કરુણા કરી આપે જ્ઞાન, ગત રજની જેમ ઉગે ભાણ. ७
સમણુ મટયું સતંતર થયું, થયો રાય ને દારિદ્ર ગયું. ८
ત્યાર પછે સમણું નવ નડે, તે માટે બોધ કરવોપડે. ९
સંગ કરેથી વાધે રંગ, નભુ નિત્યે કરવો સતસંગ. १०

---

પ્ર. ૭ મું-દોહોરા.

એ ઉત્તર ઉર ઉતરચો, કૃપાસિંધુ ગુરુદેવ;
પ્રશ્ન સાતમાંનો પ્રભૂ, હવે બતાવો ભેવ. १
ચાર અવસ્થા ભોગવે, કોણ થાનકે વાસ;
કહાં જાય આવે પ્રભૂ, તેનો કરો પ્રકાશ. २

## ચોપાઇ.

ઉત્તમ પ્રશ્ન કરર્યું સુણ તંન, ઉત્તર કહું તે ધરજે મંન. ૩
મનવૃત્તિ આવે ને જાય, સ્થાનેકભેદે નાંમ ધરાય. ૪
ભાસ બ્રહ્મનું ચારે ભોમ, ચૈતન એક સતંતર વ્યોમ. ૫
નાભિ તુર્યા સાક્ષી રહ્યો, ત્રણે સ્થાન સતંતર લહ્યો. ૬
હૃદે સુષુપ્તિ કંઠે સ્વપંન, જાગૃત નેત્રે રહે અનુદીન. ૭
એક એકમા ત્રણે થાય, તે અનુભવ કરતે ઓળખાય, ૮
મુખ્ય એક બે વર્તે ગૌણ, જેમ જળ માહે રહ્યું છે લૂણ. ૯
એ રીતે એ સ્થાનક જાણ, અનુદિન અનુભવથી પ્રમાણ. ૧૦
લઘુ લક્ષ સાક્ષીનો લહે, ગુરુતા એજ નભૂ થઇ રહે. ૧૧

---

## પ્ર૦ ૮ મું-દોહોરા.

સંશયગત સદ્ગુરુ થયો, વિનય કહું મહારાજ;
પ્રશ્ન આઠમું પુછવા, ઇચ્છા ઉપની આજ. ૧
ચૈતન એક પ્રકાશ છે, કોઇથી નવ જાયે કળ્યો;
અન્વયની શંકા થઇ, કેમ માયા ભેળો ભળ્યો. ૨

## ચોપાઇ.

સાંભળ સુત ઉત્તર એ તણો, એમાં ખપ બુદ્ધિનો ઘણો. ૩
અન્ય પદારથ કાંઇ નથી; ભિન્ન ભાસ્યાથી કલ્પી કથી. ૪
તે ઉપર સાંભળ દૃષ્ટાંત, મનન કરે મન પામે સાંત. ૫
ભાનુ ભાસ પડયું જળ માંય, તેની ભીંતે દીસે છાંય. ૬
ચિત્ર વિચિત્ર દીસે આકાર, નથી રંગ કે ચિતરનાર. ૭
છાંય મટે નવ ભાસે તેહ, એમ મિથ્યા જાણી લે એહ. ૮
તહાં રહી જોતાં ભાસે કળ્યો, એમ રવિ છાયામાં ભળ્યો. ૯
મિથ્યા માયા કલ્પિત એમ, રૂપું છીપે ભાસે તેમ. ૧૦
પૂરણમાં આવાહન કસું, નભૂ નિમિત્તમાત્ર છે અસું. ૧૧

---

## પ્ર૦ ૯ મું-દોહરો.

સદગુરુ એ સંશે ગયો, હવે નવમો સંદેહ;
કોણ કરતા આ વિશ્વનો; કૃપા કરી કહો તેહ. ૧

ચોપાઇ.

અવ્યક્ત વ્યોમ નિરંતર સાવ, પ્રથમ સેહેજ સંજોગ સુભાવ. ૨
સાંભળ કહું દ્રષ્ટાંતે કરી, તિવ્ર બુદ્ધિ રાખે મન ધરી. ૩
મળ વિસર્ગ કોઇ ઢોરે કરયો, તે જઇ પૃથ્વી ઉપર ઠરયો. ૪
પૃથ્વી મળનો થયો સંજોગ, તેમાં જંતુ થાય અમોઘ. ૫
વળી કહું બીજું દ્રષ્ટાંત, જે સાંભળતાં ભાંગે ભ્રાંત. ૬
જળ જળમા અફળાએ જદા, ઓઢા લેહેર થાયે બુદબુદા. ૭
સેહેજ સંજોગ સુભાવે થાય, કરતા એનો કોણ કહેવાય. ૮
સુભાવે સેહેજ સંજોગે થયું, નથી કોઈ આવ્યું કે ગયું. ૯
તત્વતણે શિર દિધો ભાર, નભૂ નથી બીજો કરનાર. ૧૦
ચૈતન લેહેર ત્રિપુટી એહ, તેથી આપ અકરતા છેહ, ૧૧

---

પ્ર૦ ૧૦ મું–દોહરો.

એ ઉત્તર ઉર ઉતરયો, સદગુરુ સુખના ધામ;
હવે પ્રશ્ન દસમુ કહો, જીવ તે શાનુ નામ. ૧

ચોપાઇ.

સુણ સુત ઉત્તર એહનો કહું, ગુરુકરુણાથી જે હૂં લહું ૨
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ, એને દેહસું સદા સમંધ. ૩
મન બુદ્ધિ ચિત ને હંકાર, એ નવનુ વાસનાલિંગ સાર. ૪
તેનુ નામ તે જીવ કેહેવાય, ફરી ફરી આવે ને જાય. ૫
એહેને જારે સદગુરુ મળે, લિંગવાસના ત્યારે ટળે. ૬
પછી જીવ ખોળ્યો નવ જડે, લખચોરચાસીમાં કોણ પડે. ૭
જેમ એક સકટ ધરયું છે નામ, નામ જડે નહિ તેણે ઠામ. ૮
જુદું જુદું કરીને કળે, તો સકટ નામ સોધ્યું નવ મળે. ૯
એમ જીવ તો કહિયે નથી, બાંધીરૂંધી વાણી કથી. ૧૦
ચૈતન એક સતંતર પ્રભુ, નિમિતમાત્ર જેમ પરઠયું નભુ. ૧૧

---

પ્ર૦ ૧૧ મું–દોહરો.

સ્વામી એ સંદે મટયો, વળી આશંકા એક;
શિવ સક્તિ તે કહાં વસે, કહો ગુરુ કરી વિવેક ૧

ચોપાઇ.

મુળાધાર સક્તિ રેહે જાણ, બ્રહ્મરંધ્ર તહાં રૂદ્ર પ્રમાણ. ૨
સક્તિ તે ચિતચંચળતાય, થીર ચિત્ત તે શિવ કેહેવાય. ૩

### પ્ર૦ ૧૨ મું-દોહોરો.

પ્રભુ દ્વાદશમુ પ્રશ્ન એ, સાક્ષી ચોથે થાન;
નિજાનંદ સુખ સાવડે, જાણે કોહો ભગવાન. ૧

ચોપાઇ.

ઉત્તમ પ્રશ્ન કરચું તેં એહ, જે જાણે તે થાય વિદેહ. ૨
સાંભળ તેનું કહું દૃષ્ટાંત, સમજીને મેળવ સિદ્ધાંત. ૩
એક ગરબામા દીપક ધરચો, બ્હાર ભાસ તેનો વિસ્તરચો. ૪
છિદ્ર પ્રમાણે થાય આકાર, પછી સર્વે તે ખુરચાં દ્વાર. ૫
દીપ જોત નવ જાંણી થાય, ભાશક દીપકનો મહિમાય. ૬
એમ આ દેહ ગરબામાં વાસ, ચૌદ ઈંદ્રીને કરે પ્રકાશ. ૭
ચૌદેનું પ્રકાશિકપણુ, કેમ ઓછું થાયે તે તણુ. ૮
નિજાનંદ સુખ જાણે એમ, જુઓ દીપ ગરબામાં તેમ. ૯
સર્વેમાં સાક્ષી પ્રકાશ, નથી લીન ઓગણપંચાસ. ૧૦
સાક્ષી વરતે સરવે છતાં, નભુ લીન નથી કોઇ થતાં. ૧૧
હું થઇ વિશ્વ ભોગવે જેમ, હું મટતે સાક્ષી રેહે તેમ. ૧૨

---

### પ્ર૦ ૧૩ મું.-દોહરો.

સંશે તેરમો રામને, કહ્યું વશિષ્ટે જ્ઞાન;
શું કહ્યું ને શું લહ્યું, તે કહો કૃપાનિધાન. ૧

ચોપાઇ.

ગુરુ કહે સાંભળ ચિત ધરી, જીવ ઇશ્વરતા અળગી કરી. ૨
એક સતંતર ચૈતન કહ્યો, કહ્યો તેહવો રઘુનાથે લહ્યો. ૩
શ્રોતા વક્તા બેહુ સમાન, તેથી તરત લહ્યું નિજ જ્ઞાન. ૪
રામરમેતી સહુમાં રમે, નભૂ રખે કોઇ ભ્રાંતે ભમે. ૫

---

### પ્ર૦ ૧૪ મું.-દો૦

સંદે મનનો ભાંગિઓ, વળી પ્રશ્ન ચૌદમુ સાર;
શાસ્ત્ર કહે દેહ મનુશનો, પ્રભુ આવે એકવાર. ૧

ચોપાઇ.

કીધું પ્રશ્ન અતિ ઉદાર, સાંભળ સુત એનો પરિહાર. ૨
ભાત વગેરૂ થાય નમાર, એમ ઉંચ નીચ અવતાર. ૩

મરણ સમે થાય જેવી મતી, જંતુની થાયે તે ગતી. ૪
એમ જાણે છે સહુ સંસાર, કેમ કહિયે આવે એકવાર. ૫
હરિ ભજવાનુ આળસ કરે, એમ કહિયેતો કાંઇ એક ઠરે. ૬
એહેવું હારદ એહેનું લહ્યું, એકવાર તે માટે કહ્યું. ૭

---

### પ્ર૦ ૧૫ મું.–દોહરો.

એ તો સહુ સંદે ટળ્યો, વળી પંદરમું એહ;
પાત્ર થાય કોણ રીતથી, પામર જંતુ જેહ. ૧

ચોપાઈ.

અહો ધન્ય સુત બુધ તાહેરી, મોક્ષ થવાની પૃચ્છા કરી. ૨
પ્રથમ તીર્થ જાત્રાદિ કરે, પછી પૂજાસાથે મન ઠરે. ૩
વળતી ધ્યાન ધારણા થાય, એમ જ્ઞાનનુ પાત્ર કહેવાય. ૪
અનેક જન્મ કરતો આવિયો, જેમ કીડો ભંગી સેવિયો. ૫
પછી ચટકે શુધ ભુલી ગઇ, એમ કીડાની ભંગી થઇ. ૬
પાત્ર વિના બ્રહ્મરસ ના ઠરે, નભૂ ઉપાય ગુરુ તે શો કરે. ૭

---

### પ્ર૦ ૧૬ મું–દોહરો.

સ્વામી એ સાચું કહ્યું, વળી એક સંદેહ;
કાળ તે શું કેહેવાય છે, સમજાવી કહો તેહ. ૧

ચોપાઈ.

સાંભળ શિષ્ય સમય તે કાળ, નથી રૂપ કાંઇ વિકરાળ. ૨
ઉત્પત્તિ સ્થીતિ લયનો સમે, એમ કાળ તે કાળસું રમે. ૩
થૂળ કાળ તે પંચ મહાભૂત, સૂક્ષ્મ તનમાત્રા અદ્ભૂત. ૪
આત્મા એક અભેદ અછેદ, નભૂ નિમિત્ત કાળનો ભેદ. ૫

---

### પ્ર૦–૧૭ મું–દોહરો.

એ તો ભેદ લહ્યો પ્રભૂ, વળિ સત્તરમો સંદેહ;
ગુણ કહે છે તે શું હશે, ગુરુ સમજાવો તેહ. ૧

ચોપાઈ.

સાંભળ સુત ઉત્તર એહનો, ગુણ તે શું પુછ્યું તેહનો. ૨
ગુણ નામ તે દોરાતણુ, તે દોરા વાટુના ગણુ. ૩

એ દોરે પોચો વૈરાટ, પિંડ બ્રહ્માંડનો એકજ ઠાઠ. ૪
બોહોતેર શહસ્ત્ર નાડીમાં વહ્યો, પુરૂશોત્તમ તે પૂરિરહ્યો. ૫
તે દોરાને ગુણ તે કહે, નભૂ એ ગુણને જોગી લહે, ૬

---

### પ્ર૦ ૧૮ મુ-દોહરો.

સ્વામી એ સાચું કહ્યું, વળી પુછું એક વાત;
ત્રણ દેવ જૂદા થયા, તેહેની કોહોને ખ્યાત. ૧

ચોપાઈ.

સાંભળ પુત્ર કહું વૃત્તાંત, સાંભળતાં મન પામે શાંત. ૨
વડવાનળ જે અગ્નિ કહ્યો, પીંડમાંહે જઠરા થઈ રહ્યો. ૩
દોરા ત્રણ થયા તેતણા, ચંદ્ર સૂરજ ત્રીજી સુષુમણા. ૪
વાયુ સૂર ચંદ્ર જળ થાય, સુષુમ્ણા વહ્ની ગ્રહણ કહેવાય. ૫
વાયુ રજોગુણ તે બ્રહ્માય, સાત્વિક જળ વિષ્ણુ તે થાય. ૬
અગ્નિ તમો રૂદ્ર જાણિયે, ત્રણ્ણે દેવ એ પરમાણિયે. ૭

દોહરો.

એમ પીંડ બ્રહ્માંડમાં, ત્રણ ગુણ તે દેવ;
નભુ નિશ્ચે તું માનજે, વિરલા જાણે ભેવ. ૮

---

### પ્ર૦ ૧૯ મું-દોહરા.

એ સંદે મારો મટચો, ગુરુ કરુણા આગાર;
પુછું પ્રશ્ન ઓગણીસમું, તેનો કોણ પ્રકાર. ૧
નારીનો પુરૂષ વા, નરની નારી થાય;
એ સંદે મન માહેરે, ટાળો સદ્ગુરુ રાય. ૨

ચોપાઈ.

સુત સાંભળ ઉત્તર કહું સાર, નર નારી દેહેનો આકાર. ૩
વાસનાલિંગ નારી નર નથી, રૂડી પેરે જોને મથી. ૪
ધાતુ ભેદે એ આકાર, થાયે નર નપુંસક ને નાર. ૫

---

### પ્ર૦ ૨૦ મું-દોહરો.

વળી વીસમુ પ્રશ્ન એ, પુછું કૃપાનિધાન;
મનૃષ વિના પશુવાદિને, કોણ કહે નિજ જ્ઞાન. ૧

ચોપાઈ.

સાંભળ શિષ્ય કહું એ વાણ, સરખા જંતુ ચારે ખાણ. ૨
મનુષ્યમાં માનિતા ઘણી, ગ્રંથી નવ છૂટે તે તણી. ૩
મનુષ વિના બિજા જે જંત, સહુમા સરખો છે ભગવંત. ૪
જો તે ઉપર ના હોય હેત, તો મચ્છ કૂર્મ કેમ ધારી દેહ. ૫
તે માટે સુત સાચું માન, સહુ જંતુને સરખું જ્ઞાન. ૬
મનુષ્ય દેહ ના ઝીણી રીત, થોડું ઘણુ ન માનિશ રીત. ૭
ગજ અરજુન કપિ શુક ને ટીટ, એક રીત બ્રહ્મા ને કીટ. ૮
વાણીભેદ વિજાતિપણે, નભૂ ભેદ એમાં શો ગણે. ૯

---

પ્ર૦ ૨૧ મું.-દો૦.

સંદે સહુ મનનો ગયો, કહું નમાવી શીશ;
પ્રશ્ન વીસ ને એકમું, ઉત્તર કહો જુગદીશ. ૧
મોક્ષ થયો જે જંતનો, પૂરણ થઇ પરતીત;
તે આવે આ વિશ્વમાં, તેની કોહોને રીત. ૨

ચો૦.

સાંભળ સુત ઉત્તર કહું વળી, સલિતા જઇ સાગરમા ભળી. ૩
તેથી પાછું કેમ અવાય, જળ આવે વૃષ્ટિ કેહેવાય. ૪
એમ ચૈતનમા જે જન ભળ્યો, તે તો ચૈતન રૂપે મળ્યો. ૫
તે ચૈતનનું કિંચિત ભાસ, તે નારાયણ સિંધુવાસ. ૬
તેનું ભાસ વિષ્નુ જે કહે, તે વૈરાટને કંઠે રહે. ૭
તે ધરે લિલા અવતાર, જગજંતુનો કરે ઉદ્ધાર. ૮
પરંપરા એમ ચાલ્યું જાય, જેમ જળમાહે મીઠું જાય. ૯
તેજ લવણ ફરી થાયે નહી, કાંઠે જળનું જામે કહીં. ૧૦
એમ મોક્ષ પરમારથ લખે, નભૂ ન આવે તે ભવ વિખે. ૧૧

---

પ્ર૦ ૨૨ મું.-દો૦.

ગુરુવણ સંશે ના મિટે, તેથી કરવી સેવ;
મુક્તિને ઇચ્છે નહીં, કોહો ગુરુ એનો ભેવ. ૧

ચો૦.

શિષ્ય કહું સાંભળ ચિત ધરી, મુક્તિ સારૂ તો સેવા કરી. ૨
સેવાના મહિમાને કાજ, મુક્તિસુખ જણાવું તાજ. ૩

પ્ર૦ ૨૩ મું.-દોહ૦.

પ્રભુ દેહેને નરતો કહે, શા કારણથી સામ;
એ દેહેમાં રહિને સહુ, ભજે નિરંતર રામ. ૧

ચોપાઈ.

સાંભળ ભાઈ કહું એક સાર, એ દેહમાં ભરચો વિકાર. ૨
મળ મૂત્રનો ભરેલો દેહ, એમ જાણીને છાંડો નેહ. ૩
એ દેહેનું મટવા અભિમાન, નભૂ નેષ્ટ કરિને માન. ૪

---

પ્ર૦ ૨૪ મું.-દોહ૦.

સ્વામી સંદે ઉપન્યો, ચતુર્વિંશમો સોય;
સા કારણથી જન્મમરણ, મટ્યૂં ચાહે સહુકોય. ૧

ચોપાઇ.

જન્મમરણ મટવાને જંત, સધ સેવિયે હરિ ગુરુ સંત. ૨
જન્મમરણનું દુખ છે ઘણુ, શું વર્ણવ કરિએ તે તણુ. ૩
શાસ્ત્ર પુરાણથી સરવે લહ્યું, તેમાટે સંક્ષેપે કહ્યું. ૪
હરિ ગુરુ સંતની સેવા મળે, કહે નભુ જન્મમરણ તો ટળે. ૫

---

પ્ર૦ ૨૫ મું.-દોહરો.

કહું પ્રશ્ન પચ્ચીસમું, પ્રભુ વાહાલો એ ઘાટ;
મનુષ દેહ ઇચ્છે અમર, તે શા કારણ માટ. ૧

ચોપાઇ.

રૂડી એ આશંકા કરી, સાંભળ સુત કહું તે ચિત ધરી. ૨
અમર લોકમા વૈભવ ઘણો, અભિમાન વાધે તેતણો. ૩
મનુષ્ય દેહ છે દુખનુ ધામ, તેણે સાંભરે આત્મારામ. ૪
માન મટ્યા વણ મન ના ગળે, મન ગળ્યા વણ દ્વૈત ન ટળે. ૫
દ્વૈત ટળ્યાનો એ છે ઘાટ, નભૂ અમર ઇચ્છે તે માટ. ૬

---

પ્ર૦ ૨૬ મું.-દોહરો.

સમાધાન એ તો થયું, ઉત્તર થયો અનૂપ;
પ્રશ્ન વીસ ખટમું કહો, ગુરુ શિષ્યનું રૂપ. ૧

ચોપાઇ.

શબ્દ ગુરૂ ને સુરતા શિષ્ય, સોધે તો પામે જુગદીશ. ૨
ગુરૂ શિષ્ય કારણ તાંહાં એહ, જહાં લગી હુતો સંદેહ. ૩
સમજ પડંતે સરખા બે, ઉપકારી જાણી ગુરૂ કેહે. ૪
જાણ્યું તારે સહુ જુગદીશ, નભૂ ન રહ્યું ગુરૂ ને શિષ. ૫

---

પ્ર૦ ૨૭ મું.—દોહોરો.

સત્તાવીમે પુછિયું, કિયો મોક્ષનો મંત્ર;
જેહથકી નાટક થયું, સહુ ત્રિપુટીનો તંત્ર. ૧

ચોપાઈ.

ॐ પ્રણવથી ઉપન્યા મંત્ર, ॐ વડે ભાંસે સહુ જંત્ર. ૨
અર્ધમાત્રા થયો ॐકાર, તેમાં ભળ્યો ઉકાર મકાર. ૩
એ ॐકાર એકાક્ષર બ્રહ્મ, વેદ ત્રણનો એ છે મ્રંમ. ૪
પ્રથમ હંસમાં સુરતા જાય, લોપ સકાર હકારનો થાય. ૫
ॐકાર દેખાયે તાર, અર્ધમાત્રામાંથી ઉચ્ચાર. ૬
અર્ધમાત્રા ક્ષર અંકાર, વાણી પરા મંત્ર શિરમોર. ૭
એથી મંત્ર નથી કાંઇ અન્ય, નભુ લોલાઇ રરે તે ધન્ય. ૮

---

પ્ર૦ ૨૮ મું—દોહોરો.

અઠ્ઠાવીસું પ્રશ્ન એ, કહાં સદ્ગુરૂનો વાસ;
કૃપા કરી મુજ ઉપરે, પ્રભુજી કરો પ્રકાશ. ૧

ચોપાઈ.

દેહભાવ નિશ્ચેમાં રહે, ઉનમુની થાંને લક્ષે લહે. ૨

---

પ્ર૦ ૨૯ મું—દોહોરો.

પ્રશ્ન એકઉનત્રીસમું, ઈંદ્રી છે દશ ચાર;
તેમાં જિવ્હા અધિક કેમ, તેનો કહો વિચાર. ૧

ચોપાઇ.

જિવ્હા સર્વથકી શિરતાજ, જિવ્હા ઝીતે સુધરે કાજ. ૨
રસ ઈંદ્રી પોખે સર્વને, તેથી તેર ધરે ગર્વને. ૩
રસ ઈંદ્રી જો છાંડે રસ, તો વિના પ્રયાસે તેરે વસ. ૪
રસ ઈંદ્રી રસને નવ તજે, તહાંલગી તેર વિષયને ભજે. ૫
નભુ નિશ્ચે જિવ્હા ઝીતાય, તો પૂરણપદની પ્રાપ્તિ થાય. ૬

### પ્ર૦ ૩૦ મું-દોહોરો.

પ્રશ્ન ત્રીસમું એ પ્રભુ, નિશ્ચે કહો નિજ રૂપ;
જેથી સ્વપ્ન જાએ સમી, એવો બોધ અનૂપ. ૧

ચોપાઇ.

ધંન ધંન બુદ્ધિ તુજ તંન, આત્મલક્ષ રાખો અનુદીન. ૨
ઇંદ્રીઓ મનસામું જોય, મન પવનની સાથે પોય. ૩
હંસપવન લયમાં લય થાય, ત્યારે સુરતા નાદમાં જાય. ૪
નાદથી થાયે અનહદ ધુની, તેની પાર અરૂપ ઉનમુની. ૫
તારે મન આકાશવત થાય, નિજાનંદ સુખ તે કહેવાય. ૬
એ રીતે આત્માનો લક્ષ, તાંહાં નહિ કાંઈ પક્ષાપક્ષ. ૭
લક્ષાલક્ષ થાયે તદરૂપ, નભૂ નહિ ત્યાં નામ ને રૂપ. ૮

ઇતિશ્રી નભુલાલ કૃત ત્રીસ પ્રશ્નોત્તરી સમાપ્ત.

## તત્વબોધ.

―✲✲✲✲✲✲✲✲―

### રાગ–સામેરીની ચાલ.

ૐ નમો શ્રી ત્રિગુણાતિતજી, વાસુદેવ અખંડ અદ્વૈતજી. ૧
તેને પ્રણમી કરૂં ઉચ્ચારજી, આત્મવિદ્યા અનુભવ સારજી. ૨
જે સમજેથી ભવ નિસ્તારજી, તતક્ષણ થાયે ન લાગે વારજી. ૩

ઢાળ.

વાર ન લાગે મુક્ત થાતાં, જો સોધે સુક્ષમ થઇ;
એ તત્વબોધ વિચારતાં, ભાઇ મતિ થાય વસ્તુમઇ. ૪
સંવાદ એ ગુરુ શિષ્યનો, એ ભેદ કહું તે ચિત ધરો;
શબ્દ ગુરુ ને શિષ્ય વૃત્તિ, આપોપે અનુભવ કરો. ૫
એ ગ્રંથ છે ગિરવાણમાં, ઘણા વિદ્યાવાનને ગમ પડે;
હૂં સરીખા મુરખને, શબ્દાર્થ કાંઇ નવ જડે. ૬
તેમાટે પ્રાકૃત વાણિ, પ્રગટ કરવા ઉચરૂં;
કૃષ્ણજી સુત જોગીભટની, આજ્ઞાથી વર્ણન કરૂં. ૭
એ ગ્રંથને જે અનુભવે, તે ટાળે જન્મ ને મરણને;
તો શુદ્ધ સ્વરૂપ પામે નભૂ, જો સેવે સદ્દગુરુ ચરણને. ૮

કડવું ૧. પૂર્ણ.

---

કરજોડીને કરું પ્રણામજી, શ્રીગુરુજી છો પૂરણ ધામજી. ૧
મારા મનનો સંશે ટાળોજી, જન્મ જન્મના દુક્રિત બાળોજી. ૨
તત્વ વસ્તુ કોહો મહારાજજી, જેથી થાયે મારું કાજજી. ૩

ઢાળ.

કાજ થાયે સર્વ શિરોમણ, હેવો બોધ મુજને કરો;
પ્રથમ તો એ બોધના, પ્રભૂ અધિકારી ઉચ્ચરો. ૪
ગુરુ કહે ધન બુદ્ધ તાહારી, પ્રશ્ન તેં રૂડું કરયું;
આ વિશ્વ કેરા જંતુને, તેં મોક્ષ કરવું ચિત ધરયું. ૫
પ્રથમ સાધન ચાર છે, તે સાંભળ જે દૃઢ ચિત કરી.
વિવેક ને વૈરાગ સમાદિ, મોક્ષની ઇચ્છા ધરી. ૬

## તત્વબોધ.

—

### રાગ–સામેરીની ચાલ.

ૐ નમો શ્રી ત્રિગુણાતિતજી, વાસુદેવ અખંડ અદ્વૈતજી. ૧
તેને પ્રણમી કરૂં ઉચ્ચારજી, આત્મવિદ્યા અનુભવ સારજી. ૨
જે સંમજેથી ભવ નિસ્તારજી, તતક્ષણ થાયે ન લાગે વારજી. ૩

ઢાળ.

વાર ન લાગે મુક્ત થાતાં, જો સોધે સુક્ષમ થઇ;
એ તત્વબોધ વિચારતાં, ભાઇ મતિ થાય વસ્તુમઇ. ૪
સંવાદ એ ગુરુ શિષ્યનો, એ ભેદ કહું તે ચિત ધરો;
શબ્દ ગુરુ ને શિષ્ય વૃત્તિ, આપોપે અનુભવ કરો. ૫
એ ગ્રંથ છે ગિરવાણમાં, ઘણા વિદ્યાવાનને ગમ પડે;
હું સરીખા મુરખને, શબ્દાર્થ કાંઇ નવ જડે. ૬
તેમાટે પ્રાકૃત વાણિ, પ્રગટ કરવા ઉચરૂં;
કૃષ્નજી સુત જોગીભટની, આજ્ઞાથી વર્ણન કરૂં. ૭
એ ગ્રંથને જે અનુભવે, તે ટાળે જન્મ ને મરણને;
તો શુદ્ધ સ્વરૂપ પામે નભૂ, જો સેવે સદ્દગુરૂ ચરણને. ૮

કડવું ૧. પૂર્ણ.

---

કરજોડીને કરું પ્રણામજી, શ્રીગુરુજી છો પૂરણ ધામજી. ૧
મારા મનનો સંશે ટાળોજી, જન્મ જન્મના દુક્રિત બાળોજી. ૨
તત્વ વસ્તુ કોહો મહારાજજી, જેથી થાયે મારું કાજજી. ૩

ઢાળ.

કાજ થાયે સર્વ શિરોમણ, હેવો બોધ મુજને કરો;
પ્રથમ તો એ બોધના, પ્રભૂ અધિકારી ઉચ્ચરો. ૪
ગુરુ કહે ધન બુદ્ધ તાહારી, પ્રશ્ન તેં રૂડું કરયું;
આ વિશ્વ કેરા જંતુને, તેં મોક્ષ કરવું ચિત ધરયું. ૫
પ્રથમ સાધન ચાર છે, તે સાંભળ જે ધૂડ ચિત કરી.
વિવેક ને વૈરાગ સમાદિ, મોક્ષની ઇચ્છા ધરી. ૬

એ ચાર સાધન સંજુક્તને; અધિકાર છે એ જ્ઞાનનો;
એ વિના ઉપાય બીજો, નથી કંઇ અભિમાનનો. ૭
ચાર દેહનો અભિમાની, કેમ તજે આવર્ણને;
વિક્ષેપ સુદ્ધાં મટે નભુ જો, સેવે સદ્દગુરુ ચરણને. ૮

કડવાં—૨. પૂ૦.

---

સાંભળો સ્વામી વિનતી મ્હારીજી, કરુણાસિંધુ ગુરુ સુખકારીજી ૧
સંક્ષેપે તો નહિ સમજાયેજી, હું મુરખને જ્ઞાન કેમ થાયેજી. ૨
એ ઉત્તરનો કરો વિસ્તારજી, સાધન ચાહારે કોણ પ્રકારજી. ૩

ઢાળ.

કોણ પ્રકાર સ્વામી સાધનકેરા, કૃપા કરી મુજને કહો;
પ્રગટ કરીને પ્રભુ મ્હારી, જાડ્યતા મનની દહો. ૪
ભાઈ પ્રથમ તો વિવેક સાધન, નિત્યાનિત્ય વિચારવું;
બ્રહ્મ નિત્ય અનિત્ય બીજું, સર્વ કલ્પિત ધારવું. ૫
વૈરાગ બીજું સાધન છે, જે સ્વર્ગાદિક ઇચ્છા નહી;
સમાદિ ખટ સંપત્તિનુ, સમઝાવું સાધન કહી. ૬
સમ દમ ને તપ તિતિક્ષા, શ્રદ્ધા ને સમાધાન;
એ છ મળીને એક સાધન, સમજે બુદ્ધિવાન. ૭
મુમુક્ષુતા તે મોક્ષ ઇચ્છા, મટે બંધાવર્ણ;
સુદ્ધ સ્વરૂપ થાયે નભૂ, જો સેવે સદ્દગુરુચર્ણ. ૮

કડવા—૩. પૂ૦.

---

સ્વામી મારૂં જડ છે મંનજી, સંશે ટાળો લહી નિજ તંનજી. ૧
સમ દમ તે શૂં હૂં નવ જાણુજી, તપ તિતિક્ષા કેમ પરમાણુજી. ૨
શ્રદ્ધા તે શૂં સમાધાનજી, પ્રભૂ સમઝાવો કરી વાખ્યાનજી. ૩

ઢાળ.

વાખ્યાન કરી પ્રભુ કોહો મુને, ત્યારે ગુરુ કહે સુણ તંન;
સમ તે તેને જાણીએ જે, વસ કરે નિજ મંન. ૪
દમ તેજ જે દમે ઇંદ્રી, તપ તે જે નિજ ધર્મ;
સર્વ વિષયને સાધ્ય રાખે, નિજ ધર્મનો એ મર્મ. ૫
શ્રદ્ધા ગુરુ વેદાંત વાક્યે, વિશ્વાસ પૂરણ હોય;
ચિત્તની એકાગ્રતાએ, સમાધાન તે સોય. ૬

એ છ મળીને એક સાધન, એ સાથે કહ્યાં ચાર;
અધિકારી તુજને કહ્યાં, તેહેને વટે તત્વ વિચાર. ૭
ભેદ મન આપે રખે, તું જોઇ જાતિ વર્ણને;
બ્રહ્મવિદ થાયે નણુ જો, સેવે સદ્‌ગુરુચર્ણને. ૮

કડવાં.—૪. પૂ૦.

---

પુછું પ્રશ્ન શ્રીગુરુદેવજી, તત્વ વિવેકનો દાખો ભેવજી. ૧
ગુરુ કહે આત્મા જાણો સત્યજી, એ અનુભવથી મટે અસત્યજી. ૨
સ્વામી આત્મા તે શું કહિયેજી, અમો અજ્ઞાની તે કેમ લહિયેજી. ૩

ઢાળ.

લહિયે કેમ તે કહો પ્રભુજી, ગુરુ કહે સુણ તાત;
તેં પ્રશ્ન અતિ ઉત્તમ કર્યું, જેથી મટે જમજાત. ૪
સ્થૂળ સુક્ષમ ને કારણ દેહે, એ ત્રણથી અળગો રહે;
પંચ કોશાતિત અવસ્થા, ત્રણનો સાક્ષી લહે. ૫
સદ્‌ચિદાનંદ સ્વરૂપે, આત્મા એ તું જાણજે;
એ સમજે ચિત્તસ્થિર થશે, અંતર અનુભવ આણજે. ૬
પ્રભુ સ્થૂળ સુક્ષમ કારણ તે શું, પંચ કોશ કિયા હશે;
ત્રણ અવસ્થા સે સ્વરૂપે, તે સાંભળવા મન થશે. ૭
સદ્ ચિદ આનંદ તે શું, તેહેનું કરો ઉદાહર્ણ;
એ અનુભવ થાયે નણુ, જો સેવે સદ્‌ગુરુચર્ણ. ૮

કડવા.—૫. પૂ૦.

---

સાંભળ શિષ્ય કહું એક જ્ઞાનજી, સ્થૂળ શરિરનું કરું વાખ્યાનજી. ૧
પંચિકૃતના પંચ મહાભૂતજી, એકએકમા છે અનુસ્યુતજી. ૨
કર્મથી ઉપન્યા સુખ દુખ જેહજી, ભોગવવાનું સ્થાનક એહજી. ૩

ઢાળ.

સ્થાનક એ વિકાર ખટનુ, તેહેનો ભેદ ઉચારિએ;
એ છે ને ઉત્પંન થાયે, વૃદ્ધિ થાય વિચારિયે. ૪
વિપરીત થાય ને ક્ષીણ થાય, નાશ એ પામે ખરૂં;
એ છ વિકારનું સ્થૂળ શરીર, દેહ્વું પ્રત્યક્ષ સહુ દેખે ખરૂં. ૫
સુક્ષમનું છે અપંચીકૃત, પંચ મહાભૂતે કર્યું;
કર્મથી ઉત્પંન સુખ દુખ, ભોગનું સાધન ઠર્યું. ૬

દશ ઇંદ્રી ને પ્રાણ પાંચે, બુદ્ધિ મન દસ સાત એ;
સત્તરનું સુક્ષમ દેહ છે, અંતર અનુભવ આણજે. ૭
તીવ્રબુદ્ધિએ વિચારિએ, કરી શુદ્ધ અંતરકર્ણ;
લીંગ ભંગ થાયે નભૂ, જો સેવે સદ્‌ગુરુચર્ણ. ૮

કડવાં ૬. પૂ૦.

---

હવે કહૂં તુંજને કારણ દેહજી, જેથી ટળે સહુ સંદેહજી. ૧
સ્થૂળ સુક્ષમનું કારણ એહજી, અનિર્વચની કહિએ જેહજી. ૨

ઢાળ.

અનિર્વચની અનાદ્ય વિદ્યા, સ્વરૂપજ્ઞાન રહીત છે;
નીર્વિકલ્પક રૂપ માયા, એ પણ જાણ અનિત્ય છે. ૩
અવસ્થાનો ભેદ સાંભળ, ત્રણ પ્રકારે ભોગવે;
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તેનો, અભિમાની થઈ જોગવે. ૪
ઇંદ્રી દશના વિષય જાણે, જાગૃતનો એ ધર્મ છે;
સ્થૂળ શરીરનો ભોગતા, વિશ્વાભિમાની બ્રહ્મ છે. ૫
જાગૃતમાં જે સાંભળ્યું, ને દ્દષ્ટે દીઠું જેહ;
તેથી ઉપની વાસના, તેણે જુઠું દીઠું એહ. ૬
તે મિથ્યાને સાચું માન્યું, તે જાણવી સ્વપ્ના દશા;
અભિમાની આતમા, ત્યાં ભોગવે થૈ તૈજસા. ૭
હૂં કાંઈ નથિ જાણતો, એમ સુખેથી ઉંઘી રહ્યો;
એ સુષુપ્ના જાણવી, તેને પ્રાજ્ઞાભિમાની કહ્યો. ૮
સાક્ષી અલ્પજ્ઞ થઇ રહે, થાયે લીન અંતરકર્ણ;
એ ઘાડ નિદ્રા મટે નભુ, જો સેવે સદ્‌ગુરુચર્ણ. ૯

કડવાં ૭. પૂ.

---

હવે કહું પંચે કોશ વિચારજી, જેથી આત્મા કહ્યો છે પારજી. ૧
પેહેલો અન્નમય કહું નિરધારજી, જાગૃતમાહે એ છે સારજી. ૨
પ્રાણમય મનોમય સારજી, વિજ્ઞાન આનંદ કહું વિસ્તારજી. ૩

ઢાળ.

વિસ્તાર કહું તે સાંભળ ભાઈ, અંન રસથી ઉપજે;
અંન રસથી વૃદ્ધિ પામે, અંનમય તે અંન યજે. ૪

અન્ન રૂપ છે પૃથ્વિ કેરૂં, તે પૃથ્વિ માહે સમાય;
પ્રાણમય તે જાણવો, જેમાં રહ્યા પંચે વાય. ૫
કર્મેંદ્રી ને મન છઠું, એ મનોમય જાણીએ;
વિજ્ઞાનમય તે બુદ્ધિ સાંચે, જ્ઞાનઇંદ્રિ એ વખાણિએ. ૬
કારણશરીર અવિદ્યામાં, મળી સરવે જે રહ્યો;
અજ્ઞાન એક આનંદમય, ભાઇ આત્મા એથી પર કહ્યો. ૭
ચાર દેહ ને પ્રાણ મહારો, મંન બુદ્ધિ જ્ઞાન;
એ પાંચમો સાક્ષી કહ્યો, તે નહી કોઇ સમાન ૮
એ સદ્ ચિદ આનંદ આત્મા, નહિ વિક્ષેપ ને આવર્ણ;
એ શુદ્ધ સ્વરૂપને પામવા, નભૂ સેવો સદ્ગુરૂ ચર્ણ. ૯

કડવાં-૮. પૂ૦.

---

સ્વામી સદ તે શું કેહેવાયજી, ચિદ ને આનંદ કેમ ઓળખાયજી. ૧
સદ તે કહિયે છે સદાયજી, ચિદ તે જાણ્યું ગુરુકરુણાયેજી. ૨
તે જાણ્યાનું સુખ આનંદજી, સમજે ટાળે સરવે દ્વંદજી. ૩

ઢાળ.

દ્વંદ ટાળે મંનના ભાઇ, તે માટે તુજને કહું;
ઉત્પત્તી ચોવીસ તત્વની, જથા મતિ જે હું લહું. ૪
બ્રહ્મ આશ્રીત છે ભાઇ, એક ત્રિગુણાત્મિક અજા;
તે થકી નભ ઉપન્યું, જ્યારે બ્રહ્મની પામી રજા. ૫
વાયુ થયો આકાશથી, પછે વાયુથી થયું તેજ;
તેજથી જળ જળે પૃથ્વિ, ઉત્પત્તી એહેની એજ. ૬
એ પાંચ ભુતના સત્વ અંશે, જ્ઞાન ઈંદ્રી પાંચે થઇ;
શ્રવણ ચર્મ ને નેત્ર જિહ્વા, નાસિકા આદે લઇ. ૭
એ પાંચ ભૂતના રજો અંશે, કર્મ ઈંદ્રી પંચ;
વાક પાણી પાદ ગુદ ઉપસ્થ, વાયુ કેરા સંચ. ૮
મહાભૂત પંચે સમગ્રતા, સત્વાંશે અંતઃકરણ;
એ ભેદને જાણે નભૂ, જો સેવે સદ્ગુરૂ ચર્ણ. ૯

કડવાં-૯. પૂ૦.

---

વૃત્તિભેદે થયા એ ચારજી, મન બુદ્ધિ ને ચિત્ત અહંકારજી. ૧
પંચ મહાભૂતના તામસ અંશેજી, પાંચે તત્વ થયાં નહિ સંશેજી. ૨
પંચિકૃતના એ પંચ ભૂતજી, તે તત્વ થયાં અદ્ભૂતજી. ૩

ઢાળ.

અદ્‌ભૂત પાંચે તત્વ પ્રભુ, પંચીકૃતકેરાં કહ્યાં;
એ પંચીકૃત તે કોણ પ્રકારે, સ્વામી તે મેં નવ લહ્યાં. ૪
ત્યારે ગુરુ કેહે ભાઈ સાંભળ કહું, એના ભાગ વેંચ્યા જેહ;
એક તત્વને અરધ કરીને, ન્યારૂં રાખ્યું તેહ. ૫
પછે અરધના કરી ચાર કટકા, વેંહેંચી આપ્યા ચારને;
આચર્ણ થાય તે ઓળખે, જે લહે તત્વ વિચારને. ૬
એ પંચીકૃત મહાભૂતનુ ભાઇ, થયું સ્થૂળ શરીર;
બ્રહ્માંડ પીંડની એકતા, એમ જાણજે તું વીર. ૭
બ્રહ્માંડ ઉપન્યું તે થકી, હૂં સ્થૂળ કહિ ઉભો રહું;
એ ભેદથી જીવ છે, તે આત્માનુ પ્રતિબિંબ કહું. ૮
પ્રકૃતિના જોરથી, ભિન ઇશ્વરને લહે;
અવિદ્યા ઉપાધિ માટે, આત્મા તે જીવ કહે. ૯
માયાની ઉપાધિથી, એ ઇશ્વર આત્મા હોય;
જીવ ઇશ્વર ભેદ તહાં લગી, જન્મ મરણ નવ ખોય. ૧૦
તેમાટે એ જીવ ઇશ્વર, ભેદબુદ્ધિ ના કીજિયે;
બ્રહ્મ સત્ય અખંડ અદ્વૈત, એક સમજી લીજીએ. ૧૧
એ સમજ્યાથી પુત્ર મહારા, નહી મરણ અવતર્ણ;
એ અનુભવ થાએ નભુ, જો સેવે સદ્‌ગુરુચર્ણ. ૧૨

કડવાં.-૧૦. પૂ૦.

---

સાંભળો સ્વામી વિનતી મહારીજી, અભેદ બુદ્ધિ તમે ઉચ્ચારીજી. ૧
જીવ અલ્પજ્ઞ ને હંકારીજી, શિવ સર્વજ્ઞ નિરહંકારીજી. ૨
આગે સંકા થઇ નિવારીજી, હવે હેને ભેદ કહો નિરધારીજી. ૩

ઢાળ.

નિરધારી કહો નાથ મહારા, ભેદ બુદ્ધિ કેમ મટે;
તત્વમસી મહાવાકય જોતાં, અંતસ્કરણ બહુ આવટે. ૪
ગુરુ કહે વાચ્યાર્થ ને, લક્ષાર્થ ઇશ્વર જીવને;
સ્થૂળ સુક્ષમ અભિમાની, વાચ્ય જીવ સદૈવને. ૫
ત્વંપદનો લક્ષાર્થ એ જે, ઉપાધિથી મુક્ત;
શુદ્ધ ચૈતન જીવ એ તે, ઉપાધિ સંજુક્ત. ૬

તત્‌પદ ઈશ્વર કેરાં ભાઇ, વાચ્યાર્થ કહું તે સાંભળો;
સર્વજ્ઞતા સંજુક્ત છે, હવે લક્ષાર્થ કહું તે કળો. ૭
ઉપાધિથી સુન્ય છે, શુદ્ધ ચૈતન એ લહો;
વાચ્ય લક્ષ વિચારતાં, ભાઇ ભેદ કાંઇ નવ રહ્યો. ૮
એવાં વાક્ય વેદાંતથી, અને સદ્‌ગુરૂ કરુણાવડે;
બ્રહ્મ બુદ્ધિ સર્વમાં, તે ભવબુદ્ધિમા નવ પડે. ૯
ગુરુકૃપા ક્ષણ એકમાં, ભાઇ કરે મેરૂ તરણને;
જીવનમુક્તા તે નભુ, જો સેવે સદ્‌ગુરુચરણને. ૧૦

કડવાં—૧૧. પૂ૦.

---

કરુણાસિંધુ સુખના ધામજી, કરજોડીને કરું પ્રણામજી. ૧
જીવનમુક્તા કેમ કેહેવાયજી, વિસ્તારી કોહો કરી કરુણાએજી. ૨
જેથી સર્વે સંશે જાયજી, જેહેવું કોહોછો તેહેવું થાયેજી. ૩

ઢાળ.

થાય તેહેવું રૂપ સ્વામી, લક્ષણ મુજને દાખિએ;
ગુરુ કહે ભાઈ હૂં કહું તે, ઉર સમઝી રાખીયે. ૪
જેમ દેહ હું ને પુરુષ હૂં છું, દ્વીજ સુદ્ર ને નારી;
તેમ હૂં નહિ સ્ત્રી પુરુષ, વિપ્રાદિ વરણ ચારી. ૫
અસંગ સચ્ચિદાનંદ સ્વરૂપે, દ્રૃઢ નિશ્ચે થયો એહ;
ચિદાકાશ સર્વાંતરયામિ, જીવનમુક્તા તેહ. ૬
અહંબ્રહ્માસ્મી થતે, સઉ કર્મથી મુકાએ;
પ્રત્યક્ષ જ્ઞાનતું એજ લક્ષણ, દ્વૈતભાવ ન થાયે. ૭
અખીલ કર્મનો બંધી છે, મુક્ત એ આચર્ણ;
અપરોક્ષ જ્ઞાન થાએ નભુ, જો સેવે સદ્‌ગુરૂ ચર્ણ. ૮

કડવા—૧૨. પૂ૦.

---

પ્રભુ કોહો કર્મની કેટલી જાતજી, જેણે થાયે સ્વે સાક્ષાતજી. ૧
ગુરુ કહે કર્મ ત્રણ પ્રકારજી, સાંભળ તેહેનો કહું વિસ્તારજી. ૨
જ્ઞાનીકેરા દેહથી જેહજી, પુન્ય ને પાપ થયું છે જેહજી. ૩
તે કેહેવાય ક્રિયમાણ કર્મજી, હવે સંચિતનો કહું છું મર્મજી. ૪

ઢાળ.

સંચિતનો એ મર્મ છે જે, જે પૂર્વે ઉપાર્જન કરયું;
તે રહ્યું છે ઘણા કાળનું, સાંચ્યું તે સંચિત ઠરયું. ૫
તે પક્વ સંચિત ભોગવવાને, દેહ ઉપન્યો જાણ;
સુખ દુઃખ ફળ તે ભોગવે, પ્રારબ્ધ એ પરમાણ. ૬
તે ભોગવી રેહે એટલે, દેહનો થાય ભંગ;
જ્ઞાને ક્ષય ક્રિયમાણ સંચિત, પ્રારબ્ધ દેહને સંગ. ૭
અહંબ્રહ્માસ્મી થતે, સંચિત પ્રલ્લે થાયે;
નિજ જ્ઞાનથી ક્રિયમાણ સંચિત, જ્ઞાની પુરૂષના જાયે. ૮
કમળદળ જળલિપ્ત રેહે તેમ, જ્ઞાનીને નહિ સમંધ;
તેમાટે ક્રિયમાણ કર્મનો, નથી તેને બંધ. ૯
કારણ કે એ જ્ઞાનીની કોઇ, કરે સ્તુતિ નિંદાએ;
તે પ્રત્યે એ પુન્યપાપના, કર્મ સરવે જાએ. ૧૦

श्रुति.

सुरद: पुन्यकृतां द्विसंती पापःकृतागृहणंति, तथाचात्मवित् संसार तिरत्वात् ब्रह्मानंद शिवः प्राप्नोति, तरती शोकमात्मवित् ॥ तथा च-

स्मृति.

तनु त्यजति चाकाश्याम्, स्वपचस्य गृहे यवा;
ज्ञान संप्राप्ति समये, मुक्त सो विगतासयः ॥ १ ॥

इति.

કાસી કે ચાંડાળને ઘેર, મુક્ત પામે મર્ણ;
હરિ ચરણે જાણો નભુ, જો સેવે સદ્‌ગુરૂ ચર્ણ. ૧૧
કડવાં-૧૩. પૂ૦.

ઇતિશ્રી તત્વબોધ સમાપ્ત ॥ શ્રી ॥

# ગુરૂગીતા.

---

ચણા છંદ (ઢાળ કુબ્જાના આખ્યાનનો).

પ્રથમે હું ગુરુદેવને, પ્રેમે કરૂં પ્રણામ;
ઉર અતિ આનંદથી, ગાઉં ગોવિંદના ગુણગ્રામ.

ઉલાળો.

ગાઉં ગોવિંદના ગુણગ્રામ, જેણે પ્રગટ ઓળખાવ્યા રામ;
પ્રેમકટાક્ષે પુરી આશ, જન્મ જન્મનો ટાળ્યો ત્રાસ.
જે જે સદ્ગુરુ રાયે. ૧

આ ભવમાં ભટક્યો ઘણું, મે લીધા જન્મ અપાર;
અજ્ઞાને બહુ આથડ્યો, દેહે ધરીયા વારંવાર.
વારંવાર ધર્યા બહુ દેહ, તેમ તેમ અદકો વાધ્યો નેહ;
એ અભ્યાસે ભુલ્યો આપ, તેથી પામ્યો અદકો તાપ.–જે૦ ૨

એ દવદાધા જંતુને, હરિકરુણા તે પરજંન;
તે વિના ત્રિલોકમાં, ઉપાય ન દિસે અન્ય.
અન્ય નથી બીજો ઉપાય, ત્રણે દેવ કરે જો સહાય;
બળ રીદ્ધિ વૈભવ સહુ થાય, મોક્ષ કરે એક સદ્ગુરુરાય.–જે૦ ૩

ઈશ્વરના જંતુ કરચા તે, જાય નર્કમોઝાર;
તેને ગુરુ કરુણા કરે તો, ઉતારે ભવ પાર.
ભવ પારે ઉતારે ગુરુ, તતક્ષણ અનુભવ પ્રગટે ઉરુ;
અર્ક ઉદય અંધારૂં જાય, મિથ્યા માયાઘેન પળાય.–જે૦ ૪

સુક સનકાદિક સારદા રે, શેષ કરે વખાણ;
પાર નહિ પરતાપનો, એમ બોલે વેદ પૂરાણ.
વેદપૂરાણે બોલે વેણ, બોલે તેહવું દીઠું નેણ;
ગુરુ મહિમાનો કો લેહે પાર, એમ કહે શિવ વારંવાર.–જે૦ ૫

જેણે સદ્ગુરુ સેવિયા, ધનધંન તેનું ભાગ્ય;
તે જનમાહે વશી રહે, નિત જ્ઞાન ભક્તિ વૈરાગ.
જ્ઞાન ભક્તિ વૈરાગજ વશે, સંશય સર્પ ન તેને ડશે;
ગુરુ સેવાનો લાભ અનંત, એમ વદે છે મોટા સંત.–જે૦ ૬

ગુરૂ પારસ ચિંતામણી, કામધેન કલ્પતરુ સાર;
તે વધારે સંસારને, ગુરુ મોક્ષ કરે નિરધાર.
નિરધારી ગુરુ નિશ્ચે કરે, પછે તે કોથી નવ ડરે;
જેને સિંહતણુ શિર જોર, શું કરે તેને સારસ મોર.-જે૦ ૭
એમ જાણિને આવિયો, હું શરણુ તમારે નાથ;
દયા કરી મુજ રંકનો, પ્રભુ હેતે ઝાલો હાથ.
હાથ ઝાલી કહાડો ભવ બહાર, સ્વપ્નાંતર ભાસે સંસાર;
ચૌદ લોકનો જૂઠો ભોગ, દીર્ઘ દ્વૈતનો ટાળો રોગ.-જે૦ ૮
સદ્ગુરુકેરા લક્ષને, શું જાણે મુરખ મંન;
અંતરથી નવ ઓળખે, દેહેદરશી દેખે તંન.
તંનતણા તે દેખે ચેન, નિદ્રામાં ઘેરાયાં નેણ;
જેમ ખર ચંદનને નવ લહે, મેડક પંકજ સંગે રહે.-જે૦ ૯
જાણે ગુરુના લક્ષને, ઝેને દયા કરે ગુરુરાય;
દેહધારી સરખા પૂરે, પણ માનુષ કેમ કેહેવાય.
કેમ કહિયે માનુષ કે દેવ, ઝેને નહિ કાંઇ અચવેવ;
અદ્વૈત એક અખંડ સ્વરૂપ, અજ અવિનાશી અમર અરૂપ.-જે૦૧૦
સેઝે સ્વાતી શબ્દનો રે, વરસે અતિ આનંદ;
આરત પ્રીતિ છીપમાં, તેમાં જઈ જામે બીંદ.
બિંદુ લઇ પાતાળે જાય, તેમાહે મુક્તાફળ થાય;
કપુર કંદળી અહિમુખ ઝેર, પાત્રતણો એમ જાણો ફેર.-જે૦ ૧૧
જેમ આરત છે છીપને, તેમ થાય જો નરવેધ;
ગુરુશબ્દ સ્વાતી ગ્રહે, તો ટાળે વીધિનિખેદ.
વીધિનિખેદ ટળે જેમ તૂલ, પાકે અનુભવ મુક્ત અમૂલ;
ભૂલ ભાગે ને જાણે બ્રંમ, જક્ત ઠેકાણે ભાસે બ્રહ્મ.-જે૦ ૧૨
પારસના પરતાપથી, સેઝે લોહો કંચન થાય;
એમ ગુરુકરુણાથકી, ભાઈ જીવદશા તે જાય.
જાયે જીવદશા વીસરી, પોતા સરખો મુકે કરી;
એવો સદ્ગુરુનો મહિમાય, સેવે તે સેઝે શિવ થાય.-જે૦ ૧૩
શ્રીગુરુ ચરણ સરોજરજ, હૂં ધારૂં મારે શીશ;
કર જોડી કરૂં વીનતી, હૂં બાળબુદ્ધે બોલીશ.
બાળબુદ્ધે બોલું છું વેણ, અમૃત ભરિયાં દેખી નેણ;
પ્રશ્ન કરવાની ઈચ્છા થઇ, તમ પાંખે પુછું કહાં જઇ. જે૦ ૧૪

ગુરુ કહે શિશ માહેશ રે, પૂછો આણી પ્રેમ;
સંશે સઘળા છેદવા છે, ગુરુપદને એ નેમ.
નેમ જાણી ઓસંકો રખે, પૂછો જે હોએ મનવીખે;
પૂછયા વના સંશે નવ ટળે, સંશે મટયાવના રાસ નવ મળે.—જે૦ ૧૫
શિષ્ય કહે સ્વામી દેહના જે, ચલણ હલણ ક્રિયમાણ;
તે કેમ વરતે લક્ષમાં, જે પામે પદ નિરવાણ.
નિર્વાણ પદ પામે જાહેરે, ચૌદે ઈંદ્રી થાકે તાહેરે;
જો આવીને વરતે વર્ત, તો કેમ થાએ લક્ષમાં નર્ત.—જે૦ ૧૬
ગુરુ કહે ધન શિષ્ય એ તેં, ઉત્તમ કીધું પ્રશ્ન;
એ સ્વરૂપે વીચરે, દુર્વાસા વશિષ્ઠ ને કૃષ્ન.
વૈદેહિ લોમસ સમરથ, વળી દેવહુતી જડભરથ;
છતે દેહે વિદેહી રહ્યા, કાયાકૃત સાથે નવ વહ્યા.—જે૦ ૧૭
જ્ઞાની ને અજ્ઞાનીમાં, ભાઈ એટલો અંતર જાણ;
જ્ઞાની મિથ્યા જાણશે, અજ્ઞાનીને વૃદ્ધિ હાણ.
સુખ દુખ સમ છે માન અમાન, એ છે તજ્ઞ પુરુષનુ જ્ઞાન;
નિર્વિકલ્પ સદા મન રહે, હું કરતા હેવું નવ લહે.—જે૦ ૧૮
સાક્ષીવત વિચરે સદા, જુઠામા જુઠો સાજ;
એ રીતે નીમિ નૃપે કીધું, મૈથીલ પુરમા રાજ.
રાજતણો વૈભવ સૌ કરે, હું કરતા મનમા નવ ધરે;
સુરજ વડે ચાલે વેપાર, રવિને કાંઇ ન આવે ભાર.—જે૦ ૧૯
શિષ્ય કહે ગુરુદેવજી, સમાધાન થયું મહારાજ;
એક અપુરવ ઉપજ્યો, મને સંશે મનમા આજ.
સંશે ઉપજ્યો એ મુજ મંન, સદા સદોદિત છે ચૈતંન;
વિશ્વમાહે છે જેનો વ્યાપ, તે કેમ ભૂલ્યો આપું આપ.—જે૦ ૨૦
ગુરુ કહે સાચી કહિ પણ, એમ સમઝ રે બાળ;
ચૈતનની સત્તાવડે, એ ભાસ્યું આળપંપાળ.
આળપંપાળ ભાસ્યું અણછતું, નથી થયું પૂરવ ના હતું;
લેહેરી ઓઢા જળની છોળ, વકરયો ઉંદર થઇ ગયો કોળ.—જે૦ ૨૧
પંચ ભૂત થઇ પર રહ્યો, પછે ઇચ્છે સુખના ભોગ;
તે ન મળેથી દીન થઇને, ઇચ્છે ઇશ્વર જોગ.
ઈશ્વર જોગે મળશે સુખ, એમ જાણી દેહેને દે દુઃખ;
દુખસુખ જોઈ પરઠયાં પુન્ય પાપ, એમ આપોપું ભૂલ્યો આપ.—જે૦ ૨૨

શિષ્ય કહે ગુરુજી સુણો, એ તો ખેહું સરવે ઘાટ;
વળી સંશે મ્હારો ટાળિયે, પ્રભુ પુછું કરુણાભાટ.
સ્તુતિ નિંદા સમઝે સહુકોય, જ્ઞાનીને કેમ ખેદ ન હોય;
તે નિરૂપણ કહો મહારાજ, જેથી મહારાં સીઝે કાજ.—જે૦ ૨૩
ગુરુ કહે જ્ઞાનીતણું, મન દર્પણ જેહેવું થાય;
જક્તાતણું ચિત મુખ છે, તે કરે તેહેવું દેખાય.
વાંકું સીધું જેહેવું ઝાંએ, તેહેવું દીસે દર્પણમાંએ;
દર્પણમાં કોઇ ઝેવું નથી, એ દૃષ્ટાંતે જો સર્વથી.—જે૦ ૨૪
નિર્મળ ચિત છે જેહનું, તે બોલે નિર્મળ વાણ;
જ્ઞાની મન હરખે નહીં, એ તો એહેતું કરે વખાણ.
તે સાંભળીને હરખે કેમ, જ્ઞાની મન સમઝે છે એમ;
સારૂં કરે સારૂં દેખાય, દર્પણમાં શું આદકું થાય.—જે૦ ૨૫
કપટ રૂદે છે જેહને, તે નંદે વારંવાર;
દર્પણમાં મુખ દેખતાં, જેમ શબ્દ હોય ઉચ્ચાર.
નંદે જોઇ પોતાનું મુખ, એમાં શું જ્ઞાનીને દુખ;
જેહેવો પોતે તેહેવો કહે, જ્ઞાની દર્પણ રૂપે રહે—જે૦ ૨૬
સત્ય સ્વામીશ્રીજી તમો છો, નિર્મળ સુદ્ધ સ્વરૂપ;
અમર અજર અવિનાસ છોજી, અખિલ ભુવનના ભૂપ.
અખિલ ભુવનના ભૂપ અરૂપ, અંન્ય નથી તો સાની ઉપ;
ઉપમા તમને શી દેવાયે, જે દીજે તે મિથ્યા થાયે.—જે૦. ૨૭
ગુરુગીતા જે સાંભળે રે, ભાવ ધરીને ગાએ;
શબ્દ સમઝીને અનુભવે તો, ભવબંધન મુકાએ.
ભવ બંધન છોડે તતક્ષેવ, એવા ગુરુ દેવાધિદેવ;
કરજોડીને લાગું પાય, નભુ નિર્ભેપદ સેઝે થાય.—જે૦ ૨૮

ઇતિશ્રી ગુરૂગીતા સંપૂરણ.

## જ્ઞાનપરનાલિકા.

દોહોરા.

પ્રથમ નમુ ગુરુદેવને, પ્રેમે લાગું પાય;
શુભમતિ દેજો સારદા, હંસવાહની માય. ૧
ગુરુ શિષ્ય સંવાદથી, આત્મા અનુભવ થાય;
ગ્રંથ જ્ઞાનપરનાલિકા, કરવા મન ઇચ્છાય. ૨

શિષ્ય ઉવાચ.

સદ્‌ગુરુની સેવા કરી, પુછું જોડી હાથ;
કયમ છુટું ભવબંધથી, કૃપા કરી કોહો નાથ. ૩

ગુરુ ઉવાચ.

ગુરુ કહે સુણ શિષ્ય તું, તો છુટે ભવબંધ;
લહે જ્ઞાનપરનાલિકા, કહ્યા ચાર અનુબંધ. ૪
અધિકારી પેહેલો કહ્યો, બીજું તો સંબંધ;
ત્રિજું વિષય પ્રિયોજન, એ ચારે અનુબંધ. ૫

શિષ્ય વ૦.

પ્રથમ કહો ગુરુજી મુને, અધિકારીનું રૂપ;
જે જાણે સુખ ઉપજે, પામુ શુદ્ધ સ્વરૂપ. ૬

ગુરુ વ૦.

ગુરુ કેહે સાંભળ શિષ્ય તું, એના સાધન ચાર;
વિવેક વૈરાગ સમાદિ ખટ, મુમુક્ષુતા મન ધાર. ૭

શિષ્ય વ૦.

એ સાધન કેમ ઉપજે, તે કહો કૃપાનિકેત;
વિવેક તે સાને કહૂં, તે કહો આણી હેત. ૮

ગુરુ વ૦.

વરણાશ્રમના ધર્મ જે, તે પાળે દૃઢ નેમ;
કીધે કર્મ ઉપાસના, ઉર શુદ્ધ થાયે એમ. ૯
ત્યાર પછી તે જંતુને, ઉપજે સાધન ચાર;
નિત્યાનિત્ય વિવેકનો, સાંભળ કહું વિચાર. ૧૦
નિત્યાનિત્ય વિચાર એ, કહિયે શુદ્ધ વિવેક;
અનિત્ય જગ સહુ જાણિએ, નીત્ય આતમા એક. ૧૧

શિષ્ય કહે ગુરુજી સુણો, એ તો બેહું સરવે ઘાટ;
વળી સંશે મ્હારો ટાળિયે, પ્રભુ પુછું કરુણાભાટ.
સ્તુતિ નિંદા સમજે સહુકોય,જ્ઞાનીને કેમ ખેદ ન હોય;
તે નિરૂપણ કહો મહારાજ, જેથી મહારાં સીઝે કાજ.—જે૦ ૨૩
ગુરુ કહે જ્ઞાનીતણું, મન દર્પણ જેહેવું થાય;
જક્તાતણું ચિત મુખ છે, તે કરે તેહેવું દેખાય.
વાંકું સીધું જેહેવું ઝાંએ, તેહેવું દીસે દર્પણમાંએ;
દર્પણમાં કોઇ ઝેવું નથી, એ દૃષ્ટાંતે જો સર્વથી.—જે૦ ૨૪
નિર્મળ ચિત છે જેહનું, તે બોલે નિર્મળ વાણ;
જ્ઞાની મન હરખે નહીં, એ તો એહેવું કરે વખાણ.
તે સાંભળીને હરખે કેમ, જ્ઞાની મન સમઝે છે એમ;
સારૂં કરે સારૂં દેખાય, દર્પણમાં સું અદકું થાય.—જે૦ ૨૫
કપટ રૂદે છે જેહને, તે નંદે વારંવાર;
દર્પણમાં મુખ દેખતાં, જેમ શબ્દ હોય ઉચ્ચાર.
નંદે જોઈ પોતાનું મુખ, એમાં શું જ્ઞાનીને દુખ;
જેહેવો પોતે તેહેવો કહે, જ્ઞાની દર્પણ રૂપે રહે.—જે૦ ૨૬
સત્ય સ્વામીશ્રીજી તમો છો, નિર્મળ સુદ્ધ સ્વરૂપ;
અમર અજર અવિનાસ છોજી,અખિલ ભુવનના ભૂપ.
અખિલ ભુવનના ભૂપ અરૂપ, અંન્ય નથી તો સાની ઉપ;
ઉપમા તમને શી દેવાયે, જે દીજે તે મિથ્યા માયે.—જે૦. ૨૭
ગુરુગીતા જે સાંભળે રે, ભાવ ધરીને ગાએ;
શબ્દ સમઝીને અનુભવે તો, ભવબંધન મુકાએ.
ભવ બંધન છોડે તતક્ષેવ, એવા ગુરુ દેવાધિદેવ;
કરજોડીને લાગું પાય, નભુ નિર્લેપદ સેઝે થાય.—જે૦ ૨૮

ઈતિશ્રી ગુરૂગીતા સંપૂરણ.

## જ્ઞાનપરનાલિકા.

—⊰⊰⊰⊱⊱⊱—

દોહોરા.

પ્રથમ નમુ ગુરુદેવને, પ્રેમે લાગું પાય;
શુભમતિ દેજો સારદા, હંસવાહની માય. ૧
ગુરુ શિષ્ય સંવાદથી, આત્મા અનુભવ થાય;
ગ્રંથ જ્ઞાનપરનાલિકા, કરવા મન ઇચ્છાય. ૨

શિષ્ય ઉવાચ.

સદ્ગુરુની સેવા કરી, પુછું જોડી હાથ;
કયમ છુટું ભવબંધથી, કૃપા કરી કોહો નાથ. ૩

ગુરુ ઉવાચ.

ગુરુ કહે સુણ શિષ્ય તું, તો છુટે ભવબંધ;
લહે જ્ઞાનપરનાલિકા, કહ્યા ચાર અનુબંધ. ૪
અધિકારી પેહેલો કહ્યો, બીજું તો સંબંધ;
ત્રિજું વિષય પ્રિયોજન, એ ચારે અનુબંધ. ૫

શિષ્ય વ૦.

પ્રથમ કહો ગુરુજી મુને, અધિકારીનું રૂપ;
જે જાણે સુખ ઉપજે, પામુ શુદ્ધ સ્વરૂપ. ૬

ગુરુ વ૦.

ગુરુ કેહે સાંભળ શિષ્ય તું, એના સાધન ચાર;
વિવેક વૈરાગ સમાદિ ખટ, મુમુક્ષતા મન ધાર. ૭

શિષ્ય વ૦.

એ સાધન કેમ ઉપજે, તે કહો કૃપાનિકેત;
વિવેક તે સાને કહ્યું, તે કહો આણી હેત. ૮

ગુરુ વ૦.

વરણાશ્રમના ધર્મ જે, તે પાળે દૃઢ નેમ;
કીધે કર્મ ઉપાસના, ઉર શુદ્ધ થાયે એમ. ૯
ત્યાર પછી તે જંતુને, ઉપજે સાધન ચાર;
નિત્યાનિત્ય વિવેકનો, સાંભળ કહું વિચાર. ૧૦
નિત્યાનિત્ય વિચાર એ, કહિયે શુદ્ધ વિવેક;
અનિત્ય જગ સહુ જાણિએ, નીત્ય આતમા એક. ૧૧

શિષ્ય વ૦.

અનિત્ય આ જગને લહે, એ તો કહ્યો વિવેક;
આત્મા તો જાણ્યો નથી, તો સાને કેહે એક. ૧૨

ગુરૂ વ૦.

આત્મા જે આનંદઘન, તેહતણો આભાસ;
જે આનંદમય કોશમા, એમ આણ વિસવાસ. ૧૩
આનંદ વના રૂચે નહી, શબ્દાદિક સુખ જેહ;
તે આનંદ તે આતમા, નિત્ય જાણ તું તેહ. ૧૪

શિષ્ય વ૦.

બીજું કહ્યું વૈરાગ જે, તે કેમ ઉપજે મંન;
કૃપા કરી મુજને કહો, જાણીને નિજ તંન. ૧૫

ગુરૂ વ૦.

શબ્દાદિક સુખમા લહે, ત્રણ દોશનો ભાગ;
અતિસહિતા અનિત્યતા, નાસ લહે વૈરાગ. ૧૬
ચૌદ લોકની સંપતિ, કાગવિષ્ટ સમ હોય;
એમ પ્રીતિ નહિ મંનમા, વિરાગ કહિએ સોય. ૧૭

શિષ્ય વ૦.

હવે સમાદિ ખટ કહી, તેનો કોણ પ્રકાર;
કૃપા કરી મુજને કહો, શ્રીગુરૂ પરમ ઉદાર. ૧૮

ગુરૂ ઉવાચ.

સર્વ વાસના સહિત મન, રહે મોક્ષને ઠામ;
સમ તે તારે જાણિએ, મન પામે વિશ્રામ. ૧૯
મન સમતાએ જાણજે, અમળ ઇંદ્રીઓ થાય;
દમ તે કહિએ તેહને, ઉપરતી એ કેહેવાય. ૨૦
સમ દમ ધૃડ જારે થયાં, મન ઇંદ્રી એક ઠામ;
એજ ઉપરતી જાણવી, હવે તિતિક્ષા નામ. ૨૧
સત સંગત કરતાં કંઇ; સુખ દુખ માન અમાન;
એજ તિતિક્ષા સહુ કહે, મનમા ગણે સમાન. ૨૨
શ્રદ્ધા ગુરૂ વેદાંતના, વાયકનો વિશ્વાસ;
સમાધાન એક મોક્ષમાં, તજે ત્રિવિધિની આસ. ૨૩
ચોથું સાધન મોક્ષની, ઇચ્છા મનમા હોય;
તે અધિકારી મોક્ષનો, પેહેલું અનુબંધ સોય. ૨૪

શિષ્ય વ૦.

હવે બીજું ગુરુજી કહો, પૂરવે જે અનુબંધ;
એ અધિકારી જન તે, શાથી કરે સંબંધ. ૨૫

ગુરૂ વ૦.

બોદ્ધ્ય આતમા બોધક ગુરુ, કરે એજ સતસંગ;
જે કરતાં જન ભવ તરે, ચઢે અનુપમ રંગ. ૨૬

શિષ્ય વ૦.

વિશય કરે તો શા વિષે, તે કહિએ મહારાજ;
જેથી ભવસાગર તરૂં, સુધરે સરવે કાજ. ૨૭

ગુરૂ વ૦.

જિવ ઇશ્વરની ભિન્નતા, જાણે છે મન મૂઢ;
અજ્ઞાન એજ અનાદિનુ, ગ્રહણ કરયું છે ધૂડ. ૨૮
મહાવાકય જે વેદનાં, ગુરુમુખ સાંભળ તેહ;
પછી પૂછજે પૂછવું, જે મનમા સંદેહ. ૨૯

શિષ્ય વ૦.

શિષ્ય કહે ગુરુદેવજી, મહાવાચક તે શુંય;
સંક્ષેપે સમજું નહિ, મંદ મતિ છું હુંય. ૩૦

ગુરૂ વ૦.

અહંબ્રહ્માસ્મી તત્વંમસી, પ્રજ્ઞામાનંદ બ્રહ્મ;
અયંઆત્મા ચાર એ, મહાવાકયનો મર્મ. ૩૧
વાચ્ય લક્ષ પદ બે તે તણા, કહું તેનો વિચાર;
એ અનુક્રમે જાણજે, જે મહાવાચક ચાર. ૩૨
તત્ પદ ત્વં પદ અસી પદ, એ ત્રણે પદ જાણ;
હવે એહના અર્થનુ, સાંભળ કહું વખાણ. ૩૩
તત્પદ તે ઇશ્વર કહ્યો, ત્વંપદ કહિએ જીવ;
અસી પદ વ્યાપક બેહુમા, એવું જાણ સદૈવ. ૩૪
કરતા હરતા જગતનો, વાચ્ય તત્ પદનું એહ;
નિર્મળ શુદ્ધ સ્વરૂપ હું, લક્ષ કહાવે તેહ. ૩૫
દેહ હું કરતા ભોગતા, ત્વં પદનો વાચ્યાર્થ;
હું નહિ દેહ હું આતમા, એ ત્વંપદ લક્ષાર્થ. ૩૬
ત્યાગ કરી વાચ્યાર્થનો, ગ્રહી લક્ષાર્થ વિવેક;
એમ વિષય અનુબંધમા, જીવ ઇશ તે એક. ૩૭

શિષ્ય વ૦.

ચોથું જે અનુબંધ તે, પ્રિયોજન કેહેવાય;
એનો અર્થ કરી કહો, જેમ ચોખ્ખું સમજાય. ૩૮

ગુરૂ વ૦.

ગુરૂ કહે સુણ એહનો, અર્થ કહું મન રાખ;
કર અનુભવ અંતરવિખે, શ્રુતિ સ્મૃતિ દે સાખ. ૩૯
જો જાણ્યો તે આતમા, તો કર એમ વિચાર;
પ્રાલબ્ધયોગે દેહનો, હલણ ચલણ વેહેવાર. ૪૦
જક્ત સહુનો જાણજે, દેહે સાથે સમંધ;
ત્રણ દેહ મિથ્યા કહી, તો શું મુક્ત ને બંધ. ૪૧
તું તો સાક્ષી સર્વનો, મિથ્યા દૃશ્ય પ્રપંચ;
એહેવા જ્ઞાન પ્રકાશથી, રાત રહે નહિ રંચ. ૪૨
દુખ નિવૃત્ય સંસારનું, લાભ પરમ આનંદ;
એજ પ્રિયોજન ચારમુ, લેશ રહ્યું નહિ દ્વંદ. ૪૩
એ ચારે અનુબંધને, જો જાણે ગુરૂમુખ;
તો તે ભવબંધન છુટે, પામે શાંતી સુખ. ૪૪
કહી જ્ઞાનપડનાલિકા, ગુરુ શિષ્ય સંવાદ;
કરજોડીને કેહે નભૂ, હરિ ગુરૂ સંત પ્રસાદ. ૪૫

ઇતિ જ્ઞાનપરનાલિકા સમાપ્ત.



## કક્કો.

### છંદ-ચોપાઇ.

કક્કા કરુણાસાગર ગુરુ, ચિંતામણી ધેનુ સુરતરૂ;
સતસંગતથી સંશે ટળે, સંચિત જ્ઞાનઅગ્નિમા બળે;
સેવંતા થાએ સુધ ઉરુ. કક્કા કરુણાસાગર ગુરૂ. ૧
ખખ્ખા ખોળી જોની આપ, ખોળે ના રહે થાપ ઉથાપ;
ખેંચાતાણ મટે મનતણી, અખિલ વિશ્વનો એક જ ધણી;
જાણે જાય ત્રિવીધિ તાપ, ખ૦. ૨
ગગ્ગા ગુણ ત્રણેથી પરે, તે પ્રકાશ ત્રણેને કરે;
ગુણ તે દોરા વાયુતણા, એહેવા બિજા દોરા ઘણા;
બોતેર શહસ્ત્ર શિરામાં ફરે, ગ૦. ૩
ઘઘ્ઘા ઘરમાં ઘરનો ધણી, બાહેર શોભા રૂડી બણી;
તે જોઇ ઘુંચાણો ઘણું, તેથી ભુલ્યો પોતાપણું;
જેમ નાગ ન દેખે માથે મણી, ઘ૦. ૪
નન્ના નરદેહી તેં ધરી, આવ્યો લક્ષ ચોરચાસી ફરી;
આ અવસર છે રૂડો અતિ, સમજે તો થાયે સદ્ગતી;
તે માટે હોંસે ભજ હરી. ન૦. ૫
ચચ્ચા ચાર અવસ્થા જાણ, ચાર વેદ તે ચારે વાણ;
ચાર અંતઃકરણ મુદ્રા ચાર, તું પાંચમો તેથી પાર;
મરજીવ્યો થઈ મહારસ માણ, ચ૦. ૬
છચ્છા છે તે જાણ્યો નથી, ઘણુ ઘણુ શું કહિયે કથી;
ઝેવું અગજળ જૂઠું સાચ, જેમ ચિત્રામણ દિસે કાચ;
મહિ મુકીને વેળુ મથી, છ૦. ૭
જજ્જા જન્મમરણ જગ સહુ, ગર્ભ ધરચાનુ દુખ છે બહુ;
તે છુટવાનો કરો ઉપાય, મનસાદેહ વિના નવ થાય;
કર સતસંગત સાચું કહું, જ૦. ૮
ઝઝ્ઝા ઝટપટ સમઝી લે, માથે મરણતણો છે ભે;
ચૌદ લોક ચરાચર ભાળ, સૌને શિશ ભમે છે કાળ;
તેમાટે ત્રેવડમા રેહે, ઝ૦. ૯

ટટ્ટા ટાળો મનની ટેક, ઓળખ આપ નિરંજન એક;
ભરમે ભુલ્યો ભવમા ભમે, સમજ્યા પાંખે ચિત નહિ સમે;
લે વિચારી વસ્તુ વિવેક, ટ૦. ૧૦

ઠઠ્ઠા ઠગવિદ્યાને છાંડ, પૂરણ સાથે પ્રિતજ માંડ;
જુઠા ઉપર તે શું જોર, સમજ્યા વિના ન કરીએ શોર;
ધારે ભેખ તરે નહિં ભાંડ, ઠ૦. ૧૧

ડડ્ડા ડાપણ તારૂં લહ્યું, વણ સમજે જુઠામાં વહ્યું;
કર્મતણી કિરત બહુ કરે, હંસ થઈ બગ ચારો ચરે;
રસ્તા વના રવડતું રહ્યું, ડ૦. ૧૨

ઢઢ્ઢા કહું વગાડી ઢોલ, સાચાં જુઠાંનો કર તોલ;
સદ્‌ગુરુ શબ્દ રૂદેમાં ધાર, જે જાણે જન ઉતરે પાર;
બાહેરના મુકી દે બોલ, ઢ૦. ૧૩

રણ્ણા રણસમંધે મળ્યું, લેહેણાં દેવાં સાથે ભળ્યું;
પુરું થાયે જમે ઉધાર, ત્યાર પછી ના રેહે વેહેવાર;
તે કોઇતું નવ જાયે કળ્યું, ર૦. ૧૪

તત્તા તત્‌પદ શોધી લે, ત્વં પદ તત્ પદ તે નહિ બે;
તું તે તે તું જુક્તે જાણ, અંતર અસી પદ વરતી આણ;
અખંડ એ અનુભવમા રેહે, ત૦. ૧૫

થથ્થા થિરતા મનની થાય, અરૂપરૂ કહિંએ નવ જાય;
તોળી જો તું તારૂં રૂપ, રંક થયો પણ ઉતો ભૂપ;
રંક મટે સંકલ્પ સમાય, થ૦. ૧૬

દદ્દા દુખ સુખ મનનો ધર્મ, ભુખ તરસ એ પ્રાણનુ કર્મ;
ઉનું ટાડું દેહેને દમે, રમતા રામ નિરાળા રમે;
ખટ ઉર્મીનો એ છે મર્મ, દ૦. ૧૭

ધધ્ધા ધરતી જળ ને તેજ, વાયુ નભ અનુક્રમે એજ;
પાંચ થકી પચ્ચીશે થયાં, એક એકમા વેંહેંચાઈ ગયાં;
સેઝે થયાં સમાયાં સેઝ, ધ૦. ૧૮

નન્ના નિરગુણ સીરગુણ નથી, વાદ વિવાદે કથની કથી;
કંચન કુંડળ વેહેરો કશો, કાચ જોઇને કુત્તો ભસ્યો;
સહુ માને ન્યારો સર્વથી, ન૦. ૧૯

પપ્પા પૂરણ પૂરી રહ્યો, પુરુષોત્તમ તે માટે કહ્યો;
જળહળ જગમગ જોત પ્રકાશ, વિધુ વન્હી,રવિ તે નહિ પાંસ;
કાંઈએક લક્ષી પુરુષે લહ્યો, પ૦. ૨૦

ફફ્ફા ફરતાં ફેરો ફળ્યો, જેને ગુરુ ઝવેરી મળ્યો;
રજની રંચ રહી નહિ રુદે, જ્ઞાનઅર્ક તે પામ્યો ઉદે;
ભવસાગર કેરો ભય ટળ્યો, ફ૦. ૨૧

બબ્બા બુદ્ધિ પોંચે નહીં, વાણી મન શકે કેમ જઈ;
ઇંદ્રીગોચર તે નવ થાય, તેને દીઠો કેમ કેહેવાય;
ગુંગે સાકર મનમા લહી, બ૦. ૨૨

ભભ્ભા ભરમે ભુલો પડ્યો, કર્મતણા કાદવમાં ગડ્યો.
ફળની આસે ફેરા ફરે, જપ તપ જોગ જગન બહુ કરે;
ખાધો કાળતણે કર ચડ્યો, ભ૦. ૨૩

મમ્મા મહાવાયક વિચાર, સદ્ગુરુ વણ ના ઉતરે પાર;
સતસંગતથી આવે સાન, ભુલવણીનું જાએ ભાન;
જાગે સ્વપ્નતણો નિસ્તાર, મ૦. ૨૪

યય્યા યજ્ઞ પુરુષને યજો, તૃષ્ના વૈતરણીને તજો;
ગુરુ દેખાડે તે ઘટ માહે, નિસિ વાસર થિર થઇ રેહે તાંહે;
ભવની રિદ્ધ અણુ નવ.ભજો, ય૦. ૨૫

રર્રા રસથી નાટક થયું, રમતે રામે શોભી રહ્યું;
રસ મટતે રેહે એક જ રામ, એક અણુ ઠાલો નહિ ઠામ;
જાગ્યા તેને જોખમ ગયું, ર૦. ૨૬

લલ્લા લક્ષ અનુદિન કરો, લક્ષાલક્ષ થકી છે પરો;
લક્ષ વના તે નવ લેહેવાય, બીજા કોટિ કરે ઉપાય;
ગુરુકરુણાથી ભવનિધિ તરો. લ૦. ૨૭

વવ્વા વરણાશ્રમ કુળ જાત, એ તો સરવે સ્થુળની ભાત;
મહા કારણથી પર મહારાજ, તે નહિ કારણ ને નહિ કાજ;
એ સહુ વાણી કેરી વાત. વ૦. ૨૮

શશ્શા શોહં શોહં કરે, ચૌદ લોકમાહે તે ફરે;
સુળ કુંડળીથી છે એ માળ, ભાવ ધરી ભ્રગુટીમા ભાળ;
થીર થઈ સુરતા જો ધરે, શ૦. ૨૯

ષષ્ષા ષટની ખટપટ તજો, રમતા રામ નિરંતર ભજો;
કાયરતણું નથી એ કામ, છે સુરાકેરો સંગ્રામ;
ક્ષમા ખડગ આદે સહુ સજો, ષ૦. ૩૦

સસ્સા સુષુમણાની વાટ, આગળ ત્રિવેણીનો ઘાટ;
તહાં જમણું સુરજઘર છાંડ, ચંદ્રસાથે સુરતા માંડ;
આગળ જાતાં અદકો ઠાઠ, સ૦. ૩૧

હહ્હા હરદા આગળ ધુંન, અનહદની આણિપા સુંન;
અનહદ પાર ઉનમુની ઠરે, તહાં હંસ મુક્તાફળ ચરે;
ચારે વાણી પામે મુંન, હ૦. ૩૨

અ આ ॐ પ્રણવથી પાર, અક્ષર ધામ અણુ આકાર;
નિરાકાર તે કેવળ નૂર, બાહેર ભીંતર છે ભરપૂર;
લે ગુરુગમ કેરો આધાર, અ૦. ૩૩

બતરીસ અક્ષર એ તો થયા, અયા સહિત તેત્રીશે કહ્યા;
અક્ષરઅક્ષર આતમ બોધ, જો સમઝીને કરશે શોધ;
રંક નભુને ગુરુની દયા, સર્વે અક્ષર પૂરણ થયા. ૩૪

ઈતિ કક્કો સંપૂરણ.



## કક્કો ૨ જો.



કક્કા કર સતગુરુની સેવ, ભવસાગર તારે તતક્ષેવ;
સતસંગત સમ બીજું નથી, શ્રુતિ પુરાણમાં જોયું મથી;
સતગુરુ દેવાધિદેવ, ક૦. ૧

ખખ્ખા ખોટા ભાસે ભોગ, અતિસહિતા જો ચૌદે લોક;
અનિત્ય નાસવંત એ જાણ, વૈરાગ એમ લહીને આણ;
સુખ સમસ્ત જાણે મન રોગ, ખ૦. ૨

ગગ્ગા ગુરુ કહે આણ વિવેક, જગત અનિત્ય નીત્ય હરિ એક;
એમ વિચારે સાર અસાર, તેનુ નામ વિવેક વિચાર;
એક આત્મા જગત અનેક, ગ૦. ૩

ઘઘ્ઘા ઘડી પીયારી જાય, સમ દમાદિ છ સાધન થાય;
ઉપરતિ તીતિક્ષા જાણ, સમાધાન શ્રદ્ધા મન આણ;
ખટ મળી સાધન એક કેહેવાય, ઘ૦. ૪
નન્ના નર મન ધારે એમ, ભવસાગરથી છુટું કેમ;
રાત દિવસ ચિતવન એમ કરે, ધર્મ અર્થ ને કામ વિસરે;
એ સુમુક્ષુતા મન એ પ્રેમ, ન૦. ૫
ચચ્ચા ચારે સાધન થાય, તેહેને અધિકારી કેહેવાય;
તે સુમુક્ષુ ત્રણ પ્રકાર, ઉત્તમ મધ્યમ મંદ વિચાર;
ઉત્તમનો મોટો મહિમાય, ચ૦. ૬
છછ્છા છે સુમુક્ષુ મંદ, સુકર્મનો મનમા આનંદ;
તે સુભ કર્મ કરે જેટલાં, શ્રીહરિને અરપે તેટલાં;
જાગ જગ્ન તીર્થાદિક છંદ, છ૦. ૭
જજ્જા જે ઉપાસના કરે, તેથી એકાગ્રે ચિત ધરે;
નિષ્કામે સેવે નંદન નંદ, જેમ ચકોર તે ચિતવે ચંદ;
મધ્યમ તે સુમુક્ષુ ઠરે, જ૦. ૮
ઝઝ્ઝા ઝારે પાત્રજ થાય, જ્ઞાન પામવા કરે ઉપાય;
આતમદરશી ગુરુને મળે, વચન ગ્રહે તો સંશે ટળે;
મહાવાક્ય આપે ગુરુરાય, ઝ૦. ૯
ટટ્ટા ટાળો મનની ટેક, તત્વમસીનો લહો વિવેક;
તત્પદ ઇશ્વર ત્વંપદ જીવ, અસીપદ જાણો બ્રહ્મ સદૈવ;
સમઝે સર્વ સતંતર એક, ટ૦. ૧૦
ઠઠ્ઠા ઠાલો ઠામ ન કહીં, જેમ ચિતવે જળકાંઠે રહી;
થળ દેખે ઉભો જળતીર, થળ જુઠું ને સાચું નીર;
સાચું જુઠું સમઝે સહી, ઠ૦. ૧૧
ડડ્ડા ડગે નહિ નગ જેમ, દૃઢ અંતઃકરણ થાએ એમ;
અવિદ્યાનો થાયે બાધ, સુદ્ધ વાત તો તેને સાધ;
અંતર બાહેર જાણે તેમ, ડ૦. ૧૨
ઢઢ્ઢા ઢંગ એ તેના સહુ, નામ રૂપ ગુણ પસરચો બહુ;
એક જણાયો અનેક પ્રકાર, જે જોઇએ તે હોય અપાર;
નાના ભાવ ક્રિયા દ્રવ્ય કહું, ઢ૦. ૧૩
રણા રણમાં આયુધ પડ્યાં, ત્યાં જાતાં કોઇ નરને જડ્યાં;
શસ્ત્ર દેખીને કલ્પ્યું જુદ્ધ, હિંકાનાદ મચી થઇ બુદ્ધ;
એ અનુમાને કલ્પ્યાં નડ્યાં, રણા૦. ૧૪

તત્તા તું કર મંન વીચાર, સૌ જડમાં તું ચૈતન સાર;
તૂંજવડે સરવે ચળવળે. જેમ ચુંબકથી લોહુ ચળે;
હાલે જેમાં થોડો ભાર. તત્તા૦. ૧૫
થથ્થા થિર ચર પ્રાણ પ્રતાપ, સચરાચર તું આપોઆપ;
ચર ઈલોલ અચર સમ રહે, થીર ને ચર તે માટે કહે;
નામ રૂપમાં ચૈતન વ્યાપ. થથ્થા૦. ૧૬
દદ્દા દર્શન શાસ્ત્રોભેદ, તેર કાંડ ધુમમારગ વેદ;
ચૌદમામા અરચીનોં સાર, વેદે સત કીધું નિરધાર;
તહાં ન કહું કાંઇ વીધિ નિખેદ. દદ્દા૦. ૧૭
ધદ્ધા ધુમમારગે ચડે, કર્મ ગહનમાં ભુલો પડે;
અરચીવાળો મળિયો કોય, તો શુદ્ધ માર્ગ જાવા ગમ હોય;
તેને સુધો મારગ જડે. ધદ્ધા૦. ૧૮
નન્ના નરપત સુતો શેજ, સપને થયો ભિખારી તેજ;
અનેક ઉપાયે દુખ નહિં મટે, મરવા આવ્યો સાગર ત્રટે;
પડતાં જાગ્યો દુખ નાહે એજ. નન્ના૦. ૧૯
પપ્પા પરગટ જોની હરી, સચરાચર રહ્યો છે ભરી;
મહા કલ્પ અણુમય જેમ, તેમાં તું લેહેરી છું તેમ;
એમ જાણીને બેસો ઠરી. પપ્પા૦. ૨૦
ફફ્ફા ફોગટ ન કરો શ્રમ, મહાજનનો ગ્રેહેવો છે મ્રમ;
સરવે સરખા ઘાટ અનંત, સમજ્યા માટે કહિએ સંત;
કોઇ સાહે કરે નહી કર્મ. ફફ્ફા૦. ૨૧
બબ્બા બાહ્યાભ્યંતર નથી, જે કલ્પે તે આવણ વતી;
આવણની ટાળી દે લોમ, બાહ્યાભ્યંતર એકજ વ્યોમ;
એક સતંતર શું કહું કથી. બબ્બા૦. ૨૨
ભભ્ભા ભ્રમ ટળે તો બ્રહ્મ, શીશું ઘુમી કહે ફરે આશ્રમ;
એમ ભૂલથી અવળું લહે, જેમ જળમાં તરુ ઉંધાં કહે;
મહાજન એમ બતાવે મર્મ. ભભ્ભા૦. ૨૩
મમ્મા મનવૃત્તીથી જ્ઞાન, મનવૃત્તી હુતી અજ્ઞાન;
પામ્યો જ્ઞાન અમન મન થયું, દ્વૈતપણુ ત્યારે નવ રહ્યું;
જેમ ભુલ્યાને આવ્યું ભાન. મમ્મા૦. ૨૪
યય્યા યશ નીઃશ્રે તે મળ્યો, તો ભવસાગર ફેરો ફળ્યો;
શોક મટયો પામ્યો આનંદ, આપે પૂરણ પરમાનંદ;
વીધિ નીખેદનો સંશે ટળ્યો. યય્યા૦. ૨૫

રર્રા રામ રમેતિ લહો, સદ્દગુરુએ સમજાવે કહ્યો;
હું હરિમા ને હુંમા હરિ, અરસપરસ એકતા એમ કરી;
હું મટતે હરિ એકજ રહ્યો. રર્રા૦. ૨૬
લલ્લા લક્ષણા કરિયે ભાગ, અજહત જહતે કરો વિભાગ;
જહદાજહત એકતા મળે. ભાગ ત્યાગ કરી વસ્તુ કળે;
વાચ્યારથનો કીજે ત્યાગ. લલ્લા૦. ૨૭
વવ્વા વસ્તુ શુદ્ધ સ્વરૂપ, અલખ અનાદિ અજર અનૂપ;
આદ્ય મધ્ય અંત એને નથી,તો દૂર નિકટ કેમ કહિએ કથી;
અપરંપાર અનંત અરૂપ. વવ્વા૦. ૨૮
શશ્શા સમરથ સર્વાતીત, સર્વ નહીં ને સર્વ સહીત;
એમ સમજ્યા તે નર સ્વે હરિ, તે ભવમાં નવ આવે ફરી;
તે તારે ને તરે નચિંત. શશ્શા૦. ૨૯
ખખ્ખા ખટપટ સઘળી ટળે, સંચિત જ્ઞાનઅગ્નિમાં બળે;
ક્રિયમાણથી નવ રહે નેહ, પ્રારબ્ધ જહાંસુધી દેહ;
પાપ પુન્યથી તજ્ઞ ન ચળે. ખખ્ખા૦. ૩૦
સસ્સા સોહં શબ્દ વિચાર, ઘટ ઘટમા કહે વારંવાર;
તે હૂં તે હૂં એ છે અર્થ, સમજ્યા વિના સહૂ અનર્થ;
ગુરુ મળે તો પામે પાર. સસ્સા૦. ૩૧
હહા હરિ હરિ સઘળે થયું, જીવ જીવનું ઝોડજ ગયું;
હરિ વિના નહિં ઠાલો ઠામ, સઘળે રમી રહ્યો છે રામ;
અણુમાત્ર ખાલી નવ રહ્યું. હહા૦. ૩૨
અઆ અક્ષરાતીત અનંત, તેને જાણે વિરલા સંત;
અહર્નીસ એ રૂપે રહે, સ્વપના માંહે દ્વૈત ન લહે;
નભુ કહે કરુણા હરિ ગુરુ સંત. અઆ૦. ૩૩
આ કક્કો દીવામાં થયો, સરવે સંત કૃપાએ કહ્યો;
ખુસાલદાસજીએ શુદ્ધ કરયો, વડા સંતનો શીક્કો ઠરયો;
દાસ નભૂએ એ રસ ગૃહ્યો. આ કક્કો૦. ૩૪
પ્રગટ કરી દેખાડયો પ્રભુ, જેને કહિએ ચૈતન વીભુ;
સંવત નવ દશ સત ચોવીસ, શ્રાવણ સુદી પુનેમનો દીશ;
હરિ ગુરુ સંત કૃપા કેહે નભુ, પ્રગટ કરી દેખાડયો પ્રભુ.

ઇતિ કક્કો બીજો સંપુરણ.

## મહિના ૧ લા.

### રાગ સોરઠ-સાખી.

શ્રી ગુરુ ચરણે ચિત ધરી, ગાઉં ચીદ વિલાસ;
આરોપું અપવાદને, ઉપજી થયા સમાસ. ૧
વસ્તુ વિષે અવસ્તુને, કરવોપડચો આરોપ;
બોધ કરી અધિકારિને, પછી કરવો છે લોપ. ૨
સન્મુખ થયલા જંતને, છોડવવા બંધન પાસ;
પ્રેમ કરી પરબોધિએ, ખટ્ રતુ બારે માસ. ૩

---

### માસ ૧ લો-ચાલ.

કારતેકે કરુણાનિધિરે, ગુરુ સમ નહિ કોય;
વેદ પૂરાણ ને શાસ્ત્રમાં, સર્વે સોધીને જોય;
સાંભળ શુદ્ધ ચિત્તે કરી. ૧
કલ્પતરુ ચિંતામણિ રે, કામધેનુ સમાન;
ઉપમા એ ઓછી પડે, સોધિ જોતાં નિદાન. સાં૦ ૨
તે મન વાંછિત આપશે રે, કરશે સંપત્તિવાન;
તેમાટે અદકા ગુરુ, કરે આપ સમાન. સાં૦ ૩
પારસના પ્રતાપથી રે, લોહ કંચન થાય;
પારસે પારસ બને, તો તે સમ કેહેવાય. સાં૦ ૪
ઇશ્વરના કરચા જંતુ તે રે, સ્વર્ગ નર્કમાં જાય;
તેને ગુરુ કરુણા કરે, તો તે ઇશ્વર થાય. સાં૦ ૫
ગુરુ સમ હિતુ કો નહિ રે, માત તાત ને ભ્રાત;
નારી સુંદર સુભ પતિ, તેથી અદકી રે વાત. સાં૦ ૬
ગુરુને ભેટ સૌ સુકિએ રે, સર્વ વસ્તુનો નાસ;
પ્રતિ ઉપકાર થાયે નહિ, આપે પદ અવિનાસ. સાં૦ ૭
જક્ત તે સઉ જાણજો રે, ગુરુ તે જુગદીશ;
નભૂ બેહુ કરજોડીને, ચરણે મેહેલીયે શીશ. સાં૦ ૮

### સાખી.

ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, અદ્વૈત એક અભીન;
રવી કિરણ જેમ એક છે, દીપ અગ્નિ એમ ચીન. ૧

માસ ૨ જો.-ચાલ.

માગશેરે મિથ્યા મોહથી રે, માન્યો મારો રે દેહ;
દેહ સમંધી સ્વારથી, નિત નવો નવો નેહ. સાં૦ ૧
સુત દારાદિ સગાં સહુ રે, જાણે સ્વારથી સાથ;
અંતસમે અળગાં સહુ, ન કરે આડો રે હાથ. સાં૦ ૨
રૂણ સમંધે ટોળે મળ્યું રે, અતિ આણે છે વહાલ;
હેત દેખાડીને મન હરે, જાણે કીધા નિહાલ. સાં૦ ૩
જેમ ખેરી પાળે ખાટકી રે, આપે ભક્ષ અપાર;
જાણે વપુ વાધે ઘણુ, પછી કરવો છે અહાર. સાં૦ ૪
મહાજન મુકાવા કરે રે, તોએ મેહેલે ન પૂઠ;
સાંભો થાયે તેને મારવા, થઈને રેહે અરૂઠ. સાં૦ ૫
પછે નિર્દય તેને વધ કરે રે, પેહેલાં કરતોતો પ્રીત;
ઉંધે મસ્તકે બાંધિઓ, હેવી માયાની રીત. સાં૦ ૬
એ માયાને ઓળખો રે, કરીને સતસંગ;
તો છુટો ભવપાસથી, રામનો ચડે રંગ. સાં૦ ૭
સતસંગત કિધા વિના રે, મોહો રોગ ન જાય;
કર જોડીને કહે નભૂ, નથી અન્ય ઉપાય. સાં૦ ૮

સાખી.

મોહ એજ અજ્ઞાન છે, જેથી ભવનુ ભાન;
સતસંગત સંશે મિટે, ઉપજે આતમજ્ઞાન. ૧

---

માસ ૩ જો-ચાલ.

પોષે પૂરણ બ્રહ્મસું રે, કર પ્રેમસું પ્રીત;
એજ ભક્તિ મન જાણવી, રાખો નિર્મળ ચિત્ત. સાં૦ ૧
કોણ હૂં ને જગ કોણ છે રે, કોણ ઈશ્વર જીવ;
કોણ માયા કોણ બ્રહ્મ છે, એમ ધાર સદૈવ. સાં૦ ૨
બંધન સું ને સું મોક્ષ છે રે, કોને મોક્ષ ને બંધ;
એમ પુછી સતસંગમા, ટાળિયે અંધાધૂંધ. સાં૦ ૩
સેવા કરીએ સંતની રે, ધરી શબ્દમાં ચિત્ત;
જુઠું જગ સહુ જાણીએ, સુત દારા ને વિત્ત. સાં૦ ૪
સુભ ઈચ્છા પેહેલી ભૂમિકા રે, સદ શાસ્ત્ર સુણાય;
સાંભળ્યું તેને વિચારિયે, સુવિચારણા થાય. સાં૦ ૫

બીજી ભૂમિકા એ થઇ રે, પછી ત્રીજી પ્રમાણ;
વૈરાગ આવે જગ ઉપરે, તનુમાનસા જાણ. સાં૦ ૬
જગ સાચું ત્રણ ભૂમિલગી રે, મહા જન એમ ગાય;
સતસંગત કરવાથકી, આતમા ઓળખાય. સાં૦ ૭
આપે આપને ઓળખો રે, અહંતા ઉઠી જાય;
નભૂ નિર્લેપદ પામિએ, સતસંગત મહિમાય. સાં૦ ૮

સાખી.

સતસંગત કરવાથકી, આપોપું ઓળખાય;
જેમ ઔષધથી મદ ઉતરે, સુળ હતો તે થાય. ૧

---

માસ ૪ થો.–ચાલ,

મહાવાકયના મર્મનો રે, જાણી કરવો વિચાર;
તત્વમસી પદ ત્રણનો, અર્થ ચિતમા ધાર. સાં૦ ૧
તત્ પદ તે ઇશ્વર કહો રે, ત્વં પદ કહો જીવ;
અસી પદ વ્યાપક બેહુમા, એમ જાણ સદૈવ. સાં૦ ૨
જગકર્ત્તા ફળનો દાતા રે, એ તત્પદનુ રે વાચ્ય;
હું નહિં કર્તા હું આતમા, એ લક્ષ્ય છે સાચ. સાં૦ ૩
કર્ત્તા ભોક્તા દેહ હૂં રે, વાચ્ય ત્વંપદ એહ;
હું નહિં દેહ હું આત્મા, લક્ષ્ય ત્વંપદ તેહ. સાં૦ ૪
પરોક્ષ દેશ અંવ્યાકૃત રે, અવસ્થા રે અલાય;
વસ્તુ કહે ગુણ સામ્યતા, ત્યાગ વાચ્યનો થાય. સાં૦ ૫
પરદેશ સુષુપ્તી ઇંદ્રીઓ રે, દેશ કાળ ને વસ્ત;
એ વાચ્ય ત્વંપદ જીવને, કીજે ત્યાગ સમસ્ત. સાં૦ ૬
ભાગત્યાગ કરી લક્ષણા રે, ગ્રહે કરવાનો લક્ષ;
જહદાજહદ વિચારતાં, આતમા પ્રત્યક્ષ. સાં૦ ૭
ભેદ મટે જીવ ઇશનો રે, અહંગ્રંથી છોડાય;
નભુ કહે દ્વૈત ભાસે નહી, જો સુધું સમજાય. સાં૦ ૮

સાખી.

અજા જીવ ને ઇશનો, ટળિયો સઘળો ભેદ;
સુદ્ધ સ્વરૂપને પામતાં, ન રહ્યું વિધિનિષેધ. ૧

---

માસ-૫-ચાલ.

ફાગણે ફરતાં ફેરો ફળ્યો રે, મળ્યો સંતનો સંગ;
જાગ્યાથી સમણુ ગયું, ચડ્યો રામનો રંગ. સાં૦ ૧
અવિદ્યાને અસ્મિતા રે, વળી રાગ ને દ્વેશ;
અભિનિવેષ આદે લઇ, ટળ્યા પંચ કલેશ. સાં૦ ૨
જીવ ને આતમા ભિન છે રે, વળી કર્તા કેહેવાય;
ત્રણ દેહનો સંગ છે, તેથી વિકારી થાય. સાં૦ ૩
બ્રહ્મ ભિન પ્રપંચ છે રે, એ તો સત્ય જણાય;
એ પાંચે ભ્રમ તો મિટે, દ્રષ્ટાંતે લેહેવાય. સાં૦ ૪
બીંબ દ્રષ્ટાંત અભેદ છે રે, સ્ફટિક રંગ બદલાય;
કરતા ભ્રમ નિવર્તવા, જો ચોખ્ખું સમજાય. સાં૦ ૫
ઘટાકાશ અસંગ છે રે, રજ્જુ સર્પ દ્રષ્ટાંત;
અવિકારી એમ જાણવો, ન રહે ભ્રમ ભ્રાંત. સાં૦ ૬
કનક કુંડળ દ્રષ્ટાંતથી રે, ન રહે પ્રપંચ સત્ય;
પાંચે ભ્રાંતી નિવારવા, રાખો હેવી રે મત્ય. સાં૦ ૭
તિવ્ર બુદ્ધિએ આલોચતાં રે, આપોપું ઓળખાય;
હરિ ગુરુ સંત કૃપાથકી, નલુ નિર્ણય થાય. સાં૦ ૮

સાખી.

પાંચે ભ્રંમ મટી જતે; સેહેજે સ્વેપદ થાય;
પાંચે કલેશ નિવર્તવા, છે સતસંગ ઉપાય. ૧

---

માસ ૬ ઠો-ચાલ.

ચૈતરે ચિત ચિંત્યા મટે રે, જો તું પામે અચિંત્ય;
સાધન સર્વે સમી ગયાં, ઓળખાયો અનંત. સાં૦ ૧
જૂઠું જગ તે જાણિયું રે, ગુણ રૂપ ને નામ;
સાંતિનું સુખ આવિઉં, પામ્યું મન વિસરામ. સાં૦ ૨
જગ મિથ્યા હેવું લહ્યું રે, જેમ થંભમાં ચોર;
મૃગતૃષ્નાના નીર છે, જેમ કાષ્ટમા મોર. સાં૦ ૩
છીપ માહે રૂપું નહિં રે, લહ્યો દોરીનો સાપ;
વાયુ મધ્યે વંટોળિયો, જુઠો થાપ્યો છે થાપ. સાં૦ ૪
વંઝા પુત્ર વહાણે ચડ્યો રે, ભરયો માલ અપાર;
લાભ આવે હરખે ઘણુ, ખોઇ થયા રે ખુઆર. સાં૦ ૫

એમ જુઠાં જગમા વહેરે, વળી કરે રે પોકાર;
સતસંગ નાવમાં બેસતાં, કોઈ ઉતરે પાર. સાં૦ ૬
ગૌવચ્છપદના નીરમાં, કીડી બુડે જરૂર;
અલ્પબુદ્ધિને અંધારૂં ઘણું, તેને પેશાબે પૂર. સાં૦ ૭
સંતકૃપાએ સેઝે તરે રે, વદે વેદ પૂરાણ;
હરિ ગુરુ સંત કૃપાથકી, ઉગે અનુભવ ભાણ. સાં૦ ૮

સાખી.

આત્મા નહિ જાણ્યાથકે, જગ સાચું લેહેવાય;
જ્ઞાન થયેથી જગ મટે, બ્રહ્મ સકળ દેખાય. ૧

---

માસ ૭-મો.-ચાલ.

વૈસાખે વસ્તુ જ્ઞાનથી રે, મટે અસત આરોપ;
શુદ્ધ સ્વરૂપ સાચું રહે, અવિનાસી અનોપ. સાં૦ ૧
તે તું તુર્યાતિત છે રે, પંચ કોશથી પાર;
સચ્ચિદ આનંદ બ્રહ્મ છું, હેવું નિશ્ચે ધાર. સાં૦ ૨
અજ અવિનાસી નિત્યતૂં રે, અમર અગુણ અનંત;
રૂપ રંગ કાંઈ નહિં, સાચું કહેછે રે સંત. સાં૦ ૩
અહં અહં ઉઠતાં આદિ રે, એક તૂંજ અરૂપ;
બીજો કોઇ કેહેવા નથી, ખરૂં માનજે ભૂપ. સાં૦ ૪
મન વાણિને અગમ છે રે, તૂં તો એક અખંડ;
તારે વિષે રે ભાસીરહ્યું, સરવે બ્રહ્માંડ. સાં૦ ૫
જેમ જળમા તરંગ છે રે, વિચિ પરપોટા લેહેર;
એમ જગત તારે વિષે, દધી ગંભીર ઘેર. સાં૦ ૬
તુંમાં ઉપજે ને તુંમાં સમે રે, તુંથી ભિંન ન લેશ;
ભેદબુદ્ધિ નહીં આણિએ, છોડી કર્મ કલેશ. સાં૦ ૭
કરવું તારે કંઈ નથી રે, એહેવું તજવું ન કાંઈ;
નભૂ અર્ક શિર આવતાં, મટીજાશે રે છાંઈ. સાં૦ ૮

સાખી.

કર્ત્તાદિ ત્રિપુટી સહૂ, મિથ્યા જાણ પ્રપંચ;
એ અનુભવ ઉદ્યોતથી, રજની રહે ન રંચ. ૧

---

### માસ ૮ મો.-ચાલ.

જેષ્ટ થયા જન જે આગે રે, તેનો એજ વિચાર;
સચરાચર સુખસિંધુમાં, આનંદ અપાર. સાં૦ ૧
હું મારૂં ને તાહેરૂં રે, તેને ન રહ્યું લગાર;
પ્રાલબ્ધ યોગે દેહનો, ચાલે જગવેહેવાર. સા૦ ૨
ઈચ્છિ પરેચ્છ અનિચ્છનો રે, એ ત્રણ પ્રકાર;
જે નિમિત્ત પ્રાલબ્ધ છે, કો ન મિટાવનહાર. સા૦ ૩
વ્યાસ વશીષ્ટ કપીલજી રે, સ્વામી અષ્ટાવક્ર;
ઉદ્દાલક જડભરથજી, તેને તૃણવંત શક્ર. સાં૦ ૪
જમદગ્નિ ને દેવહુતિ રે, વળી જનક ને રામ;
દુરવાસા આદિ લેઈને, થયા જ્ઞાનના ધામ. સાં૦ ૫
એવા એવા મોટા મહામુનિ રે, તેનો એજ સિદ્ધાંત;
સચરાચર હરિમય થયું, નહિ દ્વૈતની ભ્રાંત. સાં૦ ૬
તેમાટે મન તું મટિ રે, એક આતમા જાણ;
સત્ય જ્ઞાનમનંત બ્રહ્મ, શ્રુતિવાક્ય પ્રમાણ. સાં૦ ૭
અનુદિન એ અનુભવથકી રે,ઉપસમ સુખ માણ;
નામ ને રૂપ વિના નભૂ, એક આતમા જાણ. સાં૦ ૮

### સાખી.

સૌ સાણાની એક મત, મુરખ એક અનેક;
એમ સમઝ મન લાવિએ,સઘળે આત્મા એક. ૧

---

### માસ-૯-ચાલ.

આષાડે અણસમજુને રે, અણ જાણની આડ;
સમજુને સુખ કહાં થકી, ચતુરાઇનો ખાડ. સાં૦ ૧
તરવું સલિતાપૂરમા રે, ઊને માથે ભાર;
બુડે બંન્યો સંદે નહી; ભાર નાખે પાર, સાં૦ ૨
તજિયે દેહ અભિમાનને રે, જઈએ સંતને શર્ણ;
સતગુરુની કૃપા થકી, વામે જન્મ ને મર્ણ સાં૦ ૩
ચાર દેહથી જુદા થઇ રે, એ હૂં નહિ નિરધાર;
એ મિથ્યા હું સત્ય છઉં, એવો કરવો વિચાર. સાં૦ ૪
મિથ્યા જાણે મોહો મટે રે, હર્ખ શોક ન થાય;
માન અમાન નિંદા સ્તુતિ, સમતા લેવાય. સાં૦ ૫

સમદર્શી તે સંતને રે, પ્રેમે લાગીએ પાય;
આપણે તેવા થઈરહિએ, એવો સંતપસાય. સાં૦ ૬
દ્રોહ નહિં કોઈ જંતુનો રે, શત્રુ મિત્ર સમાન;
બલિહારી એવા સંતને, જેને હરિનું રે ધ્યાન. સાં૦ ૭
નિસ્પ્રેહિ તે નિર્મળા રે, જેને લેપે નહિ દ્વંદ;
નભુ તેને સુખ દુખ વિના, સદા પર્મ આનંદ. સાં૦ ૮

સાખી.

સુખસાગર તે સત્ય છે, સમદર્શી સુખધામ;
નિર્દાવે દિન નિર્ગમે, લહિ સચરાચર રામ. ૧

---

માસ-૧૦-ચાલ.

શ્રાવણ મનન નિદધ્યાસથી રે, થાયે સાક્ષાત્કાર;
ખટ પ્રકાર સમાધિ ને, જાણે શુદ્ધ વિચાર. સાં૦ ૧
સવિકલ્પ સમાધિ ને રે, નિર્વિકલ્પ કેહેવાય;
શબ્દાનુવિદ્ધ ને વળી, દૃષ્ટાનુવિદ્ધ થાય. સાં૦ ૨
બાહેર ભિતર જો એ મળી રે, જાણે ખટ ભેદ;
એ અખંડ સમાધ છે, અંતે કહ્યું છે વેદ. સાં૦ ૩
સર્વ ત્રિપુટી બ્રહ્મ છે રે, સવિકલ્પ જહાંય;
ત્રિપુટી તહાં નહીં, નિર્વિકલ્પની માંય. સાં૦ ૪
દૃષ્ટાનુવિદ્ધ સાક્ષી હૂં રે, શબ્દ અનુવિદ્ધ;
શબ્દાનુવિદ્ધ સર્વમાં, અનુસ્યુત એ વિત્ત. સાં૦ ૫
અંતર મન બુદ્ધિ આદિમા રે, એમ જાણે જેહ;
બાહેર સૂર્ય ચંદ્રાદિમા, સમજી લેઓ એહ. સાં૦ ૬
છ પ્રકાર સમાધિને રે, જાણે કોઈ જંન;
અખંડ એજ સમાધિ છે, તદાકાર રહે મંન. સાં૦ ૭
મનથકી સઉ જગ થયું રે, મનથી થાયે મોક્ષ;
ભેદ નભૂ મનથી મટે, અપરોક્ષ પરોક્ષ. સાં૦ ૮

સાખી.

છ વિધ સમાધિ જાણવી, મન વૃત્તિથી થાય;
હરિ ગુરુ સંત કૃપાથકી, દ્વૈતબુદ્ધિ સહુ જાય. ૧

---

માસ–૧૧–ચાલ.

ભાદરવે ભવદુખ ટળે રે, થઇ બ્રહ્મવિદ ભેટ;
ભવસાગરનો ભય મટે, ઠરે સમુદ્ર ખેટ. સાં૦ ૧
સંસારદુઃખ નિવર્તિઆં રે, પામ્યા પરમ આનંદ;
સંકલ્પ સર્વ સમી ગયા, મટ્યું સર્વે રે દ્વંદ. સાં૦ ૨
પ્રેમ પયોધિમા ઝીલિએ રે, મળીને સૌ સંત;
સુખનો સાગર ઉલટ્યો, આવ્યો દુખનો અંત. સાં૦ ૩
ચિત્તવૃત્તિના નેત્રથી રે, સર્વ બ્રહ્મ દેખાય;
અન્ય અણુ ભાસે નહીં, અંગે આનંદ થાય. સાં૦ ૪
એ સુખની અવધી નથી રે, આદિ ને અંત;
સચરાચર વિલસી રહ્યો, અવિનાશી અનંત. સાં૦ ૫
કરવું કાંઈ રહ્યું નહિ રે, સમિઆં સાધંન;
સેવક નહિ સ્વામી નહિ, હેવા સંતને ધંન. સાં૦ ૬
ધ્યે ધ્યાતા ને ધ્યાન નહિં રે, નહિ જ્ઞે જ્ઞાતા ને જ્ઞાન;
કર્તા કર્મ ક્રિયા નહિ, નહિ પ્રમાતા પ્રમાણ. સાં૦ ૭
સત ચિત આનંદ સ્વે રહ્યો રે, સચરાચર વાસ;
નભૂ નિજાનંદ શુદ્ધ તું, આપ છે સ્વયંપ્રકાશ. સાં૦ ૮

સાખી.

સું ત્યાગું ને સું ગ્રહું, સું કરૂં ને કહાં જાઉં;
સામા લાવિ સું ભરૂં, સું મટું ને સું થાઉં. ૧

---

માસ–૧૨–ચાલ.

આસો આનંદ ઉલટ્યો રે, વર્ણવ નવ થાય;
ગુંગાને સમણું થયું, સમજીને હરખાય. સાં૦ ૧
એ સુખ તે બીજો સું લહે રે, જાણે જેહને રે થાય;
સામાએ સુખ સ્વામીનું, મુખ કેમ રે કેહેવાય. સાં૦ ૨
ઘૃત સુરતાંતના સ્વાદનો રે, સાક્ષાત ન થાય;
જેને અનુભવ તે લહે, બીજે કેમ બોલાય. સાં૦ ૩
બારે માસ બહુ વિધિ રે, સુખ ભોગવે જેહ;
વારે વારે જાઉં વારણે, વાધે નૌતમ નેહ. સાં૦ ૪
જેમ કીડી સાકેર વિષે રે, પેઠી નવ નિકળાય;
ખાવા લાગે ખાંતથી, તેમાં ગડીજાય. સાં૦ ૫

તેમ એ સુખમાં ડુબતાં રે, જળ થળ નવ દેખાય;
જેમ મિઠાંની પુતળી, પેઠી જળમાંય. સાં૦ ૬
એ સુખ અપરમપાર છે રે, અતિસેં હુલ્લાસ;
એ સુખ સું વર્ણવું, શુદ્ધ સ્વયંપ્રકાશ. સાં૦ ૭
સર્વંખલ્વિદબ્રહ્મ છે રે, સચરાચર વાસ;
નભૂ બલિહારી સત્યને, શોભે ચિદવિલાસ. સાં૦ ૮

સાખી.

જાણનહારો જાણિયો, સુખનિધિ સર્વાવાસ;
નભૂ નિશ્ચે દ્દઢ અનુભવે, ચીન્યો ચિદવિલાસ. ૧

---

## મહિના–૨ જા.

### ઢાળ–ગરબો.

કારતેક કળીમળ ટળશે રે, જો સંતસમાગમ મળશે રે;
તો સુકૃત સુફળ ફળશે, રમંતી રામસું રટ લાવો રે. ૧
માગશેર માનિતા મનની રે, ખોટી આશા તન ને ધનની રે;
એ તો સાહેબી થોડા દનની, રમંતી૦ ૨
પોશ માસે પરમ સુખ થાએ રે, જો સદ્દગુરુ શરણે જાએરે;
શોજે આપ માહે ઓળખાએ, રમંતી૦ ૩
મહાવાકયને ઉર આણે રે, વાચ્ય લક્ષ અર્થને જાણે રે;
કરે અનુભવ એ પરમાણે, રમંતી૦ ૪
ફાગણનો ફૂલ્યો દીશે રે, જોઇ જોઇ મિથ્યા મન હિંસે રે;
જાગી જુએ તો જુઠું દીસે, રમંતી૦ ૫
ચૈતર ચિત ચંચળ મટતાં રે, લક્ષની ભણી સુરતા લટતાં રે;
નહિં વાર અજ્ઞાનને ઘટતાં, રમંતી૦ ૬
વૈસાખે કહુંછૌ વાળી રે, આપે આપું લો સંભાળી રે;
અહંકારની આંટી ટાળી, રમંતી૦ ૭
જેઠ તેથી બીજો નહિ કોએ રે, જેને હેત હરિસું હોએ રે;
શબ્દસાથે પ્રાણને પોએ, રમતી૦ ૮
આશાડે તો ઉમગે ઘંન રે, તેવાં પ્રેમી જનના ચિન્હ રે;
એવા અનુભવિઆને ધંન, રમંતી૦ ૯

શ્રાવણ મનન નિદધ્યાસ રે, પછે કહાં રહે કર્મના પાશ રે;
રાખો ગુરુવચને વિસ્વાસ, રમંતી૦ ૧૦
ભાદરવાની જેવી ભેંસ રે, તેવી અણઅધિકારીની રેસ રે;
તેને જ્ઞાન ન લાગે લેશ, રમંતી૦ ૧૧
આસો દુનિઆં સાથે દાવો રે, મિથ્યા સાને જન્મ ગમાવો રે;
નભૂ હરિ ભજિને લો લાવો, રમંતી૦ ૧૨



## તીથિ ૧ લી.

### રાગ–સોરઠ–સાખી.

ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, રખે આણતા ભેદ;
અગ્નિ જવાળા બે નહીં, અવિચળ વાણી વેદ. ૧
અગ્નિથી દીપક થતે, થાય અતિ આયાસ;
દીપકથી દીપક કરે, તો પ્રગટે વિના પ્રયાસ. ૨

ચાલ.

સોધીએ શુદ્ધ વિચારથી રે, સચ્ચિદાનંદ ઘંન;
સતસંગતમાં સાંપડે, રૂડું રામ રતંન. સો૦ ૧
પડવાના પીંડ બ્રહ્માંડ છે રે, નામ રૂપનો નાસ;
જોગી જંગમ જપી તપી, મુકો અમરની આશ. સો૦ ૨
બીજમાં વૃક્ષને દેખિએ રે, ઉગેથી ઓળખાય;
એમ કલ્પીને આરોપિઉં, તેથી મિથ્યા કેહેવાય. સો૦ ૩
અતી રજકથી બ્રહ્મા લગી રે, નામ રૂપ કેહેવાય;
જૂઠું તેથી જાણિએ, આરોપ્યું અલપાય. સો૦ ૪
ચોથાના સામર્થમાં રે, ત્રીપુટીની ઉપાધ;
ચોથા સહિત સહુ બ્રહ્મ છે, એ સવિકલ્પ સમાધ. સો૦ ૫
પાંચમો પૂરણ આતમા રે, આરોપ ન આણ;
એજ સમાધી સર્વદા, નીર્વિકલ્પક જાણ. સો૦ ૬
છઠ્ઠે શાસ્ત્રે સુધું કહ્યું રે, તું સદા સુખ સાંત;
પાંચમાં ઘણી ભ્રાંત છે, નિરભ્રાંત વેદાંત. સો૦ ૭
સાતમે પેહેલી શુભઇચ્છા રે, સુવિચારણા જેહ;
તનુમાનસા જે સત્વાપત્તી, પરમારથ તેહ. સો૦ ૮

આઠે પૂર અજા વિશે રે, એજ જાણો આરોપ;
બોધાર્થે મુમુક્ષુને, આરોપી કરો લોપ. સો૦ ૯
નામે નામે નિશ્ચે થયો રે, કેહેવા રહ્યું ન કાંઈ;
એ નહીં એ નહીં જાણતાં, શેશ રહ્યો તે સાંઈ. સો૦ ૧૦
દશ દીશા આકાશમાં રે, વળી રેણી ને દીસ;
એમ આપું આત્મામાં, અજા જીવ ને ઈશ. સો૦ ૧૧
એકાદશમાં ઓદ્ધવને રે, કહ્યું શ્રીભગવાન;
સચરાચર સભરાભરયો, એજ આતમજ્ઞાન. સો૦ ૧૨
બ્હાર સેને ભમે બાપડો રે, ખોળે છે વંન વંન;
સદ્‌ગુરુ મળતે સાંપડે, ઘરમાહેલું ધંન. સો૦ ૧૩
તેરસને તેહેવા લહે રે, આતમલક્ષી થાય;
દેહે દરશી કાંઈ નવ લહે, કરે કોટી ઉપાય સો૦ ૧૪
ચૌદે ભુવનલગી સહુ અજા રે, ગુણ રૂપ ને નામ;
ભ્રાંત મટે નામ રૂપની, સચરાચર રામ. સો૦ ૧૫
પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો રે, રૂપ નામમાં રામ;
અણુમાત્ર દીસે નહિ, ઠાલો કહીં ઠામ. સો૦ ૧૬
એ પંદર તીથિ અનુભવી રે, સમઝે સદપાત્ર;
નભૂતો ન ભવિષ્યતી, કર્તા કીંચિત માત્ર. સો૦ ૧૭

---

## તીથિ ર જી.

ઢાળ—ગરબો.

સખી પડવાનો સહુ ઘાટ, નીશ્ચે જાણો રે;
તે માટે સંતની સીખ, ઉરમા આણો રે. ૧
સખી બીજો બોલણહાર, ન મળે ખોળે રે;
ઓઢા પરપોટા લેહેર, ઉમંગે છોળે રે. ૨
સખી ત્રીજી વાણી પાર, રહી સુખ માણો રે;
રવી જોગે જળહળ તેજ, તે પરમાણો રે. ૩
સખી ચોથા ઘરની વાત, કહો કેમ કહિયે રે;
ગુંગાનું સપનું તેમ, સમજી રહિયે રે. ૪

સખી પાંચમે પ્રકાશ, નખશિખ નાહાળો રે;
એ જ્ઞાનાગ્નિમા બીજ, સરવે બાળો રે. ૫
સખી છઠ્ઠે ચક્કે લક્ષ, વૃત્તિ લાવો રે;
પછે એકતાર અનહદ્દ, તે સ્થળ આવો રે. ૬
સખી સાતમે ભોવંન, બ્રહ્મરસ પીજે રે;
એ સંતોકેરી સાન, સમજી લીજે રે. ૭
સખી આઠે પૂરનો એક, છે પરકાસી રે;
એ આઠ મટીને એક, તે અવિનાસી રે. ૮
સખી નામે રૂપે વીશ્વ, જૂઠું દીસે રે;
થાએ સદ્ગુરુથી સહુ એક, તો મન હીંસે રે. ૯
સખી દશમી ભક્તિ એહ, વિરલા જાણે રે;
તે મનમાં દ્વૈત વિચાર, લેશ ન આણે રે. ૧૦
સખી એકાદશમું દ્વાર, તે મન તાહારૂં રે;
તે મન થાએ નિજમંન, મટે અંધારૂં રે. ૧૧
સખી બારેવાટે પંથ, ઓહોળા ચાલે રે;
તેણે ઘુંચાયો જંત, મતમા મહાલે રે. ૧૨
સખી તેરસનો જે સ્વાદ, મુક્તા જાણે રે;
અણ સમઝે વાદવિવાદ, જે મત તાણે રે. ૧૩
સખી ચૌદે ભુવનભેદ, રૂડા કલ્પ્યા રે;
તે મટવા સારૂ વેદ, સાધન જલ્પ્યા રે. ૧૪
સખી પૂરણમાસ વિલાસ, તૃષ્ના ટાળો રે;
તેણે સચરાચરમા એક, આત્મા ભાળો રે. ૧૫
સખી પંદર તીથિ પ્રકાશ, અચળ વાણી રે;
નભૂ એ ચિદ બ્રહ્મ વિલાસ, લે સુખ માણી રે. ૧૬

---

## તીથિ ૩ જી.

ઢાળ—ગરબો.

દુનિઆંથી છોડો દાવો રે, સહુ સંશય મનના સમાવો રે;
તો તો આ ફેરામાં ફાવો, રમંતી રામસું રટલાવો રે. ૧
પડવાનો પીંડ બ્રહ્માંડ રે, સપ્ત દ્વીપ વળી નવ ખંડ રે;
સોધી જોતાં ન કોઇ અખંડ, રમંતી૦ ૨

બીજો નથી બોલણુ હાર રે, પોખે છે પરાની પાર રે;
વાણી ભેદે થયા વેદ ચાર, રમંતી૦ ૩
ત્રીજી સુષ્ન પાર છે સ્વામી રે, નિર્ભે થાઓ તે પદ પામી રે;
આપે ઓળખો અંતરજામી, રમંતી૦ ૪
ચોથે દેહ લગી આકાર રે, પરમાત્મા તેથી પાર રે;
એ તો વાણી રહિત વિચાર, રમંતી૦ ૫
પાંચમે કોશ રહી પેખો રે, તટસ્થાઈ થતે પદ દેખો રે;
પછે જીવને એજે ઉવેખો, રમંતી૦ ૬
છઠે ચકે તે શ્રીજી છાજે રે, કરતા થઇ શિખરે બીરાજે રે;
તહાં દશ વિધિ અનહદ વાજે, રમંતી૦ ૭
સાતમે ભોવન સુખ સારૂં રે, તહાં વળગી રહો તો વારૂ રે;
નથી તે થળ મારૂં તારૂં, રમંતી૦ ૮
આઠ પૂરતણો એક ઇશ રે, તેથી પર રહ્યાં પચ્ચીશ રે;
સર્વથી પર છે જુગદીશ, રમંતી૦ ૯
નામે રૂપે જગત એ ભાસે રે, સતસંગથી સંશે જાશે રે;
ત્યારે એક સતંતર થાશે, રમંતી૦ ૧૦
દશ ઇંદ્રિઓથી ન ઝલાયે રે, તહાં અંતઃકરણ ન જાએ રે;
તો તે સાવડે ધારી કેહેવાએ, રમંતી૦ ૧૧
એકાદશમાં અનુભવ સોધ્યોરે, હરિયે ઓદ્ધવને પરબોધ્યોરે;
શુકે પરિક્ષતને સંબોધ્યો, રમંતી૦ ૧૨
બારે વાટે પંથ બહુ બોલે રે, તત્વ વાત કોઈ નવ તોળે રે;
પછે ડાચા થઈ ડાપણ ડોળે, રમંતી૦ ૧૩
તે રસને જાણે શુક સરખા રે, કાંઇ પરિક્ષતે કોથી પરખ્યા રે;
જેણે નીત નિરંજન નિરખ્યા, રમંતી૦ ૧૪
ચૌદ ભોવન કલ્પિત મનનું રે, એવું જાણવું છે હરિજનનુ રે;
તે ન માને કરતવ તનનું, રમંતી૦ ૧૫
પૂરણમાં આવાહન કેહેવું રે, એવું લક્ષી પુરુષને લેહેવું રે;
નભૂ નિત્ય અરૂપે રેહેવું, રમંતી૦ ૧૬

## વાર.

ઢાળ–ગરબો.

રવી જ્ઞાન ઉદે થયું જેને રે, રંચ રાત રહી નહીં તેને રે;
તે તો બીજું કરી કેહે કેને, રમંતી રામસું રટ લાવો રે. ૧
શોમ દ્રષ્ટી થયા તે જંન રે, થયાં શોમ સરીખાં મંન રે;
એવા આતમદરશીને ધંન, રમંતી૦ ૨
મંગળ વરત્યાં દીન ને રાત રે, તેણે જુદી ન દીઠી જાત રે;
તે તો ભૂલે જોઈ નહિ ભાત, રમંતી૦ ૩
બુધથી નિશ્ચે કેમ થાએ રે, બુદ્ધિમાં તેની સત્તાએ રે;
કેમ આંખે આંખ જોવાએ, રમંતી૦ ૪
ગુરુ વિના કોઈ નવ જાણે રે, મનમુખી મિથ્યા મત તાણે રે;
વણ પામે વાત વખાણે, રમંતી૦ ૫
શુંકરે તે સાધંન રે, જહાં દ્રષ્ટ ન આવે અન્ય રે;
તાંહાં જાતાં મટિજાય મંન, રમંતી૦ ૬
સાની વાર ગુરુને શરણે રે, જો ચિત્ત ઠરી રેહે ચરણે રે;
તેના મટે જન્મ ને મરણ, રમંતી૦ ૭
આઠે વાર અનોપમ ગાયારે, ગુરુકરુણાથી કેહેવાયા રે;
કહે નભૂ ધન ગુરુરાયા, રમંતી૦ ૮

---

## વાર.

ઢાળ–ગરબો.

સાતે વાર સુધરિયા શેજમા, શ્રીસદગુરુએ કીધી શાએ જો;
ભટકણ ભાંગી ભવસાગર તણી, મોટો સંતતણો મહિમાય જો. સા૦ ૧
ગુરુવણ અન્યથકી શુજે નહીં, એ સમઝવું છે ગૂઢ જો;
માટે ભાવ ધરી મનને વિષે, જા ગુરુશરણે મતિમૂઢ જો. સા૦ ૨
ગુરુશરણ ગ્રહી રસ ચાખવો, જેથી સર્વ દુઃખનો નાશ જો;
જન્મ મરણ ભય જઇ કરી, પદ પાંમશે અવિનાસ જો. સા૦ ૩
એવા ગુરુમહિમાને જાણિને, કર પ્રીતિ અચળ સદાય જો;
નભુ ગુરુપ્રતાપે તરિ ગયા, આ ભવસાગર મહાય જો. સા૦ ૪

આદિત ઉદ્યો નિજ જ્ઞાનનો, મોહો રજનીનો આવ્યો અંત જો;
અજ્ઞાન અંધારૂં ખોળ્યું નહિ જડે, સુધો મારગ સમજ્યા સંત જો. સા૦ ૫
રવિ શશિ જોતિ જોવા શું કરે, સદ ચિદ આનંદ સમ પ્રકાસ જો;
અદ્વૈત એક અખંડિત આતમા, આપે ઓળખાયો અવિનાસ જો. સા૦ ૬
કરવું તેને કાંઇ રહ્યું નહીં, જેમ કોઇ ઉતરચો સલિતા પાર જો;
જળનાં સાંજ સહુ જળમાં રહ્યાં, ના કરે નાવી મંન વીચાર જો. સા૦ ૭
વિરચિત નામ નભુ નીમિત્ત છે, એ પદ પૂરણનું એંધાણુ જો;
એથી સંશય કોઈ કરશો નહીં, આગે આપનું કરે વખાણુ જો. સા૦ ૮

શોમ સરખું મન શીતળ થયું, સાંતી સુખસીંધુમાં ઝીલે જો;
એ સુખ કેરી ઉપમા શું કહું, જેને લેશ અજા નહિં પીડે જો. સા૦ ૯
વીશ્વ બ્રહ્મ તેને ભાંસી રહ્યું, દ્વૈત ના રહ્યું કીંચિતમાત્ર જો;
તેને ઊંચ નીચ રહ્યું નહીં, નહિં કોઇ પાત્ર ને કુપાત્ર જો. સા૦ ૧૦
એથી સત સંગત કીજિયે, બીજા કરિએ કોટી ઉપાય જો;
કરતાં જગ્ન જપ તપ દાનને, એથી આત્મજ્ઞાન નહિ થાય જો. સા૦ ૧૧
સતસંગતથી ડુખ વાસિએ, એવો સંતતણો પ્રતાપ જો;
નભુ નિશ્ચે નીરલેપદ પામિએ, આપું ટાળી ઓળખો આપ જો. સા૦ ૧૨

મંગળ વરત્યા ચૌદે લોકમાં, નિત નિત આનંદ ઓચ્છવ થાય જો;
સ્વર્ગથકી સુખ અધિક છે, જન તે જીવદસાથી જાય જો. સા૦ ૧૩
મુક્તા થઈ માહાલે જગતમાં, રેહે બંધન નહિ અણુમાત્ર જો;
એ સુખથી સુખીયા થઇ, થાય પ્રફુલ્લિત નરગાત્ર જો. સા૦ ૧૪
વીશ્વ બ્રહ્મ તુજમાં ઝળકી રહ્યો, તું ઝળક્યો વીશ્વ મોજાર જો;
વીધિમુખ જોતાં જેમ ઘટ નીરમા, તેને બાહેર ભીતર વાર જો. સા૦ ૧૫
નિશેધ જોતાં કાંઈ ભાસે નહીં, શ્રુતીશબ્દ કરે ઉચ્ચાર જો;
વિધિ નિષેધ કંઇ ભાસે નહીં, નભુ એમ તત્વ વિચાર જો. સા૦ ૧૬

બુદ્ધિમા ભાસ પડયો ચૈતનનો, ચૈતનમા બુદ્ધિનો ભાસ જો;
એક એકમા એમ આવિયો, અરસપરસ અધ્યાસ જો. સા૦ ૧૭
લોહું પેહું હોય જેમ આગમા, તે લોઢામાં અગ્નિ આવે જો;
લોહું ને અગ્નિ એકરસ થતે, ન્યારૂં દ્રષ્ટિયે ના આવે જો. સા૦ ૧૮
એથી ભ્રમ ઉપન્યો મન વિષે, શુદ્ધ બુદ્ધિ કયાંથી લાવે જો;
એથી બંધ મોક્ષ માની રહ્યા, સંત મળે સુધું સમજાવે જો. સા૦ ૧૯

એનો ઉપાય કહું તે સાંભળો, મન થીર કરી શ્રોતાજંન જો;
નભુ નિશ્ચે નીરલેપદ પામિએ, તેને સમાન ઘર ને વંન જો. સા૦ ૨૦

ગુરૂ કહે સાંભળ સુત સાચું કહું, એમ સમજ્યાથી મન પામે સાંત જો;
એમ લહ્યાથી અધ્યાસ નહિ રહે, તેપર કહું એક દ્રષ્ટાંત જો. સા૦ ૨૧
નર વાંદર તરૂવરપર વંનમાં, નીચે આવી ઉભો વાઘ જો;
કપિની છાંયાં પકડી છળ કરી, પકડાયો લપટાયો કપિ પાગજો. સા૦ ૨૨
નરની છાંયાંને ગ્રેહેવા ગયો, નર કેહે એમ નહિ પકડાઉં જો;
થાકી વાઘ ગયો કર ઝાપટી, હું કપિ જેવો મુરખ નહિ થાઉં જો. સા૦ ૨૩
નર જ્ઞાની અજ્ઞાની વાંદરો, છાંયાં દેહ ને કર્મ વાઘ જો;
એ સીદ્ધાંત સમજવું સંતને,નભુ લેશ કલેશ નહિ ગ્રહણત્યાગ જો. સા૦ ૨૪

સુકરે સાધન સુધું સમજતાં, સમજી થયા છે ભવપાર જો;
એવા અનેક હરિજન ઓધરયા, સમજી આત્મ તત્વ સાર જો. સા૦ ૨૫
પરિક્ષત જનકવિદેહિ આદિ ઘણા, રાજા રહુગણ ને ખટવાંગ જો;
દેવહુતિ ઉતંગળ ને સકુંતળા, તે સમજ્યાં સાંગોપાંગ જો. સા૦ ૨૬
આત્મજ્ઞાન વિના ભટકી મરે, ને ગર્ભવાસ નહિ જાય જો;
લક્ષચોરયાસીમા ફેરા ફરે, અજ્ઞાને અતિસે અથડાય જો. સા૦ ૨૭
એથી સતસંગત કીજિયે, નભુ નિશ્ચે નીરભે પદ થાય જો;
તેનો જન્મ મરણ ફેરો ટળે, એ ભવ તરવાનો ઉપાય જો. સા૦ ૨૮

સાની વાર સમજતાં સેજમા, આંખ ઉઘડે તો સમણુ જાય જો;
મિથ્યા સાજ સોહ્યો જડે નહીં, એમ આપોપું ઓળખાય જો. સા૦ ૨૯
ભાવાભાવ તેને ભાસે નહીં, સેજે સાત ભુમિકા સુઝે જો;
બ્રહ્મ વિશ્વમા વ્યાપી રહ્યો, મુરખ પ્રીતે પથ્થર પૂજે જો. સા૦ ૩૦
જળમાં પેઠી લવણની પૂતળી, પેસંતાં જળ રૂપે થાય જો;
ઘા પાડાને ડામ પખાલને, ઘા કોહો કેમ રૂઝાય જો. સા૦ ૩૧
બતરીસ તુકો આઠે વારની, તુકે તુકે તત્વવિચાર જો;
જે નર વાંચી શીખીને સમજશે, નભુ તે ઉતરશે ભવપાર જો. સા૦ ૩૨

---

# રેંટિયો-૧ લો.

ઢાળ-ગરબી.

રેંટિયો તે રિદ્ધ ને સિદ્ધ, મારા વાલા;
કાંતે કુળવંતી નારી રેંટિયો રે. ટેક.
મારા રેંટિયામાં છે નવે નિધ, મારા વાલા; કાં૦ ૧
જી રે પૂર્વ સંચિત પાકા સાગનો રે,
હેના સુક ને સોણીત બે સુથાર; મારા વાલા; કાં૦ ૨
જી રે સુરતા સોહાગણ સુંદરી રે,
એનો અવિનાસી છે ભરથાર; મા૦; કાં૦ ૩
રૂડી પાંચ તત્વની કીધિ પાટલી રે,
એની થાંભલી છે પ્રાણ ને અપાન; મા૦; કાં૦ ૪
એના ચિત્ત રે ચમરખાં ચોડિયાં રે,
એના તોરણિઆ શશિયર ભાણ; મા૦; કાં૦ ૫
એની દોરી બાંધી તે દિલ સુદ્ધની રે,
એના દાવડાનો દીનકાર; મા૦; કાં૦ ૬
એની ત્રાંક સુધારી સુષુમણા રે,
એની મુળકુંડળની માળ; મા૦; કાં૦ ૭
એની ઘોણી અવસ્થા ચારની રે,
એના રેણુ થયા છે ગુણ ત્રણ; મા૦; કાં૦ ૮
એની બુદ્ધિ ગ્રહી તે મન માકડી રે,
મટ્યો પૂરી ફેરાનો ત્રાસ; મા૦; કાં૦ ૯
સદગુરુ શબ્દે સમારિયો રે,
એનો આરો અખંડ અભ્યાસ; મા૦; કાં૦ ૧૦
જી રે શ્રુતી ને સ્મૃતિ તેલ ઉંજિયું રે,
પૂર્યો લોભ તૃષ્ણાનો લોટ; મા૦; કાં૦ ૧૧
બેઠી મન રે નિશ્ચળ કેરી સાચીએ રે,
ખાંતે કાંતિએ નહિ આવે ખોટ; મા૦; કાં૦ ૧૨
એની પૂરતી ચંચળતા ચારની રે,
મટ્યું અવિદ્યાનું આવર્ણ; મા૦; કાં૦ ૧૩

જી રે પૂણી ગૃહી તે નિજ પ્રેમની રે,
ભરી સોહમ્ ચપટી સાર; મા૦; કાં૦ ૧૪
જીરે ઓહમ્ અખંડ અંકોરથી રે,
હેનો તૂટી ના શકે તાર; મા૦; કાં૦ ૧૫
હેતું મન રે પૂરીરહ્યું ફાળકો રે,
ઉણ્યું અનુભવ વસ્તુ વિવેક; મા૦; કાં૦ ૧૬
જી રે સતસંગ જળથી પુંકારિઓ રે,
વાળી આંટી અનેકની એક; મા૦; કાં૦ ૧૭
કોઈ સંત રે સુતરિએ સુતર મૂલવ્યું રે,
આવ્યો લાભ અખંડ આનંદ; મા૦; કાં૦ ૧૮
એ તો લોભાઈનભૂસખી લક્ષમા રે,
થઇ મટ્યું તે સરવે દર્દ; મા૦; કાં૦ ૧૯

---

## રેંટિયો ૨ જો.

### રાગ–સોરઠ.

ઘરમા રહી રોળાગણ કાંતે રૂડો રેંટુડો રે;
ક્ષણ ક્ષણ કાંતે કાંતે રૂડો રેંટુડો રે. ટેક.

તોરાણઆમાં ત્રાંક ત્રવેણી, સુષુમણા શશી સુર સાથે;
ગુણ ગ્રહી એમ લાભ ઘણેરો, ગ્રહી મન માકડલી હાથે. ઘર૦ ૧

પાંચ તત્વની પ્રોઢ પાટલી, દશે દામણે દોરી;
અચળ માંચી સુરતા સોહાગણ, બેઠી ગુણનીધિ ગોરી. ઘર૦ ૨

મુળકુંડળની માળ મનોહર, શબ્દ સનેહે ઊંજે;
લોભ મોહનો લોટ પૂર્યો, જુગત ઘણેથી ગુંજે. ઘર૦ ૩

સુતર સકળ સીદ્ધી સાંપડતાં, ઉણી આંટી વાળી;
નભૂસખી મૂલ ઘણેરૂં આવે, હરિજન હરખે ભાળી. ઘર૦ ૪

---

## ગરબો.

અનુભવિ ઓળખ આત્મારામ કે, છે સતસંગમાં રે લોલ;
વિરા મારા છીપ પ્રમાણે થાય કે, આરત અંગમાં રે લોલ. ૧
સાથી મારા થાય શબ્દ ઓંકાર કે, સુરતા દોડાવીએ રે લોલ;
બેલી મારા સાંભળીને કરિએ મંન કે, પછી અજમાવિએ રે લોલ. ૨
અનુભવિ ઇન્દ્રી ને તનમાત્રા કે, પવનમાં ભેળિએ રે લોલ;
વીરા મારા મન પવન સમેત કે, લયમાં મેળિએ રે લોલ. ૩
સાથી મારા લયનો છેડો નાદ કે, ચોથા ઠામમાં રે લોલ;
બેલી મારા ત્યાંસુધી આકાર કે, રૂપ ને નામમાં રે લોલ. ૪
સાથી મારા તેથી પાર અરૂપ કે, જળહળ જોતનું રે લોલ;
બેલી મારા જેમ જળમાંહે ભાસ કે, રવી ઉદ્યોતનું રે લોલ. ૫
વીરા મારા તે તું તું તે એકરૂપ કે, મહામંત્રનું રે લોલ;
વીરા તહાં નહી વીધિ નિખેદ કે, ત્રિપુટી . તંત્રનું રે લોલ. ૬
વીરા એ હરવા કેરો ઠામ કે, અતિસેં દોહેલો રે લોલ;
નભુ એ હરિ ગુરુ સંત દયાએ કે, થાએ સોહેલો રે લોલ. ૭

---

## ગરબી.

સું જાણે હરિને રે, સૂરખ મમતાના અંધા;
પરપંચે બહુ પેટ ભરે ને, ધાતા હિંડે ધંધા. સું૦ ૧
એક ખાણું સંતસંગ કરે નહીં, પાંસે જાતાં લાજે;
માર ખાય ને દંડ ભરે, એક તુચ્છ વિશયને કાજે. સું૦ ૨
વાદ કરે વણ સમજે તાણે, માંહેલું ઉંટ ન જાએ;
મન મેલું ને બાહેર ધુવે, કોહો નિર્મળ કેમ થાએ. સું૦ ૩
આત્મલક્ષની વાત ન જાણે, કર્મ કીચમાં ગડિયા;
અહંકાર સંશે નવ છૂટે, લખચોરાસી પડિયા. સું૦ ૪
ડાયા થઈને ડાપણ ડોળે, સંતશબ્દ નવ ઝાલે;
નભૂ એવા મૂરખની આગળ, કોહો ગુરુનું શું ચાલે. સું૦ ૫

---

### ગરબી.

સાંભળ મન મહારાં રે, સાચી વાત કહું;
સુત વિત ને દારા રે, સ્વારથભૂત સહુ. ૧
નહિ કોઈ કોહોનું રે, જો વિચારીને;
હરિ સનમુખ થાને રે, મમતા મારીને. ૨
આ ભવ છે દુસ્તર રે, દીલડે જાણીને;
તરવા કર અનુભવ રે, સદ્ગુરુ વાણીને. ૩
સહુ સંત પોકારે રે, કરુણા આણિને;
તોહે સાન ન આવે રે, પામર પ્રાણીને. ૪
કડવું ગુરુ પાએ રે, રીસ લગાડીને;
નિદ્રાને ખુવે રે, જોરે જગાડીને. ૫
તો તૂં નવ ચેતે રે, ત્યારે શું કરીએ;
ઉંધા ઘટમાહે રે, ઉદક કેમ ભરીએ. ૬
હવે કહિને થાકા રે, ઘાંટા કહાડીને;
સહુ સંતે કહ્યું છે રે, ઢોલ વગાડીને. ૭
હવે જો નહિ ચેતે રે, તો ગોથાં ખાશે;
લખચોર્યાશીમા રે, ફરી ફરીને જાશે. ૮
તે માટે તાહારે રે, હવે એ કરવું;
નભુના પ્રભુ કેરૂં રે, ધ્યાન રૂદે ધરવું. ૯

---

### ગરબી.

ધરવા હરિ ધ્યાને રે, સાને સમજી લે;
દેહા અભિમાને રે, દુખ સદા પી લે. ૧
તે દુખ મટવાને રે, સતસંગત કરીએ;
સંતોને શબ્દે રે, ભવસાગર તરીએ. ૨
સાગર તરવાનો રે, અન્ય ઉપાય નથી;
જો વેદ પૂરાણે રે, મેળવ શાસ્ત્ર મથી. ૩
સતસંગ કરીને રે, સરવે પદ પામે;
જેમ જળ ઢળીઆવે રે, તે નીચે ખામે. ૪
મહાપદમાં માણે રે, તે મુક્તા થઇને;
નિસદિન થિર થઇ રેહે રે, ચોથે ઘર જઇને; ૫
તે ઘરને ખોળો રે, જાંહાં ઉપાધ નહીં.
નહિ ત્યાં ધ્યે ધ્યાતા રે, સાધક સાધ નહીં. ૬

તે ધામ તમારૂં રે, ઠરવા ઠેકાણું;
તાંહાં ઠીક ઠરી રહો રે, તો ડાયા જાણું. ૭
ડાપણ ડોળાયું રે, બહુ વચને વળગી;
વાણીની જાળો રે, કેમ થાએ અળગી. ૮
અળગી તે વળગી રે, વળગી અળગી છે;
તે ગુરુગમ વાણી રે, પૂરા નર પ્રીછે. ૯
પ્રીછો પૂરણ છે રે, બીજું શું બાકી;
એ અનુભવ થાતાં રે, ક્રિયા સહુ થાકી. ૧૦
તેને શું સાધન રે, સઉ સીદ્ધિ થાતે;
નભૂ નિત્ય અખંડિત રે, સમઝી સમાતે. ૧૧

---

ગરબી.

સમજ્યા તે સમિઆ રે, ભાતે ના ભમિઆ;
સિદ્દ પાક બનાવે રે, જો પોતે જમિઆ. ૧
જમિઆ પણ મુગા રે, મુખ કેમ બોલાએ;
ખારૂં કે મીઠું રે, કોહો કેમ કેહેવાએ. ૨
કેહેવાએ એહેવું રે, ચંદ્ર તરૂ જેહેવું;
શાણાને સાને રે, તે સમજી લેવું. ૩
લેવાનો લક્ષજ રે, જો નિસદિન આવે;
તો અનુભવ થાએ રે, આ ફેરો ફાવે. ૪
પ્રાપ્યો તે ફેરો રે, ભવમા ના ખાએ;
નભુ નિશ્ચે થાતાં રે, જીવદશા જાએ. ૫

---

ગરબી.

હરિજન હરિથી અધિક જાણવા, શ્રીમુખથી હરિ બોલ્યા વાણ જો;
અગમ નિગમમા સહુ એમ કેહે, જુગમા પંચ કહે પરમાણ જો. હ૦ ૧
હરિના કિધા જીવ નર્કે પડે, હરિજન ઉતારે ભવપાર જો;
દુરવાસાએ અમરીખ પરભવ્યો, હરિએ તતક્ષણ કીધી વહાર જો. હ૦ ૨
તેમાટે હરિજનના સંગથકી, સેઝે નિર્મળ બુદ્ધિ થાય જો;
હરિજન હરિ સરખો તેને કરે, જનની જીવદશા તે જાય જો. હ૦ ૩
ઝેને જન્મ મરણ દુખ ટાળવું, તે જન કરો સંતનો સંગ જો;
નભૂ નિર્ભયપદ નિશ્ચે પામશો, થાશે ભવદુખ કેરો ભંગ જો. હ૦ ૪

---

ગરબી.

જેને ભવસાગર તરવું હશે, તેને એ મોટો ઉપાય જો;
નિત નિત સતસંગતમા બેસવું, સંશે પૂછે ઉત્તર થાય જો. જે૦ ૧
સાંભળી શ્રવણ મનન કીજિએ, પછી કરિએ નિત અભ્યાસ જો;
સાક્ષાત્કાર અનુભવ ઉપજે, તતક્ષણ થાય અવિદ્યા નાસ જો. જે૦ ૨
કાયા ક્લેશ નહિ કરવોપડે, વણ આયાસે પામે ધામ જો;
સતસંગતનો મહિમા છે ઘણો, હસતાં રમતાં મળશે રામ જો. જે૦ ૩
સંતની સીખ હૃદેમાં ધારજો, સેજે સરવે સીજે કાજ જો;
નભુ ઉણમ ન રેહે તેને કશી, ઘેર બેઠાં પાંમે સુખરાજ જો. જે૦ ૪

ગરબી.

અનુભવિ આપે આપું ઓળખો, તમથી અન્ય નથી કાંઇ બીજું જો;
સ્વામી સેવકનો સંશે ટાળજો, સમજ્યા તેનું કારજ સીજ્યું જો. અ૦ ૧
આ ભવસાગરને અજ્ઞાનથી, એવો જાણો છો અપાર જો;
ગૌવછપદ જળ સમ તરીજશો, સમજે ક્ષણ નહિ લાગે વાર જો. અ૦ ૨
તમો છો અબંધ બાંધ્યા કહાં રહો, મિથ્યા પ્રતિત વેગળી મુકો જો;
બાંધ્યા વણ છુંટવું ચાઓ છો, આવા ચતુર થઇ કાં ચુકો જો. અ૦ ૩
મન બુદ્ધિ આદે જડ સૌ જાણિએ, તમથકી ચૈતન થાય જો;
નભુ પરછાંયો નરને કેમ ગ્રહે, રોગ વિના તે સો ઉપાય જો. અ૦ ૪

ગરબી.

એમ સમજી સમરસ થઇ રહો, ટાળો ઘેઘાતાનો ચેહેરો જો;
અગ્નિ દીપકમા અંતર નથી, સુન્ય ગગનમાં નહીં કાંઇ બ્હેરો જો. એ૦ ૧
કુંડળ દૂર કનકથી કેટલે,- તમ સુદ્ધાં હરિથી એમ જો;
કાંઈએ અળગું તો દીસે નહી, ત્યારે બીજું કહીએ કેમ જો. એ૦ ૨
દૃષ્ટા પ્રપંચ સાક્ષી ત્યાં લગી, પ્રપંચ નહિ તો સાક્ષી સાનો જો;
સ્વામી સેવક બે હોય ત્યાં લગી, સેવક નહિ તો સ્વામી સાનો જો. એ૦ ૩
એ અચવો રસ ચોંપે ચાખજો, શબ્દાતિતતણુ સુખ લેવા જો;
નભૂ નિર્લેપદ નિશ્ચે પામશો, કરતાં સંત ગુરુની સેવા જો. એ૦ ૪

## ગરબી.

માયા મહાબળવંતી મોહેની, મોહ્યા માનવ દાનવ દેવ જો;
એથી કોઈનું બળ ચાલે નહી, તપથી ચુકાવે તતક્ષેવ જો. મા૦ ૧
પારાશર સરખા પરમારથી, દીઠી કૈવરતક કન્યાય જો;
મછગંધાને મધ ગંગા વિષે, ધુંવેર પ્રગટાવી કીધો અન્યાય જો. મા૦ ૨
ભસ્માંગદને હરિએ બાળિઓ, મોહેનીથી મોહ્યા ત્રિસુળપાણી જો;
વનમાં તપ કરતાં હર ચુકિયા, ઉમયા થઇ ભીલડી રાણી જો. મા૦ ૩
બ્રહ્મા સારદાને દેખી ચલ્યા, અન્યોઅન્ય દીધો શાપ જો;
ચંદ્ર ગુરુપત્નિથી ચુકિઓ, મન નહિ ગણ્યું પુન્ય કે પાપ જો. મા૦ ૪
સુરપતિ ગૌતમને ઘેર સાંચરયો, વિધુ કુરકુટ થઈને સેન જો;
રૂષીને જાણ થયું તવ શાપિઓ, સહસ્ત્ર થયાં ઇન્દ્રને નેણ જો. મા૦ ૫
શ્રૃગીરૂષી રંભાએ ભોળવ્યો, નારદ જગમોહેનીએ વગોયો જો;
ડાહ્યા ચતુર ઘણા નર ચુકિયા, મોટા મુનિએ મહિમા ખોયો જો. મા૦ ૬
ગર્વ ન કરશો ગુણિએલ મન વિષે, જહાં જેમ હરિ રાખે તેમ રહિયે જો;
રંક નભૂ સરખાનું શું ગજું, ભાઈ તીખા તરેરા નવ થઈએ જો. મા૦ ૭

---

## ગરબી.

મન મુરખ મા કર ગારબો, દેહે કેરો રે;
ક્ષણમાં પરપોટો જેમ, પાણી કેરો રે. ૧
સ્વારથનો સહુ સંસાર, ગણશે ગરથે રે;
અંતે નહિ આવે કોઇ, તાહારે અરથે રે. ૨
એમ જાણી ચિત તું ચેત, મમતા મુકી રે;
તુંજ ઉપર તે બળી કાળ, રહ્યો છે ઢુંકી રે. ૩
જોને મોટા રાણા રાય, મરડી મારયા રે;
એ કાળ થકી તો લોક, ચૌદે હારયા રે. ૪
તે માટે સંતની શીખ, ઉરમા ધરિયે રે;
નભૂ નીત કરો સતસંગ, ભવજળ તરિયે રે. ૫

---

## ગરબી.

તું અવિનાશી, અચળ સનાતન જોની આપ વિચારી;
સત્યં જ્ઞાનમનંત બ્રહ્મ, એ વેદે શ્રુતિ ઉચારી રે. તું અવિ૦ ૧
તું પરમારથ બોધરૂપ, સચ્ચિદાનંદ સુખકારી;
નિજાનંદ તું સ્વપ્રકાશ, એમ કર નિશ્ચે નિરધારી રે. તું અવિ૦ ૨

અન્યોઅન્ય અધ્યાસ બુદ્ધિથી, આત્મા લહે સંસારી;
અબંધ બંધન એજ પ્રતિતી, મિથ્યા મુક વિસારી રે. તું અવિ૦ ૩
સદ્ગુરુ વચન સંતની સાખો, જો તે ઉર ધારી;
પછી પ્રતિત કર મન અનુભવથી, અવ્યય અજ અવિકારી રે. તું અવિ૦ ૪
શ્રવણ મનન નિદધ્યાસ કરી, સાક્ષાત્કાર અનુસારી;
નભૂ નિરલેપદ સદગુરુ શરણે, વાદવિવાદ નિવારી રે. તું અવિ૦ ૫



## ધોળ.

સકળ બ્રહ્માંડમાં એક છે તાર, વિશ્વ રહ્યું સૌ એને આધાર;
સુત્રાત્મા કેહે સૌ સંસાર તો, ઓળખિએ એક તારને રે. ૧
એક એક તાર અખંડ છે ભાઇ, એને કોઈ શકે નહિ ગાઈ;
જો જાણે ગુરુ હોય સહાઇ તો, ઓળ૦ ૨
ત્રિકુટિએ સુરતા જો આણે, ઝીણો જાતો વળતો જાણે;
સંગે જાયતો થાય ઠેકાણે તો, ઓળ૦ ૩
પશ્યંતિએ થઇ મધ્યમાં જાએ, દ્વાદશ નીચ ખટાકો રે થાએ;
એ પરમાણુ શંકર ગાય તો, ઓળ૦ ૪
તત્ત્વવેત્તાએ તત્ત્વ તપાસ્યાં, ભિન ભિન પ્રગટ પ્રકાસ્યાં;
અદ્વૈત એક અનેક તે ભાસ્યાં તો, ઓળ૦ ૫
શેષ રટે તે સોહં સાચો, નામ રૂપ નભૂ નટ નાચો;
રરંકારને રંગે રાચો તો, ઓળ૦ ૬

---

## ધોળ.

અનુભવિ વીરા આત્મા ભાળો, દ્વૈતપણુ તનડાંથી ટાળો;
નેહ ધરી નરહરિને ન્યાળો તો, બાળો વિશ્વની વાસના રે. ૧
ચંદ્ર સૂરજ સુક્ષમણા એ સાધો, અળગી કરવી હોય ઉપાધો;
બળવંત સાથે નેહડો બાંધો તો, લાધો લક્ષ ના છોડશો રે. ૨
તર્ત આવો ત્રિવેણીને તીરે, નાહો સુચિ ગંગાજળ નીરે;
મળવું ધારો આણે શરીરે તો, ધીર ધરો એના ધ્યાનમા રે. ૩
શાસ્ત્ર વદે છે સુઝજ શુધી, આગળ વાત વેદાંતે રૂંધી;
ખાંતે તે સંતોએ નાખી ખુંદી તો, બુદ્ધિનું બળ જ્યાં નથી રે. ૪
ગગન મંડળમાં અમૃત વરસે, પ્રેમીજન કોઇ વિરલા પરશે;
કોઇએક હંસ મોતીડાં ચરશે તો, તરસે નભૂ જે ત્યાંહાં જશે રે. ૫

## ધોળ.

અનુભવિઆ જન આવો રે, સતસંગત કરિએ;
જે સ્થળ દ્વૈત ન ભાસે રે, તે સ્થાનેક ઠરિએ. ૧
શ્રૃષ્ટી મારગ રચિઓ રે, એમા આપ સમાવો;
શુદ્ધ સ્વરૂપને પામો રે, મનસાનો લાવો. ૨
પ્રથમ આદ્ય અનાદિ રે, અંકુર તે માયા;
રજ તમ સત હરિ હર અજ રે, એ ઈશ્વર જાયા. ૩
તેથી પાંચે તત્વ રે, નભ વાયુ ને વન્હી;
જળ પૃથિવ એ પાંચે રે, ઉપન્યા અવિગતથી. ૪
પંચ વિષય તત્વના રે, શબ્દ ને સ્પર્શ;
રૂપ રસ ને ગંધ રે, જ્ઞાનીને દર્શ. ૫
પંચ ઈંદ્રી એ જ્ઞાન રે, વિષયને જાણે;
તેથી છે ઈંદ્રી કર્મ રે, ક્રિયા પરમાણે. ૬
એ ચોવીશે તત્વ રે, લખિયાં પૂરાણે;
પચ્ચીસમી છે માયા રે, પોતે પરમાણે. ૭
છવ્વીસમો પરમાત્મા રે, તૂં ને તે એક;
નભુ નિશ્ચે કરી રહિએ રે, નેતિને છેક. ૮

---

## ધોળ.

એવું અંતર આવ્યું તેને, અવર ગમે નહિ કાંઇ જોને;
જે નરને નરવેધ ઉપન્યો, તેને જડશે સાંઇ જોને. ૧
તે દેખે મૃત્યુને જમલો, કમળો સરવે જાય જોને;
જેમ જળમાથી મીન વછોયું, ઘડિએ નવ જીવાય જોને. ૨
આ સંસાર અલુણો લાગે, જેને આરત લાગે જોને;
ચૌદ લોકની રીદ્ધિ સીદ્ધિ, તેહેને તે નવ માગે જોને. ૩
સતસંગતમા નિસદિન રેહે તે, અંતર પ્રેમ અતિસે જોને;
હરિ વિના અણુમાત્ર કહીં તે, ઠાલો ઠામ ન દીસે જોને.
હરિને બોલે હરિને ગાયે, હરિને સોંપે મંન જોને;
આપું ટાળી આપે પ્રગટે, હરિને સોંપે તંન જોને.
અંતર આરત એવી થાયે, તો ભવનુ દુખ જાય જોને;
હરિ ગુરુ સંત કૃપા હોયે તો, નભુ નિરભેપદ થાય જોને.

---

## ધોળ.

સતસંગતનો મોટો મહિમા, શાસ્ત્ર પૂરાણે સાખી જોને;
સંત શબ્દ સાંભળતાં તરશો, જો રેશો મન રાખી જોને. ૧
શુક સનકાદિક નારદ સરખા, સંત મળેથી સીધ્યા જોને;
શરણે આવ્યા તે પ્રાણીને, આપ સરીખા કીધા જોને. ૨
જેમ પારસને લોહું પરસે, સેજે સોનું થાય જોને;
જેમ કિડાને પાંખો આવે, જો ચટકો સેહેવાય જોને. ૩
જેમ લોહું અગ્નિમા પેશે, તેમાં અગ્નિ આવે જોને;
શિવ શિવ સઘળે થાએ તો, ઉપજણ સહુ સમાવે જોને. ૪
તે માટે સતસંગત કરતાં, કાંઇ વિલંબ ન કરિએ જોને;
નભુ નિશ્ચે સતસંગત કરતાં, ભવસાગરથી તરિએ જોને. ૫

---

## ધોળ.

ચેતી લો ચેતી લો પ્રાણી, મુનશા દેહે છે એવો જોને;
ફરી ફરીને કયાંથી તમને, મળશે અવસર એવો જોને. ૧
સુખ જોઇને શું લોભાયા, અંતે દુખનો દરિઓ જોને;
મદ મમતા હંકાર ભરયો તું, લક્ષચોરચાસી ફરિઓ જોને. ૨
સ્વારથનું સંસાર સગું છે, સુત દારા વિત સરવે જોને;
અંતે કોઇ કામ ન આવે, શું ઘૂમે છે ગરવે જોને. ૩
કંઠે કફ આવીને અટકે, ત્યારે તું અકળાશે જોને;
જમડા જકડી સાશે તારે, કોઇ ન આવે પાસે જોને. ૪
તે માટે મન માન કહ્યું હૂં, કહું છું વારે વારે જોને;
અધરી આંટી અંતસમાની, હરિ વણ કોણ ઉગારે જોને. ૫
આ અવસરે ઓળખાશે નહિ તો, લખચોરચારશી થાશે જોને;
રંક નભુનુ નહીં માને તો, પાછળથી પસ્તાશે જોને. ૬

---

## ધોળ.

પરઉપકારી સંતસમુ નહીં કોએ, સોધી જોજો શાસ્ત્ર પૂરાણમા રે;
પારસ પરસે લોહું કંચન હોએ, ઓછી ઉપમા એ વખાણમા રે. ૧
બોલ્યા સંત દયાળુ દેશી સાથ, મારગ ધામ સ્વે આનંદનો રે;
ભવ તરવા કર ભક્તિ હરિગુણ ગાથ, સંશે ટાળો મિથ્યા ફંદનો રે. ૨

હોમ જાગ જપ તિરથ વ્રત નેમ, સૌનુ સાર સેવા સંતની રે;
અક્રોધી અમાની જાણો એમ, વિરતી વિશે ક્ષમાવંતની રે. ૩
દયા દિનતા સમદર્શી સુખધામ, એ છે ભૂષણ ભક્તિતણા રે;
પ્રેમભક્તિ તે પેહેલી પગથી ઠામ, નવધા નવસું દાદર ધારણા રે. ૪
જ્ઞાન દીવડો ઝાલો જમણે હાથ, ડાબે કરે દીન દોર છે રે;
સુરતા શીડી ચડી સહેલી સાથ, સેઝે સેઝે ફૂલ્યાં ફોર છે રે. ૫
અંતરજામી ઓળખ અનહદ પાર, અવિચળ થાને એ રસ ભોગવી રે;
હું તુંનું હારદ કર એકાકાર, અનુભવ વાકય જોને જોગવી રે. ૬
સંતતણી સમસ્યાનું અંજન આંખે, આંજ્યું પડળ પાછાં થયાં રે;
જેમ છો તેમના તેમ થઈ ઝાંખાઝાંખ, સંશે આવર્ણ પરાં ગયાં રે. ૭
એવો સંત કૃપાકેરો પ્રતાપ, મીઠું નિરમા મળીગયું રે;
ઓળખી જોયો આત્મ જોતાં આપ, નભુ તીરથ સુપૂળ થયું રે. ૮

---

## ધોળ.

હું બલિહારી મારા સદ્દગુરુ સ્વામી, પૂર્વ સંચિત ફળ પામી; મારા વાલા રે. ૧
ઘણા રે દીવસની મારી ભટકણ ભાંગી, સાચા શબ્દસું તાળી લાગી; મા૦ ૨
કરૂણા કરીને મુજને હરિ ઓળખાવ્યા, તો સંશે સર્વ સમાવ્યા; મા૦ ૩
આજ લગણ હુતો જગત તમાસો, હવે જગતને ઠામે બ્રહ્મ ભાસ્યો; મા૦ ૪
એક ચૈતન વિના અન્ય ન દીશે, હરિ જાણી હૈડું મારૂં હીંસે; મા૦ ૫
સાધન સરવે મારે સેઝમાં સીધ્યાં, સદ્દગુરુ શરણમાં લીધા; મા૦ ૬
તત્વમસી પદ અનુભવ કીધો, પ્રેમસું બ્રહ્મરસ પીધો; મા૦ ૭
અલખ પુરુષ એક અંતરજામી, નભુ નથી કાંઇ હેમા ખામી; મા૦ ૮

---

## ધોળ.

નથી અણુ કહીં ઠાલો ઠામ, નિજાનંદ આતમા;
સચરાચર વ્યાપક બ્રહ્મ છે, નામ રૂપે રમી રહ્યો રામ; નિજાનંદ આતમા. ૧
એમ અનુભવ અંતર આણિએ, તો તું આપે આપનુ ધામ; નિ૦ ૨
પુરુષારથ ચાર ન કામના, મોક્ષ ધર્મ અર્થ ને કામ; નિ૦ ૩
સહુ જગત જોઊં તે મારે વિષે, પામે મુજમા તે વિસરામ; નિ૦ ૪
જેમ જળમાં લેહેરી થાયે સમે, તેમ સમરસ સુંદરસ્યામ; નિ૦ ૫
એમ સમઝીને સાંતી સમુદ્રમા, મનવૃત્તિ પામે વિરામ; નિ૦ ૬
સતસંગત કરતાં સમુ પડે, જગ ઇશ્વર ઘડી પળ જાય; નિ૦ ૭
એમ વ્યષ્ટી સમષ્ટીને જાણિએ, દીન ત્રીશ માસ એક નામ; નિ૦ ૮

માટે નાનું મોટું કાંઇ કેવા નથી, જેમ દેશમા નાના ગામ; નિ૦ ૯
એમ સમઝીને સંશે મટાડિએ, સૂરા થઇ હૈએ રાખિએ હામ; નિ૦ ૧૦
એમ અડગ અદ્રી સમ કીજિએ, મનકેરી ન મુકિએ મામ; નિ૦ ૧૧
નભુ નિર્ભય સુદ્ધ સ્વરૂપ તું, નહિ નભમા દક્ષિણ વામ; નિ૦ ૧૨

---

ધોળ.

ૐ નમુ ત્રિગુણાત્મને, જે છે ત્રણે રે ગુણ;
રજ તમ સત જેમાહે તેવશે, જેમ કાંઇ સાગર ને લૂણ. ૐ નમુ૦ ૧
તે સવિતા અરધ માતરા, પીંડ બ્રહ્માંડની કળ;
બીજક સર્વ સંસારનું, તેને કે છે સબળ. ૐ નમુ૦ ૨
વરણવ તેનું તે શું કરૂં, સર્વ જક્તાનું મૂળ;
અવિદ્યાને ભંજન કરે, ટાળે ત્રિવિધિનો સૂળ. ૐ નમુ૦ ૩
દેવ શબ્દે પ્રકાશ છે, જે જે સચ્ચિદાનંદ;
બલિહારી એવા બ્રહ્મને, જેને લેપે નહિ દ્વંદ. ૐ નમુ૦ ૪
ધી જે બુદ્ધિ એહેવી રહે, ન રહ્યું ભેદા રે ભેદ;
એવી થાએ જો પ્રેરણા, તો તે બ્રાહ્મણ વેદ. ૐ નમુ૦ ૫
એજ નિર્ણય છે મોક્ષનો, અન્ય બીજું તે વ્યર્થ;
નભુ કોઈ બ્રાહ્મણ માણશે, એ ગાયત્રિનો અર્થ. ૐ નમુ૦ ૬

---

ધોળ.

સંતો સદ્‌ગુરુ શું કરે, સંગનો લાગે નહિ રંગ;
કહિએ સુધું ઉંધું ગ્રહે, અણઅધિકારીના ઢંગ. સંતો૦ ૧
સહુ તરુ મળિઆગર નિપજે, તહાં હોય એરંડા વાંસ;
તે તહાં જેવાના તેવા રહે, ન લહે ચંદનનો પાસ. સંતો૦ ૨
અગર ચંદનને છોડવે, લપટી વળગી રેહે વ્યાળ;
અણુ સીતળતા આવે નહીં, નાખે વિખની રે ઝાળ. સંતો૦ ૩
દુધ ને સાકેર જો પિએ, વળી તે પુલમાં લેટાય;
અહિમુખ ઝેર મટે નહીં, ગરળ હળાહળ થાય. સંતો૦ ૪
માંજારી મુખ આગળે, વાંચિએ ગ્રંથ જો કોટ;
દુરથી મુષક નજરે પડે, મેલે દેખીને દોટ. સંતો૦ ૫
તલને કુસુમે જો પાસિએ, કંકર હોય તેનીપાસ;
તલનું ફૂલેલ નિપજે, કંકરમાં નાવે વાસ. સતો૦ ૬

પારસ લોહાને કંચન કરે, કિંચિત ના થાએ કથીર;
સો ઉપાએ ન નિપજે, કાંઈ કેશનું હીર. સંતો૦ ૭
મેડક પંકજ પાંસે રહે, નિશદિન આઠે પોહોર;
મેડકને નાવે વાસના, મધુકરને આવે ફોર. સંતો૦ ૮
સુધી વાત સમજે નહી, પાડે ભજનમાં ભંગ;
નભુ કહે પ્રભુ કોને ના હસો, અણ અધિકારીનો સંગ. સંતો૦ ૯

---

ધોળ.

અનુભવિઆ લોકો, ઉપનિસદ કેહે છે તમે આતમા;
એમાં સંધે નથી અણુ માત્ર. અનુભવિઆ૦ ૧
સંતો સતસંગમાં સહુ એમ કેહે, સદ વિચાર કરે સદપાત્ર. અ૦ ૨
વળી તમે તપાસ કરો મંનમાંહે, તમે સાક્ષી છો સરવેથી પરરે. અ૦ ૩
એ ત્રણ અવસ્થા બુદ્ધિની વૃત્તિને, જેમ એક સદનમાં ત્રણ ઘરરે. અ૦ ૪
જુવો આકાશ અનુસ્યુત સર્વમા, એ ત્રણેમા એક રેનારરે. અ૦ ૫
તમે દ્રષ્ટા ને દ્રશ્ય પ્રપંચ છે, તમે સરવે સંઘાતથી પારરે. અ૦ ૬
તમે કેશો જે એમ જોતાં બે થયા, અને ઈશ્વરતાની જાણ આડરે. અ૦ ૭
પણ બોધ થવા લગી દ્વૈત છે, આત્મા જાણેથી મટે સહુ જાળરે. અ૦ ૮
વિના ચૈતન કાંઈ બીજું નથી, જેમ એક કંચનના ઘાટરે. અ૦ ૯
સંતો સાધન માંહી સમરથ રહે, સીદ્ધી સર્વે માંયાનું નાટરે, અ૦ ૧૦
તે માટે સંત ઈચ્છે નહીં સીદ્ધીને, સીદ્ધી ઇચ્છે એ માયાનો પાશરે. અ૦ ૧૧
તું તો સચરાચરમાં વ્યાપી રહ્યો, સદચિદ આનંદ સ્વયં પ્રકાશરે. અ૦ ૧૨
એમ સમજીને જે જન સીજીયા, તેને કરવાનું રહ્યું નહિ કાંઈરે. અ૦ ૧૩
નભુ બલિહારી જાય એવા સંતને, જાણે દેહેદ્રષ્ટી તે તરુ છાંયરે. અ૦ ૧૪

---

ધોળ.

સદ્ગુરુ સ્વામી અંતરજામી રે, અનંત અપાર અને બહુ નામી રે. ૧
માત પિતા સુત બંધુ દારા રે, પ્રેમી જનને તેથી પ્યારા રે. ૨
તન મન ધન નોછાવર કરિએ રે, તો સેજે ભવસિંધુ તરિએ રે. ૩
માત પિતા તે સુતને પાળે રે, તેમ સદ્ગુરુ સંશે ટાળે રે. ૪
સુત બંધુમા જેવું હેત રે, તેથી અદકું પ્રેમ સમેત રે. ૫
વિશ્વની ચિંતામા સદ્ગુરુનાથ રે, કરુણા કરિને સાહે હાથ રે. ૬
સદ્ગુરુ કેરી સાચી સગાઈ રે, કહે નભુ સારદ ન શકે ગાઇ રે. ૭

---

ધોળ.

જે જનને નરવેધ ઉપજે તે, વાએક માની લો;
ભવ તરવા સતસંગ, સંતોનું, સદ્દગુરુનું, શ્રુતિનું, વાએ૦—ટેક.
વાડે તે વાછરડો નિપજે રે, વાએક માની લો;
હંસ માળે મુક્તા નંગ, સં૦, સ૦, શ્રુ૦, વા૦. ૧
અન્ય ઉપાય બીજો નથી રે, વા૦;
કોટિ કોટિ કરો જતંન, સં૦, સ૦, શ્રુ૦, વા૦;
સંત વિના મળશે નહિ રે, વા૦;
રામ સરિખું રૂડું રતંન, સં૦, સ૦, શ્રુ, વા૦. ૨
સતસંગતમા પૂછવું રે, વા૦;
નમ્રતા વિનય સંયુક્ત, સં૦, સ૦, શ્રુ૦, વા૦;
કોણ હૂં ને જગ કોણ છે રે, વા૦;
કોણ જીવેશ્વર મુક્ત, સં૦, સ૦, શ્રુ૦ વા૦. ૩
સંત કહે તું બ્રહ્મ છે રે, વા૦;
જગ લેહેરી તુંજ માંહે, સં૦, સ૦, શ્રુ૦, વા૦;
જીવ ઇશ બળ ને અબળ રે, વા૦;
વ્યષ્ટી સમષ્ટી જાંહે, સં૦, સ૦, શ્રુ૦, વા૦. ૪
વળી પુછિએ શું બંધ છે રે, વા૦;
છુટયો કેમ કેહેવાય, સં૦, સ૦, શ્રુ૦, વા૦;
બંધ મુક્ત એ ભ્રાંતી છે રે, વા૦;
તું અબંધી ન બંધાય, સં૦, સ૦, શ્રુ૦, વા૦. ૫
પરમારથ શુરુ શું હશે રે, વા૦;
શું પરમપદ કેહેવાય, સં૦, સ૦, શ્રુ૦, વા૦;
કૃપા કરી કહો મુજને રે, વા૦;
જેમ સેહેલું સમઝાય, સં૦, સ૦, શ્રુ૦, વા૦. ૬
સ્વારથ અર્થ તે આપણો રે, વા૦;
પરમારથ પારકો જાણ, સં૦, સ૦, શ્રુ૦, વા૦;
સ્વે મટયો પર ના રહે રે, વા૦;
પરમ અર્થ એ પ્રમાણ, સં૦, સ૦, શ્રુ૦, વા૦. ૭
એજ પરમપદ જાણજે રે, વા૦;
જે પરમારથ રૂપ, સં૦, સ૦, શ્રુ૦, વા૦;

જગ લેહેરી તૃમાં એમ છે રે, વા૦;
એમ સમજ મન ભૂપ, સં૦, સ૦, શુ૦, વા૦. ૮
વિવિધ રૂપે જુદાજુદા રે, વા૦;
તો જગથી નહિ અન્ય, સં૦, સ૦, શુ૦, વા૦;
એમ ગુરુ સમજી રહ્યા રે, વા૦;
તેવા સંતોને ધન્ય, સં૦, સ૦, શુ૦, વા૦. ૯
એમ પુછે ગ્રંથે ટળે રે, વા૦;
દેહ પ્રારબ્ધ આધાર, સં૦, સ૦, શુ૦, વા૦;
નભુ નિરંતર થાય તેહને રે, વા૦;
હોશે છેલ્લો અવતાર, સં૦, સ૦, શુ૦, વા૦. ૧૦

ધોળ.

કર મન આતમનો તોલ, અનુભવ આણવો;
એતો બારેરનો નહિ બોલ, અનુભવ આણવો. ૧
આવી નિદ્રાથી નેત્રે રહીને, ચપળ આહારે પાસ રે;
નિદ્રાણુ ગઈ વાતમાં રે, એતો માનુંતો ભોગ વિલાસ. અ૦ ૨
નેત્ર મુદીને બેઠે આવ્યો, સ્વપ્નાવસ્થા માંહે રે;
નવું નાટક ત્યાંહે રચ્યું રે, થઇ કારજ કારણ તાંહે. અ૦ ૩
ત્યાંહાં ભોગ તો નાના ભોગવે, સુખ દુઃખ સરવે થાય રે;
સત્તર તત્વે ત્યાંહાં રમે, એનું કારણ ઇશ્વર કાય. અ૦ ૪
કારજ કારણમાં ભળ્યું, થયો સુષુપ્તિમાં લીન રે;
ઓગણપચાસ ગયોને રે, થયો અવિદ્યાને આધીન. અ૦ ૫
તેથી આગળ સૂત્ર જાતે, તટસ્થ કોશ વિજ્ઞાન રે;
ચોથું ઘર એ અનુભવો રે, તો દ્વૈતનું જાયે ભાન. અ૦ ૬
તહાં રહ્યો નાટક રચી, ક્ષણ ક્ષણ ખગાકાર રે;
નભુ નિમિત્ત મટી ગયો રે, તો તું જળહળતો ઝાતકાર. અ૦ ૭

ધોળ.

શ્રી ગુરુચરણે ચિત ધરિયે રે, સતસંગત કરિયે;
જેથી ભવસાગર તરિયે રે, સતસંગત કરિયે. ૧
ચંદ્ર રવિ અગ્નિ જે થળ નાહીં, ગુરુગમે તે થળ ઠરિયે રે. સત૦ ૨
માન અમાન સ્તુતિ ને નિંદા, લેશ ન ચિંતા ધરિયે રે. સત૦ ૩
સ્વપ્નતણું સુખ સાચું ન લહિયે, મનવડે જીવતાં મરિયે રે. સત૦ ૪

અજર અમર રસ ગુરુગમે પીજે, કાળ થકી ના ડરિયે રે. સત૦ ૫
નભુ નુરતી સુરતી થઇ સેઝે, અવિનાસી વર વરિયે રે. સત૦ ૬

---

ધોળ.

સતસંગત સુખ સુંદર રે, મેહેરામણ મીઠો;
એવો મહિમા મોટો રે, કોઈ અન્ય ન દીઠો. ૧
આરોપી ઉપજાવે રે, તત્વનું ટોળું;
લીન કરી સમજાવે રે, દિલ ન રહે ડોળું. ૨
કર્મેંદ્રિ જે પાંચ રે, મનમાં થાય લીન;
જ્ઞાનેંદ્રિ બુદ્ધિમાં રે, થઈ રહે આધિન. ૩
પૃથ્વિ જગત સંઘાથે રે, જળમાં લય પામે;
જળ અગ્નિમાં ભળીને રે, વાયુમાં જામે. ૪
સમીર વિશય લય ખેમાં રે, ખે તમગુણ માંહે;
મન બુદ્ધિ તમ રજ સતલય રે, પ્રકૃતિ છે તાંહે. ૫
તે પ્રકૃતી આરોપ રે, આત્માને છાજે;
આરોપી ઉચરિયા રે, મુમુક્ષુ કાજે. ૬
તે આત્મા તું પોતે રે, આપોપું ટળતાં;
એ સુખસાગર ઉમગ્યો રે, નભુ સદ્‌ગુરુ મળતાં. ૭

---

ધોળ.

આજ અનોપમ દીવાળીનો દીન, સદ્‌ગુરુજી આવ્યા આગણે રે; ટેક.
મંગળ વરત્યા દુધે ઉઠ્યા મેહ, સંચિતને જાઉં ભામણે રે. આજ૦ ૧
કરુણાદ્રષ્ટે આવ્યું છે નિજ જ્ઞાન, મમતા ને માન ટાળિઉં રે;
સારૂં નરતું સંચિતકેરૂં બીજ, બ્રહ્મ અગ્નિમાંહે બાળિઉં રે. આજ૦ ૨
સેઝે સેઝે મળિયા સદ્‌ગુરુ દેવ, ઓળખિયા અંતર એઝમાં રે;
સેઝે મન પામ્યું સમાધાન, સમાધી કીધી સેઝમા રે. આજ૦ ૩
જાગૃત સ્વપ્ન સુશુપ્તી તુર્યા સ્થાન, દેખાડ્યાં સેઝે સાનમા રે;
અલખ લખાવ્યો આપે આપમાહે, જે નહીં ધ્યે ધ્યાતા ધ્યાનમાં રે. આજ૦ ૪
જાહાં નવ પોંચે વાણી ને વિચાર, નિગમ ચારે નવ લહે રે;
પોતે જડિઓ પરાકેરે પાર, અપાર પાર કેમ કહે રે. આજ૦ ૫
નભુ નિરંજન નિરાકાર, નિરખ્યા ગુરુ નેણથી રે;
અધિકારી જનના સીધ્યાં કાજ, સંતોના સત વેણથી રે. આજ૦ ૬

---

ધોળ—ચોતાળ

શ્રી ગુરુ સંત કૃપાથકી રે, ઓળખિઆ અવિનાસ રે;
જન્મ મરણ ભય મિટિયા રે, જેને ગુરુ વચને વિસવાસ, તે તો ભવ છુટિયા. ૧
પ્રિછ્યા કેરૂં પારખું રે, પ્રત્યક્ષ દેખે લોક રે;
આપામાં અંજાઇ ગયો રે, જાણે સાચું ને કેછે ફોક. તે તો૦ ૨
અલખેલાને ઓળખ્યા રે, નેહની અળગી આંખ રે;
પ્રેમતણુ તે પાત્ર છે રે, તે તો હરિગુણ હરખે ગાયે. તે તો૦ ૩
ક્રોધકેરો કાંકરો રે, કહાડી લાખ્યો બહાર રે;
ક્ષમા ક્ષણુ નવ વેગળી રે, મન વરચો નિવરતી નાર. તે તો૦ ૪
વૈરાગ વસ્તુમાત્રથી રે, પામ્યું છે મન અસ્ત રે;
કાંઇ નવ ચાલ્યું મોહનુ રે, નવ દીઠી બીજી વસ્ત. તે તો૦ ૫
દયા ને વળી દીનતા રે, એ ભક્તિનો સણુગાર રે;
સમદૃષ્ટી સેજે થઇ રે, રહિ ખેલે પરાને પાર. તે તો૦ ૬
ખટપટ ખેંચાતાણુની રે, ખપી આપા માહે રે;
હું મટતાં તો તે રહ્યો રે, શુદ્ધ ચૈતન ચિદ્દઘન રાયે. તે તો૦ ૭
પારસમણી જેને જડે રે; તહાં દળીદ્ર ન રહે લેશ રે;
ગુરુજ્ઞાન જેને લાગિયાં રે, તેની રૂડેરી થાયે રેશ. તે તો૦ ૮
લોભ ને લાલચ નહિં રે, લક્ષ લાગ્યો હોય રે;
કોમળ દિલ દાતાપણુ રે, ભય શોક તેને નહિ સોય. તે તો૦ ૯
મૃતકકેરી વારતા રે, જાણે નહીં કોઇ અંન્ય રે;
જે નર મરજીવ્યા થશે રે, પછે એ સુખને કહે ધંન્ય. તે તો૦ ૧૦
ઘેલા થઇ ગોવિંદ ભજો રે, એ ધણી સાથે ધ્યાન રે;
નંદો વંદો કોઇ સ્તુતિ કરો રે, નહીં માન ને અપમાન. તે તો૦ ૧૧
મમતા ભાગી મંનની રે, હરિમાં લયલીન રે;
અવર સર્વ અળખામણું રે, જેમ નીરવછોયું મીન. તે તો૦ ૧૨
હેવાં સંત લક્ષણુ અતિ ઘણાં રે, કેહેતાં ન આવે પાર રે;
હરિકિરતન જેને ગમે રે. ધન ધન તેનો અવતાર. તે તો૦ ૧૩
હરિભક્ત થાએ વંશમાં રે, સત એકોતેર ઓદ્ધાર રે;
એવું જાણી આણુંદથી રે, ગાઓ ગોવિંદ નર ને નાર. તે તો૦ ૧૪
સરગુણ નિરગુણ એક છે રે, સંશે ન કરશો કોય રે;
નભૂસખીનો નટવર વશી રે, દીસે નિશ્ચેના ઘરમાંએ. તે તો૦ ૧૫

—※—

પ્રબંધ-૧ લો. રાગ-સોરઠ.

રહિત નેહ દેહ પંચ તે વિરાગી,
સ્વર્ગલોક ભોગ ફળની ભ્રાંતિ ભાંગી ભાંગી, કે તે વિરાગી.-ટેક.
દયા દિનતા સુચિ સુશિળ સાતા,
ક્ષમા તોપ શાંત દક્ષ દીલદાતા,
કામ ક્રોધ લોભ મોહ સુન્ય નાતા,
એ આચર્ણનો, એ આચર્ણનો વિચાર;
ચિત્તધાર, સંતસાર, અતિ ઉદાર, કૃપાગાર,
કરે પાર, આ સંસાર, અસાધાર, વાર વાર,
કહું જોને જંન જાગી જાગી, કે તે વિરાગી; રહિત નેહ૦ ૧
નહિ માન ને અમાન સંન માહીં,
હર્ખ શોખ પક્ષપાત ઘાત નાહીં,
ફરે સુષ્ક પર્ણવત કેવા નિજ છાંહીં,
એ સ્વરૂપ, એ સ્વરૂપ સો અરૂપ;
જે અનૂપ, ગૂપ ખૂપ, અખિલ ભૂપ, લહી ચૂપ.
રહ્યો છૂપ, હોય લૂપ,
લગન લાગી લાગી, કે તે વિરાગી; રહિત નેહ૦ ૨
વિશ્વ લેહેર એ પયોધિમા સમાય,
ભેદ બુદ્ધિથી એ ભિનતા લ્હેવાય,
જહાંલગી ન લહ્યો વિષ્નુ મહિમાય,
તો સુખ થાય, તો સુખ થાય;
જરણુ જાય, ગુરુ પાય, શિર નમાય, વિનય થાય,
થઇ સહાય, કરી પસાય, તે સમાય,
જાય સુરતી નિરતી આઘી આઘી, કે તે વિરાગી; રહિત નેહ૦ ૩
એ પદ પરમ મરમ મુક્ત જીવ જાણે,
તેને મન બુધ્યાદિ ઈંદ્રી સું વખાણે,
કોઈક જંન એ રસ બ્રહ્મ નીધિ માણે,
તે વખાણે સું વચંન, તે વખાણે સું વચંન;
અહો ધંન, નિરંજન, પંચ તંન, થકી અંન,
સહુ સ્વપંન, વત ગગંન, ગુરુ પ્રસંન,
નભુ એ સુખ લે માગી માગી, કે તે વિરાગી; રહિત નેહ૦ ૪

---

દેહની સુરતા વીસરી, દુખ પામી છે માત રે;
વસમી વેળાની વેદના, ગઇ મરણની ઘાત રે. જોરે૦ ૪
જી રે લીધો જુના વસ્ત્રમાં, નાખ્યો માંચી મોઝાર રે;
સગાં સહુને વધામણી, વાજાં વાગે અપાર રે. જોરે૦ ૫
પારણામા પોરાઢીઓ, હાલો ગાયે સંસાર રે;
અવસર રૂડો આપણે, સહુ હરખે અપાર રે. જોરે૦ ૬
થોડે દહાડે શિખ્યો ચાલવા, બોલે તોતલાં વેણ રે;
લાડકડો રમે આંગણે, ઠરે માતાના નેણ રે. જોરે૦ ૭
થયો વરસ દસ બારનો, કિધો ન્યાતિ વેવાર રે;
વેહેવા કરી પરણાવિયો, લાવ્યો કુળવંતી નાર રે. જોરે૦ ૮
વીસે થયો વરણાગિયો, રાચે વિશયના રંગ રે;
પાન ફૂલ પટ પેરણે, ચોળે અત્તર અંગ રે. જોરે૦ ૯
ત્રીસે તરુણા તું થયો, ફરચો દેશ વિદેશ રે;
જેમ તેમ કરી ધન જોડિયું, વધ્યો કર્મ કલેશ રે. જોરે૦ ૧૦
પેટ ભરે પરપંચથી, થયાં છોરૂ બે ચાર રે;
રઘવાયો સો રડવડે, માથે વિશ્વનો ભાર રે. જોરે૦ ૧૧
બાળ જોબન તરુણા ગઇ, થયો વૃદ્ધાનો વેશ રે;
જુવે કપાળે કર દેઇને, થયા ધોળેરા કેસ રે. જોરે૦ ૧૨
ઘરના સહુ ઘેલો કેહે, કોઇ પૂછે નહિ વાત રે;
દાંત પડ્યા ને ગળે નાસિકા, ઝાલી લાકડી હાથ રે. જોરે૦ ૧૩
ખડકી દ્વારે ખાટલી, નહીં દેહીનું ભાન રે;
એટલામાં મરવા પડ્યો, તારે ટળી ગઇ સાન રે. જોરે૦ ૧૪
ટીલો કરી રામબોલો કહે, ભેળાં થઈ સહુ જંન રે;
બળતે ઘરે ખોદે કુવો, મુરખ સમજે નહિ મંન રે. જોરે૦ ૧૫
જમરાએ જકડીને બાંધિઓ, દીધું દુઃખ અપાર રે;
ફરી લાખ્યો ગર્ભવાસમાં, પેહેલો ઉતો તે ઠાર રે. જોરે૦ ૧૬
વારે વારે કઇએ કેટલું, તારા કરમનો વાંક રે;
નભૂ નઠોરને સું કઇએ, તુંથી આડેરો આંક રે. જોરે૦ ૧૭

## આરતી.

આરતી અખંડાનંદની, કરે અધિકારી જંન રે;
સદ્‌ગુરુ અક્ષર ધામમાં, કીધું સુન્ય આસંન રે. આર૦ ૧
સુભ ઇચ્છા સુવિચારણા રે, તનુમાનસા જેહ રે;
ત્રણે ભોમિ આગળ વટી, પછે સત્વાપત્તી તેહ રે. આર૦ ૨
અસંસક્તિઅનામિકા રે, ભોમિ પંચમી કેહેવાય રે;
છઠ્ઠી પદાર્થાભાવિની, પછે તુર્યગા થાય રે. આર૦ ૩
એ સાતે ભોમિકા મ્હાલતાં રે, ટળે દ્વૈત ઉપાધ રે;
કર્મ ઉપાસના ને જ્ઞાનનો, તહાં તો નથી કાંઇ બાધ રે. આર૦ ૪
એ સુખ અનુભવિઆ લહે રે, જેને અખંડ અભ્યાસ રે;
નભુ બલિહારી સંતની, સદા ઉનમુની વાસ રે. આર૦ ૫



## પ્રભાત.

આજ આનંદની હેલિઓ, સદ્‌ગુરુજી પધાર્યા;
સુકીતના ફળ ઢુંકડાં, આવાગમન નિવાર્યા. આજ૦ ૧
પ્રેમે પ્રભુજી પધારિઆ, પૂરણાનંદ પોતે;
તીમિર અજ્ઞાન ટળી ગયું, જ્ઞાન અર્ક ઉદ્દોતે. આજ૦ ૨
મનમોતિડે વધાવિયા, ઉરમાં પધરાવ્યા;
પ્રેમે પાથરણા હર્ખનાં, ફૂલે પગર ભરાવ્યાં. આજ૦ ૩
સુરતા શેજે બેસાડીને, ચિતચંદન ચરચ્યું;
અમૃતદૃષ્ટી નાથની, મોહે કેસર અરચ્યું. આજ૦ ૪
સંત સદા આનંદમાં, મુખ મીઠી વાણી;
દયાનિધિએ દયા કરી, પોતાની જાણી. આજ૦ ૫
પ્રષ્ન કરચું પ્રભુજી સુણો, ભવનું દુખ ભારે;
જન્મમરણના ભયથકી, સ્વામી કોણ ઉગારે. આજ૦ ૬
શાસ્ત્ર પૂરાણ ને સંપ્રદા, જુજવા મત ન મળતા;
શબ્દને સાચા કરે, આવે ભળતેભળતા. આજ૦ ૭
એકે સૂઝ પડે નહીં, પક્ષાપક્ષી તાણે;
જીવ્યાત્મા જાણે હરી, મમતામાં માણે. આજ૦ ૮
સુરતી પ્રત્યે સદ્‌ગુરુ કહે, સાંભળ સત્ત વચંન;
એ તો ઘાટ સહુ મનતણા, નિજરૂપ અમંન. આજ૦ ૯

મનને આધાર છે શબ્દનો, ભજવા અભ્યાસ;
શબ્દમા સુરતા સમાવતાં, થાએ નાદ પ્રકાશ. આજ૦ ૧૦
એ થળે આપોપું મટે, જાય થાપ ઉથાપ;
મહાપદની એ જાણુ છે, જે છે આદિ અમાપ. આજ૦ ૧૧
સ્વપ્ન વિનાની નીદરા, એ અનુભવ સાર;
જાગૃતમાં તે અનુભવે, પૂરણુ તે પાર. આજ૦ ૧૨
એ કહ્યું અધિકારીને, જેહેને પ્રેહે વાધે;
સાકુટને સંશે પડે, મૃગમદ નવ લાધે. આજ૦ ૧૩
અરસપરસ દરશન થયું, જ્ઞાન અંજન કીધું;
નભુ નિરંજન જાણુતાં, સર્વ કારજ સીધ્યું. આજ૦ ૧૪

---

પ્રભાત અથવા છંદ-કડખા.

સર્વ આત્મા કહ્યો, તેમાં સંશે રહ્યો,
નાસ અવિનાસ, કેમ એક થાએ;
દૃશ્ય પ્રપંચ, અનિત્ય બોલ્યા તમે,
દૃશ્ય દૃષ્ટા એમ, બે કહેવાએ. સર્વ૦ ૧
અસદ જડ દુઃખ ગુણુ, નામ ને રૂપ એ,
વસ્તુગત્યે નથી, જો વિચારી;
પંચ મહા ભૂતમાં, ત્રણુને ત્યાગતાં,
સચ્ચિદાનંદ લો, મંન ધારી. સર્વ૦ ૨
એક અદ્વૈતમાં, ભેદ કાંઇ નથી,
અસદ આરોપ, અપવાદ કરતાં;
ઘાટ બુદ્ધિ મટે, ઠાઠ રેહેવા છતાં,
એક અદ્વૈત પદ, નથિ રે ફરતાં. સર્વ૦ ૩
સુદ્ધ બુદ્ધિ વડે, સોધ કરતાં થકે,
અવર અણુ માત્ર, કાંઇ ન ભાસે;
દેહ અનિત્ય દરસ્યા, વિના કહિએ તો,
આતમા જ્ઞાન, નાહીં પ્રકાશે. સર્વ૦ ૪
નાસ દેહે દાખીને, બોધ કરવા થકે,
દેહ સુદ્ધાં સહુ, આત્મા જાણો;
રૂપ ગુણુ નામનો, ત્યાગ કરતાં નભુ,
ભેદ બુદ્ધિ રખે, મંન આણો. સર્વ૦ ૫

---

### પ્રભાત અથવા છંદ-કડખા.

સચ્ચિદાનંદ આનંદ, ઘન એક નિર,
બંધ હું બંધ એ, ભ્રાંત ભાશે;
દૃશ્ય પ્રપંચ અધ્યાસ, છુટયા વિના,
અન્ય ઉપાએ તમ, નાહી નાશે. સચ્ચિ૦ ૧
ચાર દેહ હું નહીં, મુજ વિના દેહ નહીં,
લોહ ચુંબક એમ, જાણુ આશે;
બીંબ પ્રતિબીંબ, આદર્શ સંજોગથી,
ભેદ બુદ્ધિ વડે, ભિંન ભાશે. સચ્ચિ૦ ૨
વૃક્ષથી પુરુષનો, છાંયો હેઠે પડ્યો,
વ્યાઘ્ર છાંયાં ગ્રહે, કેમ ઝલાશે;
એજ દૃષ્ટાંત, અધ્યાસ નિવર્તિનું,
ઝાટકી હાથને, સિંઘ જાશે. સચ્ચિ૦ ૩
દૃષ્ટા ને દૃશ્ય એ, બોધ કાળે કહ્યો,
જ્ઞાન કાળે સહુ, દ્વંદ જાશે;
શુદ્ધ બુદ્ધિ વિશે, નભુતો ન ભવિષ્યતિ,
સદા સ્વતંત્ર તે, સ્વપ્રકાશે. સચ્ચિ૦ ૪

---

### પ્રભાત અથવા છંદ-કડખા.

જાગને જાગ તું, જીવ ઉતાવળો,
કેમ રહ્યો સુઇ, અત્યાર સુધી;
દિવસ નિશી જાય છે, અલ્પ આયુશતું,
ઉઠરે ઉઠ કર, તીવ્ર બુદ્ધિ. જાગને૦ ૧
વખત રૂડો ગયો, આવશે નહિ ફરી,
ચેતી ભગવાનને, ભાવે ભજની;
મોહ માયા અને, માન મમતા તજી,
વસ્ત્ર વિવેકના, અંગ સજની. જાગને૦ ૨
જાણજે નિશ્ચે તું, કાળ માથે ભમે,
ઝટ ઘટ ફુટશે, સંભાળ કાચું;
જારે જાવું થશે, અતિઘણું પસ્તાશે,
કેહે નભૂ સંતનું, માન સાચું. જાગને૦ ૩

---

## પ્રભાત અથવા છંદ-કડખા.

જક્ત મિથ્યા મપિ, સત્ય આત્માથકે,
સર્વને ભાસે છે, સત્ય જેહેવું;
રવિકર વારી મરુ, ઉર્વિ સત્તાથકે,
સુક્તિ રજતાર્કથી, જાણી લેવું. જક્ત૦ ૧
થંભલા ચોર રજુ, સર્પ તમ તેજથી,
જ્ઞાન થયું તોયે, તેવું ને તેવું;
દેખવા માત્ર સંકલ્પ, કાંઇ રેહે નહી,
ક્ષણિક રાગાદિ જેમ, કંપ સેહેવું. જક્ત૦ ૨
વિશયાસક્ત ને, પ્રજ્ઞમાંધ્યાદિક,
કુતર્ક દુરાગ્રહ, તે ન ગ્રેહેવું;
જ્ઞાન પ્રતિબંધ એ, ચાર નિર્વતવા,
શ્રવણ સમાદિ કરિ, દૂર રેહેવું. જક્ત૦ ૩
સત્ય લહિ સાંતિના, ઉદધિ આનંદમાં,
કચિદારોપ નહિં, દ્વંદ, કેહેવું;
પુનર કર્તા નભૂતો, ન ભવિષ્યતિ,
સમજ સત જ્ઞાન, વિજ્ઞાન એહેવું. જક્ત૦ ૪

---

## પ્રભાત અથવા છંદ-કડખા.

જાગને જાગ જગ મોહેની રાતની, ભાતમા ભૂલતાં ભ્રમ ભાસે;
ભેદ બુદ્ધિવડે ભિન્ન ભાસી રહ્યું, પાધરૂં પ્રીછતાં ઘેન નાશે. જા૦ ૧
જોની તૂં એકલો સુતો સેજ્યા વિષે, સ્વપ્નના ભોગ તૂં ક્યાંથી લાવ્યો;
એમ આ જન્મ તે સ્વપ્નસુખ જાણવું, જન્મતાં સંગ તૂંસૂં લઈ આવ્યો. જા૦ ૨
આદે કાંઇ નથી અંતે કાંઈ નથી, મધ્ય માની લઈ દુઃખ પામે;
સંત સંગત કરી આત્માને ઓળખે, તો તારા ત્રિવિધિના તાપ વામે. જા૦ ૩
ગ્રેહેવું ને તજવું એ મોટેમ મનતણી, સમઝતાં સર્વ એ દીસે સુધું;
ગ્રેહેનારો તજનારો તેજ મટવો કહ્યો, ત્યારે શું સમઝે તું ઉધું ઉધું. જા૦ ૪
હું માહેરૂં તાહેરૂં એજ અજ્ઞાનતા, હૂં મટે કહાં રહે મારૂં તારૂં;
મંદમતિ મૂઢ મા ઊંધ મૂરખ નભૂ, સંત કહેછે સૌ તુંજ સારૂં. જા૦ ૫

---

## પ્રભાત અથવા છંદ-કડખા.

ઓળખ એક અનેકમાં શું ભમે, દેહ દમે નહિં સમે ઘાટ લેહેરી;
બાહેર ખોળવા જાય કયાં નાથ છે, પાશે પાછો ફરી જોને હેરી. ઓ૦ ૧
જીવ તૂં ઇશ તૂં માયા તૂં બ્રહ્મ તૂં, એકના નામ તે ચાર જાણો;
કામથી નામ તહાં જાત જૂદી નથી, જુઠાંને સાચું લઇ સીદ તાણો. ઓ૦ ૨
લેહેરી ને લવણ એ ઘાટ છે દેખવા, આદ મધ અંતમાં નિર નિહાળો;
કેહે નભૂ તૂં પ્રભુ વિશ્વ તારી વિભુ, તૂં વના અણુ નથી ઠામ ઠાલો. ઓ૦ ૩



### પદ.

#### રાગ ધનાસરી.

આજ દીવાળી દયા કરીને, હમ ઘેર સંત પધારયા;
સુખ સીંધુ સંત દરશન દેતાં, ત્રીવિધિ તાપ નિવારયા. આજ૦ ૧
સર્વે સંચીત સફળ થયું મારે, ભાવે સન્મુખ ઉભા રે;
સખી શું કહિએ વારે વારે. આજ દી૦ ૨
સંત સમદરશી ને સુખરાશી, મદ મોહ રહ્યા જેથી નાશી;
એ રૂપ અરૂપે અવિનાશી. આજ દી૦ ૩
એ સુખને અનુભવિઆ જાણે, કુડાં લોકડિયાં સંશે આણે;
સંત પ્રેમપયોધિમા માંણે. આજ દી૦ ૪
સંતે અંતરની આંટી ભાંગી, જુઠાં સપનાથી હૂં જાગી;
હવે ભવકેરી ભ્રાંતી ભાંગી. આજ દી૦ ૫
સંતે ઓળખાવ્યા અંતરજામી, જે અખિલભોવનકેરા સ્વામી;
નભુ સદ્‌ગુરુ કરુણાથી પામી. આજ દી૦ ૬

---

#### પદ–રાગ ધનાસરી

મહા વાકયનો મર્મ સમઝ મન, તૂં તે તે તૂં એક રે. મહા૦
એક આત્મા સભરભરયો એ, નિત્યાનિત્ય વિવેક રે;
સંશય કર્મ અહં ગ્રંથીની, ટાળો મનથી ટેક રે. મહા૦ ૧
બીજો થઇ બાહેર બહુ દેખે, ભાળી ભેખ અનેક રે;
નભૂ નિશ્ચે કીધો સંતોએ, કહાડયો જીવનો છેક રે. મહા૦ ૨

---

### પદ–રાગ ધનાસરી.

સતસંગત કરિએ રે, ક્ષણ જો સતસંગત કરિએ. ટેક.
એક ત્રાજવે કોટિ જનમના, જપ તપને ધરિએ;
તોએ તોલ બરાબર નાવે, ફરિ ફરિને ભરિએ રે. ક્ષણ૦ ૧
દુનિયાંથી સતસંગત કરતાં, દિલડે નવ ડરિએ;
મોક્ષની ઈચ્છા માટે મનડાં, મેહેળારાં ફરિએ રે. ક્ષણ૦ ૨
દુરિજન બોલ કહે તે સહિએ, જેમ જિવત મરિએ;
નભુ નિશ્ચે સતસંગત કરતાં, ભવસાગર તરિએ રે. ક્ષણ૦ ૩

---

### પદ–રાગ ધનાસરી.

સતસંગત જેવો રે, નથી કંઈ સતસંગત જેવો;
કોટિ કલ્પલગી કોઇ બીજો, નથી ઉપાય એહેવો રે. નથી૦ ૧
ભવસાગર તરવા મનુશને, મહાવાક્ય મેવો;
ગુરુમુખથી શ્રવણાદિ કરિને, તત્વ સાર ગ્રેહેવો રે. નથી૦ ૨
કીટ ડંખ ભ્રંગીનો થાતાં, જેમ ચટકો સેહેવો;
નભુ નિશ્ચે તે થાએ ભ્રંગી, પછી ન રહે કેહેવો રે. નથી૦ ૩

---

### પદ–રાગ ધનાસરી.

સતસંગથી સુખ થાશે, અલ્યા તુને સતસંગથી સુખ થાશે. ટેક.
સતસંગ કરતાં અહંતા ટળશે, સંશય સઘળા જાશે;
કર્મ ગ્રંથી તે સેઝમા છુટશે, અગણિત લાભ કમાશે. અ૦ ૧
આત્મવિચારે આત્મા ઓળખીશ, પ્રભુ દેખાશે પાસે;
મહાવાકયનો મર્મ લહ્યાથી, મિથ્યા ભ્રાંતી નાસે. અ૦ ૨
હું મટતાં હરિ તું થઇ રેશે, એ છે જ્ઞાનનો આશે;
નામ રૂપની રજની મટતે, આતમ અર્ક પ્રકાશે. અ૦ ૩
મિથ્યા બંધ માન્યું તે મટશે, સઘળે આત્મા ભાશે;
નભુ નથી તેને શિદ વળગે છે, આપોપે ઓળખાશે. અ૦ ૪

---

### પદ–રાગ સારંગ.

ઓળખ પદ અવિનાસને, મનં ઓળખ પદ અવિનાસને;
પંચક સકળ સકળ ત્રીપુટીથી, તું જેથી પામે પ્રકાશને. મન૦ ૧
દેહ જીવ ઇશ્વર ને માયા, એ જાણે ચિદ વિલાસને. મન૦ ૨

ગુરુગમ અર્ક ઉદે કીધા વિના, કેમ પામે ઉજાસને. મન૦ ૩
સતસંગત વિના કોણ મટાડે, મિથ્યા માયા ભાસને. મન૦ ૪
સદ્દગુરૂ સંત મટાડે હેલામાં, બંધ મોક્ષના ત્રાસને. મન૦ ૫
મૂળ જાણ્યા વિના કોહો કયમ ટળશે, વાણીકેરા પાસને. મન૦ ૬
નભુ નિત્ય નિશ્ચે જો થાએ, તો તજે અંતરની આસને. મન૦ ૭

---

## પદ-રાગ સારંગ.

જાએછે જાએછે જાએછે, વૃથા જન્મ ભજનવિના જાએ છે;
ચેતને ચેત અચેત અભાગી, મિથ્યા કાળ ગમાએ છે. વૃથા૦ ૧
મદ મમતામા મગન પૂરાં છાં, તું ધનને લોભે શું ધાએ છે. વૃથા૦ ૨
તૃષ્ના તારીનો ત્યાગ ન આવે, શું લાલચમાં લેવાએ છે. વૃથા૦ ૩
દુખસાગર સંસારમાં ડુબ્યો, તું ગડબડ ગોથાં ખાએ છે. વૃથા૦ ૪
અમૃત ઢોળી વિષને વલુંધ્યો, વણ સમજે તું વ્હુવાએ છે. વૃથા૦ ૫
રંક નભુના નાથ ભજ્યા વના, કાંત્યું કપાસીયા થાએ છે. વૃથા૦ ૬

---

## પદ-રાગ સારંગ.

મુનસા દેહી એળે ગઇ, તારી મુનસા દેહી એળે ગઇ;
મિથ્યા માતાને દુખજ દીધું, તું બેઠો દુનિઆંનો થઇ. તારી૦ ૧
ગર્ભવાસે કરચા કોલ ઘણેરા, તેમાં એકે પાળ્યો નહીં. તારી૦ ૨
હરીજનની કરી હાંસી ઠેકડી, જીવ રહ્યો તું જડ થઇ. તારી૦ ૩
સ્વારથ આગળ કાંઇ ન સુઝે, તો મતિ થઇ મમતામઇ. તારી૦ ૪
રંક નભુના નાથ ભજ્યા વના, વૈતરણીમા જાશો વહી. તારી૦ ૫

---

## પદ-રાગ સારંગ.

કેમ સેશો જમમારને, પ્રાણી કેમ સેશો જમ મારને;
જાણીજોઇ કીધાં કર્મ કારમાં, કાંઈ વિવેક વિચારને. પ્રાણી૦ ૧
એક ક્ષણમાં મુકીને જાશો, તો સુત દારા સંસારને. પ્રાણી૦ ૨
ફરી ફરી નહીં પામો પ્રાણી, મુનશાદેહ અવતારને. પ્રાણી૦ ૩
અંતસમો અતિ કઠણ છે ભાઈ, કોઇ નહિં આવે વ્હારને. પ્રાણી૦ ૪
તેમાટે વસકર વેળાસર, નભુસખીના ભરથારને. પ્રાણી૦ ૫

---

### પદ–રાગ સારંગ.

રટ રસના તું રામને, ભુંડી રટ રસના તું રામને;
ચાડી ચુગલીમાં ચોકસ છે રે, તું તો સૂરી પૂરી છે હરામમે. ભુંડી૦ ૧
નિંદા લવરી લડવા ચાલે, તું લેવા ઇચ્છે પર દામને. ભુંડી૦ ૨
રામ ભજે અવગુણ વીસરે, તેમાટે રહિ છું એ ધામમે. ભુંડી૦ ૩
નભુના પ્રભુને જો ન ભજે તો, કોણ રાખે સુખ ચાંમને. ભુંડી૦ ૪

---

### પદ–રાગ ગોડી.

થવાકાળ નહિ મટે, તુંજથી થવાકાળ નહિ મટે. ટેક.
જપી તપી મુનિ સંન્યાસી, તપતા તીરથ તટે;
ઈશ્વરઇચ્છા આદ પુરુષની, તે પાછી નહીં લટે. તુંજથી૦ ૧
બ્રહ્મા ઇંદ્ર આદિ શુભ કરવા, અંતરમા આવટે;
થવાકાળથી થરથર ધ્રુજે, થાકી પાછા હટે. તુંજથી૦ ૨
પાપ પૂન્ય બેહુ કર્મ બંધાયાં, એક એકથી નહિ હટે;
તારા હાથમાં તત્વ એક છે, તારૂં ભવનું બંધન કટે.
સુખ દુખ બે સંચીત બંધાયાં, નીમિશ [illegible] નથી૦ ૩
નભુ અખંડાનંદ સમર તું, જેને શેષ [illegible]

---

### પદ–રાગ ગોડી.

મરજીવ્યા રસ માણે સંતો, જાણે [illegible] સુખ થાશે. ટેક.
માન અમાન સ્તુતિ ને નીંદા, હર્ખ શોક [illegible]ળા જાશે;
સુખ સંસારતણુ જે સરવે, તે મન તૃ[illegible] કમાશે. અ૦ ૧
અંતરમાની ટળે આપદા, પક્ષાપક્ષ ન[illegible] પાસે;
જગત નહિં જીવનમુક્તાને, વાચક [illegible] નાસે. અ૦ ૨
મસ્તકસાટે એ રસ સાધો, પ્રીત ન હોય પ[illegible]શે;
મનસાદેહ છે મોટું તીરથ, જે સમજે [illegible]શે. અ૦ ૩
નભુ નિરામય જે ઉર ભેદ્યાં, સદ્‌ગુરુ શબ્દને [illegible]શે;
[illegible]શે. અ૦ ૪

---

### પદ–રાગ સામેરી વા પંચમ.

સતસંગ કરતાં રે, ભવસાગર તરે રે,
નથી એનો બીજો કાંઇ ઉપાય;
સંતની સભામાં રે, પ્રશ્ન કાંઇ પુછીએ રે, મન૦ ૧
ઉત્તર આપે તો સંશે જાય. સત[illegible] ૨

પુછવાની રીતી રે, ભાઈ તુંજને કહું રે,
વીનય કરીને નમિએ પાય;
જગ શું ને હું શું રે, પ્રભુ તે શું હશે રે,
બંધ શું ને મોક્ષ તે કેમ થાય. સતસંગ૦ ૨
જીવ ઈશ માયા રે, એ તે શું હશે રે,
કૃપા કરીને કોહો ગુરુરાય;
નાશવંત તે શું રે, શું અવિનાસ છે રે,
જડ ચૈતન કેમ ઓળખાય. સતસંગ૦ ૩
જન્મ ને મર્ણ રે, કોહો કેમ છુટીએ રે,
દેહે ને હું જુદા કેમ સમજાય;
દેહ તે કેટલા રે, દેહી તે કોણ છે રે,
દેહાતિત તે કેમ કેહેવાય. સતસંગ૦ ૪
મુક્ત શાને કહિએ રે, કોને થાએ છે રે,
સંત થયા તે કેમ ઓળખાય;
મુક્ત થયા તેને રે, પછી કેમ ચાલવું રે,
નભુ સતસંગમાં એમ બોલાય. સતસંગ૦ ૫

---

## ઉપલાં પદનો ઉત્તર.

### પદ–રાગ સામેરી વા પંચમ.

અધિકારી પ્રત્યે રે, સંત એમ ઓચરે રે,
સાંભળ ભાઇ પ્રશ્નનો પરિહાર;
ઉપજે ને વણસે રે, જક્ત કહિએ તેહને રે,
તું તો તેને મારૂં એમ કેહેનાર. અધિ૦ ૧
પ્રભુ તો પ્રકાસી રે, જક્ત સર્વનો રે,
નાશવંત નામ ને આકાર;
જીવ સદા જીવે રે, માયા નવ ઓળખે રે,
બંધ મોક્ષ અજ્ઞાનનો વેહેવાર. અધિ૦ ૨
ચૈતન અવિનાસી રે, જડ જનમે મરે રે,
છુટે જ્ઞાનથકી અવતાર;
દેહે પડ્યો મુકી રે, સમણામાં માહાલિએ રે,
એ દેહથી જુદાનો વિચાર. અધિ૦ ૩

દેહ તો છે ચાર રે, દેહી એક એકમાં રે,
દેહાતિત ચીદઘન રાય;
દુખની નીવૃત્તિ રે, આનંદરૂપ છે રે,
એ સુખ આપોઆપ લેહેવાય. અધિ૦ ૪
મુક્ત થયો તેને રે, ચિન્હ કંઇએ નથી રે,
નથી તેને સાચો આ સંસાર;
નભુ સત દૃષ્ટા રે, દૃષ્ય મિથ્યા લહ્યું રે,
તે શેજે ઉતરચા ભવપાર. અધિ૦ ૫

પદ–રાગ સેવાડો અથવા પંચમ.

ભવાઇ ભજાવી હો, ભવમાં તે ભલી રે,
ફરિયો લક્ષચોરચાશી દેશ;
મોજને પામ્યો હો, તે મન ભાવતી રે,
ભવમાં વારૂ ભજાવ્યો વેશ. ભવાઈ૦ ૧
ગણેશ પધારચા હો, ઓચ્છવ જનમતાં રે,
મોતીડે તોરણ બાંધ્યાં દ્વાર;
હરખે હલમલ હો, વ્હાલાંને વધામણી રે,
વિચરચો આનંદ દિન દશ બાર. ભવાઈ૦ ૨
જુઠણ મુકયો હો, નજરો માંડતો રે,
પછે રમે રમત ફોકે ફોક;
જુઠો ને ઝઘડો હો, લવ જુઠી કરે રે,
બાળકનું બોલ્યું જુઠું કહે લોક. ભવાઈ૦ ૩
બીચાં લાવ્યા બીબી હો, પરણે પ્રેમથી રે,
જુવાનીમાં જોદ્ધો થઈ ફરે આપ;
અતીસેં વ્હાલી હો, લાગી આશકી રે,
આપે ગમતા ગમતા જવાબ. ભવાઈ૦ ૪
એમ ઘણો રહ્યો હો, ધારણ સહુ કરે રે,
અંતે રામદે રમનાર;
નૃત્ય થાય પુરૂં હો, જો નીત સંતથી રે,
જેનો હોય છેલ્લો અવતાર. ભવાઈ૦ ૫
સર્વ સ્હવારે હો, ભેળા થઇ જમે રે,
નથી રમવાનો વીચાર;

નારી નવ જાણે હો, રમતાં મનમાં રે,
એમ રહ્યો જ્ઞાની જાણણહાર. ભવાઈ૦ ૬
એમ જે ચેત્યો હો, ભવાઈ તેહેની ભજી રે,
પામ્યો મોક્ષ રૂપી મોજ;
સાક્ષી થઈને રે, નભુ એમ ખેલશે રે,
જેણે ગ્રહી ગુરુગમ ચોજ. ભવાઈ૦ ૭

---

પદ–રાગ મેવાડો અથવા પંચમ.

જે જન જાગ્યા રે, ધન તેનું જીવવું રે. ટેક.
ઉંઘ્યા તે મુંવા સરખા માન, સપનાની વ્યાધી રે;
તેને મટે નહીં રે, જ્યાં લગી નથી આતમજ્ઞાન. જે જન૦ ૧
અજ્ઞાનમાં ઉપજે રે, અસંભાવના રે;
તેણે વિપરિત ભાવના થાયે, પ્રમેય પ્રમાણે રે;
નિશ્ચે નવ થયો રે, તેથી સંશય નવ છોડાય. જે જન૦ ૨
ક્ષણું નવ બેસે રે, તે સતસંગમાં રે;
ત્યારે શ્રવણ કયાંથી થાય, શ્રવણ કરે તો રે;
મનન કરે નહીં રે, નિદધ્યાસે ચિત્ત ન જાય. જે જન૦ ૩
ઈશ્વર જાણે અળગો રે, નિશ્ચે હૂં જીવ છઊં રે;
બંધાયો છું કર્મને પાશ, ઈશ્વર તૂં કહિએ રે;
તો કંપે અતી રે, અનાદિનો છૂટે નહિં અધ્યાસ. જે જન૦ ૪
જીવ નથી જોયો રે, કેહે છે સાંભળી રે;
ઈશ્વર કહિએ તો કહે હું જોઉં, સીદ્ધિ કંઈ થાએ રે;
તો હૂં આત્મા રે, જોયા વના જીવપણું કેમ ખોઉં. જે જન૦ ૫
અજાણે બોલે રે, ગમ થાતી નથી રે;
જાણ કેછે જાણું હૂં સહુ ભેદ, જાણ્યું અણજાણ્યું રે;
ન થાયે વેગળું રે, જિવ થાયે શાસ્ત્ર પૂરાણ ને વેદ. જે જન૦ ૬
એમ અજ્ઞાને રે, જગ ઊંઘે સહુ રે;
તેમાં જાગે જવરલા કોય, નભુ બલિહારી રે;
જાગેલ જંનની રે, હરિ ગુરુ સંત કરુણા હોય. જે જન૦ ૭

---

### પદ-રાગ મેવાડો અથવા પંચમ.

અધિકારી પુછે હો, જાગ્યા કેમ જાણિએ રે. ટેક.
તેની શું ક્રિયા શું વિચાર, તે કેમ ચાલે રે;
દેહેધારી થઇ રે, તે શો આચરે આચાર. અધિ૦ ૧
જાગ્યા તેને જાણો હો, જાણ્યો જેણે આતમા રે;
અણુ એક ભાસે નહિં કંઇ અન્ય, દેહ પરમાણે રે;
તે ક્રિયા કરે રે, પ્રાલબ્ધ યોગે ચાલે તેહ. અધિ૦ ૨
વળી તે વિચારે હો, હરિ જીવ ના રહે રે;
હરિ હુએ મળે એ આચાર, અસંભાવના હો;
કંઇ ઉપજે નહિ રે, સંશય વિપરિતનો પરિહાર. અધિ૦ ૩
નામ રૂપ મિથ્યા હો, મનથી જાણિયું રે;
અસ્તિ ભાતિ પ્રિય હું ત્રીપુટીપાર, આકાશ જેવો રે;
અવલંબન વના રે, મિથ્યા મુજમાં ભાસ્યો આ સંસાર. અધિ૦ ૪
સેહેજ સ્વભાવે હો, વરતે વિશ્વમાં રે;
સુખ દુઃખ રહિત માન અમાન, અરિ મીત્ર નથી રે;
એ ઘરને વિષે રે, નહિં ત્યાં ધ્યે ધ્યાતા ને ધ્યાન. અધિ૦ ૫
શિષ્ય ગુરુ સ્વામી રે, ત્યાં સેવક નહિં રે;
નહિં ત્યાં થાપ ને ઉથાપ, સગુણ નિર્ગુણ રે;
સંશય ટળ્યો રે, જેણે જાણ્યો આપો આપ. અધિ૦ ૬
સુભાસુભ કર્મ હો, ત્યાં કેમ સંભવે રે;
જે થળ નહિં કર્તા કોય, નભુ બલિહારી રે;
જાગેલ જંનની રે, જેને ગુરુ સંત કરુણા હોય. અધિ૦ ૭

---

### પદ-રાગ મેવાડો અથવા પંચમ.

જગદીશ માંહે હો, જગતને જાણિએ હો;
જેમ જળમાંહે ભમરા લેહેર, નામ રૂપ મિથ્યા હો;
ભ્રમ પરમાણિએ હો, કલ્પિત જાણો પ્રીતિ વેર. જગદી૦ ૧
આપ અકર્તા રે, છું કર્તાથકો રે;
માથે તાણી લે કાં ભાર, અણછતો ઉભો હો;
થઈ અથડાય છે રે, સાચો માનીને સંસાર. જગદી૦ ૨
સમુદ્રમાંથી હો, જળ ઊંચૂં ચઢે હો;
વરસી નીચે ઢાળે જાય, તેને નદી કેહે છે હો;
તેમ જીવ જાણિએ હો, તે હરિસાગરમાંહે સમાય. જગદી૦ ૩

ભ્રમે ભૂલ્યો હો, નિજ સ્વરૂપને હો;
જાણે જીવ માયા ઈશ, નભુ કર નિશ્ચે હો;
શુદ્ધ વિચારથી હો, ભિન્ન નથી જક્ત ને જગદીશ. જગદી૦ ૪

---

પદ–રાગ મેવાડો અથવા પંચમ.

અનુભવ એહજ હો, હું છું આત્મા રે;
હું નહિ દેહ ઈંદ્રી ગુણવાન, પુરુષ પ્રકૃતિ હો;
હું કાંઈ નહિં રે, નહિ ત્યાં ધ્યે ધ્યાતા ને ધ્યાન. અનુભ૦ ૧
સ્વામી ને સેવક હો, નહિ મારે વિશે રે;
હુંમા નથી કાંઈ દ્વંદ, શ્રુતિ ને સ્મૃતિ હો;
સાચી સાખ દે હો, સુખ દુઃખ વિના નિજ આનંદ. અનુભ૦ ૨
એમ સમઝીને હો, શાંતિ સમુદ્રમાં રે;
જળ થઈ રેહે ધૈર્યગંભીર, પ્રાલબ્ધ જોગે હો;
વપુનું વરતવું રે, સુકું પત્ર ચલાવે સમીર. અનુભ૦ ૩
સંકલ્પ વિકલ્પ હો, મનનો ધર્મ છે રે;
હું તો છું સાક્ષી શુદ્ધ અસંગ, સ્ફટિક મણિમાં હો;
રંગ કાંઇ નથી રે, ભાસે ઉપાધિને સંગ. અનુભ૦ ૪
ધુમ્ર દેખાયે હો, નભમાંહે ભળ્યો રે;
તેને પરસે નહિં રે લગાર, કર્મ શુભાશુભ હો;
તેને નવ નડે રે, પુનરપી થાય નહિ અવતાર. અનુભ૦ ૫
જે એમ સમઝ્યા રે, તેને કરવું કાંઇ નહિ રે;
જે જન ઉતર્યા સલિતા પાર, નભુ નાવિકનું રે;
તેને શું કામ છે રે, એવો અનુભ આત્મ વિચાર. અનુભ૦ ૬

---

પદ–રાગ કાફી.

સીદ્ધાંતપદ સોધો રે, સરવે કાજ સરે;
પ્રાણને પરખોયો રે, મહાપદ માંહી ઠરે. ટેક.
મહાપદની મોટમ શી કહિયે, જ્યાં નહીં ગુણનો થાપ;
ધ્યે ધ્યાતા ને ધ્યાન નથી કોઈ, અખંડ આપે આપ;
વ્યાપક વીચારો રે, સમરણ કોણ કરે. સી૦ ૧
સ્મરણ લક્ષ તણો એ અનુભવ, આત્મા એથી પાર;
જડ ગયાનો હર્ખ શોક નહીં, તેમ પેહેલો થાય વીચાર;
ફરી નહીં તેવું રે, એમ જાણી લેજો પરે. સી૦ ૨

સ્વે સ્વરૂપાકાર થાતે, સાધન સરવે સમ્યું;
ઉપાધી અળગી થઈ પછે, એ રૂપ અરૂપમાં રમ્યું;
નભુપદ નીરખે રે, જો તે સ્થાનેક ઠરે. સી૦ ૩

---

પદ--રાગ કાફી.

ચીત નવ ચેત્યો રે, જોયું નહીં જાગી;
ઉપદેશ દે તો રે, તૃષ્ના નવ ત્યાગી. ટેક.
મોહો માયાના મદમાં છાકયો, થાકયો નહિં રે લગાર;
મારૂં મારૂં કરતો હીંડ્યો, સુત દારા પરિવાર;
કોઇ નથી તારૂં રે, ઉંધા અણુભાગી. ચી૦ ૧
ઓચિંતો ઉભો થઈ દોડ્યો, ચાલ્યો દેશ વિદેશ;
મનકપટ મુકયું નહિ લેશે, ન કાળક મુકી કેશ;
ધનને લોભે રે, લાલચ બહુ લાગી. ચી૦ ૨
સો મળ્યા તારે લાંખને ધાયો, લાખ મળ્યા તારે રાજ;
રાજ મળ્યું તારે થયો રાંધળો, ભક્તિ કીધિ ત્યાજ;
તોહે ભુખ તારી રે, ભુંડા નવ ભાંગી. ચી૦ ૩
એવે જન્મ અકારથ ખોયો, ભજ્યા નહિ ભગવંત;
જાતાં જાતાં રોવા લાગ્યો, જ્યારે આવ્યો અંત;
જન નભુ જાણી રે, તેં દુખ લીધું માગી. ચી૦ ૪

---

પદ–રાગ કાફી.

સંચિત પાસ્યો રે, સંત મળ્યા સુખકારી;
વેદના તો વાસ્યો રે, ભૈશજ મળ્યાં ભારી. ટેક.
અનુભવ ઔશદ આંખે આંજ્યું, પાડી બ્રહ્મમાં ભેળ;
આનંદનીધિ આપે ઓળખાયા, તો રૂડી રંગની રેલ;
એવા ઉદધિમાં રે, જેમ બુડકી મારી. સં૦ ૧
મીન થઈને મીનને દેખે, નિશ્ચે ન રોકે નીર;
સામે પૂરે હરિજન ચાલે, એમ ધારણ દીધી ધીર;
નીર સમ ભાળ્યું રે, વરત્યું નભ વારી. સં૦ ૨
શબ્દ આગળ સુરતા ચાલી, લય પામી થઈ લક્ષ;
કરોળિયાની જાળ વત, વણુ ચાવે કીધી ભક્ષ;
પીવને પીછયો રે, બીજવંત બળધારી. સં૦ ૩

દયા કરી દર્પણ દરસાવ્યું, ત્યારે દેખવાપણું થયું દૂર;
સાગરમાંહે ભળિ જઈ સલિતા, પ્રેમતણું ચડ્યૂં પૂર;
અનહદ મધ્યે રે, સુખ શેરી સારી. સં૦ ૪
બાહ્યાભ્યંતર ભીંત ભાંગી ને, મૃગતૃષ્ના વૈભોગ;
ભાસે છે તે નહિમાં ભાળ્યું, ચંદ્ર બે કરજોગ;
રોગ નાખ્યો રેલી રે, નભુ એ તો ઉપકારી. સં૦ ૫

---

## પદ–રાગ કાફી.

અનુભવિ વિરા રે, ધીરા થઈને ધ્યાન ધરો;
ભેદ સતસંગે રે, મળે તે સ્થાને ઠરો. ટેક.
મૂળ પવનનું લયમાં જાણો, મન પવનથી થાય;
મન રૂદે આકાસે વાયુ, શબ્દ અંકુર પરાય;
જાએ સહુ સંશે રે, સંતનો સંગ કરો. અ૦ ૧
નાદ બ્રહ્મ ને બિંદુ માયા, મધ્યે મિથ્યા જીવ;
પૂરણ પ્રગટ પ્રકાશ ચૈતન, સદા અખંડિત શીવ;
બીજો નવ બોલે રે, કોણ કહે હરોપરો. અ૦ ૨
પીંડ પડે ત્યારે જીવ શીવ તે, ન આવે ન જાએ;
વાયુનો વંટોળિઓ તે, સેઝે સેઝ સમાએ;
નાદ બિંદુ મારુત રે, જીવ શિવ એક નરચો. અ૦ ૩
આત્મજ્ઞાને એજ અલેખ, લે લક્ષાલક્ષની પાર;
લાંબો ચોડો ને રંગે રૂપે, કોહો કેમ કહિએ કિરતાર;
નભુ નથી ઉણો રે, બ્રહ્મદથી સભરભરચો. અ૦ ૪

---

## પદ–રાગ કાફી

સદ્ગુરૂ સ્વામી રે, સંતજન સુખકારી;
અંતરજામિ રે, સુણો વિનતી મારી. ટેક.
સ્થુળ સુક્ષમ કારણ મહાકારણ, જીવ ઇશ અજ બ્રહ્મ;
કોણ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ કોણ, શું ક્રિયા કાર્ય ને કર્મ;
મર્મ મુખ ભાખો રે, ભેદ જેનો ભારી. સદ૦ ૧
અસ્તિ ભાતિ ને પ્રિય તે શું, શું ધ્યેયે ધ્યાતા ને ધ્યાન;
સદ ચિદ ને આનંદ તે શું, શું જ્ઞે જ્ઞાતા ને જ્ઞાન;
સાને કેમ સમઝૂં રે, મૂઢમતિ મારી. સદ૦ ૨

ચારે અંતઃકરણ ને દશે ઇંદ્રી, પંચ તત્વ સે વાન;
ચારે વાણી ને ચાર અવસ્થા, કાં હશે તેનાં સ્થાન;
જ્ઞાન તેનું આપો રે, નિજ અંકિત ધારી. સદ૦ ૩
લેખ લખ્યા વના અલેખ ન લાધે, તેથી પૂછ્યું મહારાજ;
શ્રૃષ્ટી કહિ સંધાર બતાવો, જેથી સીજે કાજ;
દાઝ ત્રીવીધિની રે, સીંચો કરુણા વારી. સદ૦ ૪
એ સર્વેથી પાર અકર્ત્તા, જાંહાં નહિ પક્ષાપક્ષ;
જહદાજહદ લક્ષણા કરીને, આપો તેહેનો લક્ષ;
દક્ષ કરી દાખો રે, સુધ વાણી સારી. સદ૦ ૫
પરમારથ પદ આ ભવમાં પ્રભુ, તમ વિના નહિં કોય;
નભુ નિરભેપદ તમ કરુણામાં, જીવદશાને ખોય;
અવિચળ વાણી રે, જાવું બલિહારી. સદ૦ ૬

---

પદ–રાગ કફી.

શિષ્ય તું સાંભળ રે, ધૃડ સંધ્યા આણી;
મહાપુરુષની રે, નહિં મિથ્યા વાણી. ટેક.
સ્થૂળ ચોવિસનું સત્તર સુક્ષમ, કારણ સેવે લીન;
મહાકારણ તે સાક્ષી સૌનો, અનુક્રમને આધિન;
જીવ ઇશ માયા રે, બ્રહ્મપદ લે માણી. શિષ્ય૦ ૧
ક્ષેત્ર ક્રિયા ક્ષેત્રજ્ઞ કર્ત્તા, કર્મ કારજ પ્રકાર;
અસ્તિ બીજ ને ભાતિ અંકુર, પ્રિય તરૂ વિસ્તાર;
સદ ચિદ આનંદ રે, અનુભવ લે જાણી. શિષ્ય૦ ૨
ધ્યે ધ્યાતા ને જ્ઞે જ્ઞાતા, તે જાણો એક અપાર;
ચાર અંતઃકરણ અનુભવો, તે મન બુદ્ધિ ચિત અહંકાર;
પૃથ્વિ નભ વાયુ રે, અગ્નિ અપ લે પ્રાણી. શિષ્ય૦ ૩
અક્કેક તત્વની બબ્બે ઇંદ્રી, એક કર્મ એક જ્ઞાન;
પરા પશ્યંતિ મદ્યમા વૈખરી, નાભિ રૂદે કંઠ દૃગ સ્થાન;
સાંખ્ય શાખ દેછે રે, નિશ્ચે કરી જો નાણી. શિષ્ય૦ ૪
લેખ કહિએ સર્વે શ્રૃષ્ટી, પાછા વળે સંધાર;
અકર્ત્તા એ પાર અનોપમ, વાણી રહિત વિચાર;
લક્ષ કરિ ત્યાગો રે, ઓળખ એધાણી. શિષ્ય૦ ૫

પૂરણ પ્રગટ પ્રકાસમય, ચૈતન બ્રહ્મ અપાર;
નભૂતો ન ભવિષ્યંતિ, તાં નહિં થાપ ઉથાપ;
આપ અખંડિત રે, નહિં વૃદ્ધી હાણી. શિષ્ય૦ ૬

---

### પદ-રાગ કાફી.

પ્રશ્ન કેરો ઉત્તર રે, જડે સતસંગ કરે;
જ્ઞાની મુનિ પંડિત રે, પામે ધ્યાન ધરે. ટેક.
થયું નથી તો થાપ કાંહાંનો, કેમ પરઠે માબાપ;
જે કહિએ તે કલ્પિત દીશે, જહાં અખંડ આપેઆપ;
વ્યાપ કહી વરાંસે રે, એ તો પરપંચ પરે. પ્રશ્ન૦ ૧
કામ ક્રોધ મોહ લોભ દૈત એ, હરિ લે બુદ્ધિનો ભાગ;
જાણવાપણું પછે સોધ્યું ન જડે, પામે નહિ પોતાનો થાગ;
મીન રૂપે થઈને રે, મૂળગે થાંને ઠરે. પ્રશ્ન૦ ૨
લાખાથહુ લખ જક્ત સાથે, જ્યાં સુધી ન થયું જ્ઞાન;
બાવન અક્ષરની ઓટ ટાળી જ્યારે, જાણ્યું ભવિષ્ય વર્ત્તમાન;
પાંચે પિંડ પાંડવ રે, એમ થયે ઉગરે. પ્રશ્ન૦ ૩
રામમંત્ર પ્રગટ પેખ્યો ત્યારે, બંધાઈ સેઝે સેત;
રાઢો રાવણ રણમાં રોળ્યો, ઉતરી સેન સમેત;
અધ્યાત્મ વિચારો રે, નભુ તેથી કાજ સરે. પ્રશ્ન૦ ૪

---

### પદ-રાગ કાફી.

અનુભવી અવસર છે રૂડો રે, રામ ભજો;
અંતર વિચાર કરિજો ઉંડો રે, રામ ભજો. ટેક.
નાના વિધના નામ રૂપથી, જક્ત ભેદ બહુ ભાસે;
સતસંગથી સંશય ગત થઈ, સમજાશે ઉંડો આશે રે. રામ૦ ૧
ઘણા કાળનો વહીવટ તેથી, વિશય ઘણેરો વહાલો;
સ્વાદ જડે તો રામ વના કોઈ, ઠામ ન દીસે ઠાલો રે. રામ૦ ૨
જળ તરંગ કંચનમાં ભૂષણ, મૃત્તિકામાં ઘટ જેવો;
લોહોમાં શસ્ત્ર વસ્ત્ર સુતરમાં, રામ રમે છે તેવો રે. રામ૦ ૩
રામ થઈને રામ સમરતાં, ભેદ ભાવના જાશે;
નભુ નિરલેપદ સદગુરુ ચરણે, રામ સ્વતંતર થાશે રે. રામ૦ ૪

---

### પદ-રાગ કાફી.

ભજ ભાવે અંતરજામિ રે, સાચી કહું છું. ટેક.
જીવડલા તારી જીવદશા એથી જાશે,
સચ્ચિદાનંદ થાશે રે. સાચી કહું છું. ૧
સાથી રે મારા જીવ ઈશ્વર ને માયા,
એ ત્રણે એકજ જાયા રે, સાચી૦ ૨
સંતો રે જુઓ બાપ બેટિએ જાયા;
તેને પરણી ધણી કેહેવાયા રે. સાચી૦ ૩
સંતો રે એ સાંન ગુરુની જાણે,
તે સુખ સાગરમાં માણે રે. સાચી૦ ૪
સંતોરે જેની સંશય ગ્રંથી છુટી,
અહંતાની સાંકળ તુટી રે. સાચી૦ ૫
ભાઈઓ રે તારે કર્મની લેહેર સમાણી,
નભુ વિરામ ચારે વાણી રે. સાચી૦ ૬

---

### પદ-રાગ કાફી-તાલ હંસ.

ગુણ જાણે જંબુરો ગારૂડી, તારી ખેલવા કેરી ખાંતને રે;
તેં તો વેદનું ડાક વજાડિઉં, ભાંગી ભ્રમણતાની ભ્રાંત રે. ગુણ૦ ૧
વાદી મિથ્યા તારી મોરલી, માંહે મોહનવિદ્યા મંત્રરે;
તને જાણે જંબુરો બાળકો, તુંથી શિખેલો બાધા તંત્ર રે. ગુણ૦ ૨
બબુતર કરચું તેં કારમું, તેને બોલાવે ધરી કાનરે;
ત્રણે ગુણના ગુટકા ચલાવે, દરશે ને થાએ અંતર ધ્યાન રે. ગુણ૦ ૩
સંચિત દોરીએ લંગુર સાંકળ્યો, તેને ભણાવ્યો છે ભેદરે;
બાજી રમત ભવ બજારની, જુવે વીધિ ને નિખેદ રે. ગુણ૦ ૪
આપ્યો ચીતરો મારા હાથમાં, કરડો દેખિતો વિકરાળ રે;
ગ્રહ્યો જેમ કંઈ કર લુગડું, લહ્યો લેખ દોરીનો ખ્યાલ રે. ગુણ૦ ૫
જગત નરને એહ આંકડો, દુધે પટ દીધા દસ બાર રે;
નીચે અગ્નિ કીધો ક્રોધનો, પુલ્યાં પુલડાં તેણી વાર રે. ગુણ૦ ૬
કાયા કાંકરાનું ધન દાખવ્યું, કાચું માનવા કેરે કાજ રે;
સ્વે સંતકેરી સંજ્ઞાનું કીધું, કાગળ કેરૂં આગ રે. ગુણ૦ ૭
રમનારો રાજા થઈ રીઝ્યો, કરચું મોજ આપવાનું મંનરે;
વસ્તુ દીઠી નહિ કૈં વેગળી, ધારી કહું જંબુરા ધંનરે. ગુણ૦ ૮

હેવા ખેલ અનેરા આચરે, જન હરિના જાણનાર રે;
નભુ રંક બિચારો શું લહે, જેની મતિમંદ ગુમાર રે. ગુણ૦ ૯

---

પદ-રાગ સોરઠ.

હું તો બલિહારી, અનુભવિયા જન જાગીયા રે. ટેક.
સુકૃત સફળ થયું આ ભવમાં, તે નહિ આવ્યા ત્રીવીધિના દવમાં;
કર્મતણા કાદવ સર્વે તેણે ત્યાગીયા રે. હું તો૦ ૧
વ્યાપીક વીશ્વ પ્રકાશીક પુરણ, ચીનાનંદ સચરાચર પુરણ;
ચૂરણ સદગુરુ શબ્દતણા શર જેને વાગીઆ રે. હું તો૦ ૨
વીધી નીખેદ નહીં જે સ્થળમાં, જેમ મીઠું પેઠું જઈ જળમાં;
નભુ એ કળમા ભવબંધન ભય ભાંગીઆં રે. હું તો૦ ૩

---

પદ-રાગ સોરઠ.

આવો અનુભવિઆ સંતો, સતસંગત કીજિએ રે. ટેક.
સતસંગતથી સંશે ટળશે, આ દેહે અવિનાસી મળશે;
મનસાનો લાખેણી લાવો લીજિએ રે. આવો૦ ૧
જગ જુઠું સાચું નહિ માને, નંગસુ નંગ અફાળો સાને;
દેસી વણ તેને દિલડું નવ દીજિએ રે. આવો૦ ૨
સાચા જન તે સાચું લેસે, જુઠા ઝખમારીને રેશે;
ખોટા સાથે ખાંત કરી નવ ખીજિએ રે. આવો૦ ૩
પ્રેમ ધરી પરમોધ જ કરિએ, સોધી સાર રૂદેમાં ધરિએ;
બુદ્ધિહિણે બકવાદે મન નવ બીઝિએ રે. આવો૦ ૪
સતસંગતનો મહિમા મોટો, જુગમાં બિજો ના મળે જોટો;
માટે નભુ પ્રેમ સુધારસ પીજિએ રે. આવો૦ ૫

---

પદ-રાગ સોરઠ.

જગ સહુ જુઠું લાગે, જો જાગી વીચારિએ રે. ટેક.
નહીં મારાં તેને કેહે મારાં, તોળી જો એ સાથી તારાં;
સારાં નરતાં નેહ ધરી નિરધારિએ રે. જગ૦ ૧
નહિં નામ ત્યાં નામ ઠરાવ્યાં, સ્વર્ગ નર્ક કહી મંન ડરાવ્યાં;
પરને કહે મોહો મમતા મારિએ રે. જગ૦ ૨

ચેલો ધન દારા સુત માગે, ગુંરુ કેહે ભેટ ધરો મુજ આગે;
એવાં આશ્ચર્ય દેખીને મન હારિએ રે. જગ૦ ૩
સાચો સોમાં એક જવરલો, વ્યાપક રામ લખે કોઇ વિરલો;
નભુ સરણાંગત કારજ સારિએ રે. જગ૦ ૪

---

### પદ—રાગ સોરઠ.

જગ સહુ મિથ્યા ભાસે રે, જાગીને જોતાં. ટેક.
જગ સહુ મિથ્યા ભાસે, અજ્ઞાન તીમિર નાસે;
ખટ અરિ સેહેજે ત્રાસે રે. જાગિને૦ ૧
મૃગજળ રજ્જુ અહી, સુક્તિમાં રજત નહીં;
થંભે ચોર ભ્રાંતિ લહિ રે. જાગિને૦ ૨
નિલતા આકાશ માંહી, જળ માંહે તરુ ઝાંઇ;
એમ જગ સાચું નાહીં રે. જાગિને૦ ૩
સદ્‌ગુરુ સાચા મળે, અજ્ઞાન દૂર પળે;
જીવ ઇશ ભેદ ટળે રે. જાગિને૦ ૪
નભુ જેણે જોયું જાગી, નામ રૂપ ભ્રાંતી ભાંગી;
તુંહી તુંહી તાળી લાગી રે. જાગિને૦ ૫

---

### પદ—રાગ સોરઠ.

આપે આપું ઓળખાણું રે, આતમ દરશી. ટેક.
આપે આપું ઓળખાણું, રાત મીટી હવું વહાણું;
જાણવુંતું તેજ જાણ્યું રે, આતમ દરશી. આપે૦ ૧
મહાવાકય અર્થ જાણ્યો, વાચ્ય લક્ષે વખાણ્યો;
લક્ષણાએ પરમાણ્યો રે, આતમ દરશી. આપે૦ ૨
જહદથી જીવ રોધ્યો, અજહદે ઇશ સોધ્યો;
આરીપદે એક બોધ્યો રે, આતમ દરશી. આપે૦ ૩
જીવ ઇશ વાચ્ય ત્યાગી, લક્ષ અર્થે જોયું જાગી;
દ્વૈત કેરી ભ્રાંતી ભાંગી રે, આતમ દરશી. આપે૦ ૪
વીધિમુખે વિશ્વ ગતી, નિખેદે ન રહ્યું રતી;
નભૂતો ન ભવિષ્યતી રે, આતમ દરશી. આપે૦ ૫

---

### પદ-રાગ જંગલો-પંજાબી.

કાચી કાયા વે, વણસતાં વાર ન લાગે. કાચી૦ ટેક.
કાચી કાયા વારી વે, કાચનો શીશો; ઠોકર લાગે ભાગે. કાચી૦ ૧
સત સહસ્ત્ર કલ્પ જુગ જીવે, હેવી વણસી આગે. કાચી૦ ૨
તોહે મુરખ તું કાંઇ નવ ચેતે, ઝબકી સેં નવ જાગે. કાચી૦ ૩
નભૂ નઠોર થયો કાંહાં પ્રાણી, તૃષ્ણા સેં નવ ત્યાગે. કાચી૦ ૪

---

### પદ-રાગ રામગ્રી.

ભાઇઓ રે ભવનો ભય ભાંગ્યો, અનુભવ અર્ક ઉદે થયો;
નિદ્રાથી જાગ્યો. ભાઇ૦ ૧
ત્રીવિધ તાપ સમી ગયા, જાગીને જોતે;
પ્રગટ પ્રકાશી રહ્યો, પૂરણાનંદ પોતે. ભાઇ૦ ૨
મંત્રે માધવ ઓળખ્યા, રૂપે જાણ્યું નામ;
નામરૂપ થયાં એકઠાં, ચિતનો વિશ્રામ. ભાઇ૦ ૩
તે પદ પામવા કારણે, જોગ જપ તપ કરિએ;
જેમ જન કોઇ તીરથ કરે, તેમ ચોરચાશી ફરિએ. ભાઇ૦ ૪
એમ ફરતામાં ફેરો ફળ્યો, મળ્યા સંત ઝવેરી;
હસ્તામળ દેખાડિયા, સમી અનંત લેહેરી. ભાઇ૦ ૫
સમાધાન ચિતનું થયું, આવી સેજ સમાધી;
બળવંતો છે બોલતો, ભાળ તેની લાધી. ભાઇ૦ ૬
સોહિએ સાતમી ભોમિકા, મારા નાથની મેડી;
સુરતા સખી ને નિવૃત્તિ, ગઇ છે તાંહાં તેડી. ભાઇ૦ ૭
અખંડ વિહાર હમે કરચો, રમતાં રસ જામ્યો;
હરિ ગુરૂ સંત કૃપાવડે, નભુ એ પદ પામ્યો. ભાઇ૦ ૮

---

### પદ—રાગ રામગ્રી.

સંતો રે સેઝનું ઘર સાધો, જે ઘરમાં સુખ દુખ નહીં;
સઉ અળગી ઉપાધો, સંતો રે સેઝનું ઘર સાધો. સંતો રે૦ ૧
સંતો રે જુગમાં કોઇ જાણે, મરજીવ્યા થઇને રેહે;
તે મહારસ માણે. સંતો રે૦ ૨
સંતો રે સઉ સંશે ટળતાં, અગમ પંથને અનુસરે;
બ્રહ્મમાંહે ભળતાં. સંતો રે૦ ૩

સંતો રે હંસસાથે હળિએ, શબ્દસંગાથે ચાલતાં;
નિસાંને ભળિએ. સંતો રે૦ ૪
સંતો રે નિસાન નિહાળ્યું, જેમ મચ્છ સમુદ્ર વીશે;
નીર આકાસ ભાળ્યું. સંતો રે૦ ૫
સંતો રે વાસનાલિંગ ગળતાં, કર્મ કાંઇ નવ ઉગરે;
જ્ઞાનઅગ્નિમાં બળતાં. સંતો રે૦ ૬
સંતો રે રૂડી સેજસમાધી, નભુ નિરાલંબ આળસુ;
સુતો સુખની ગાદી. સંતો રે૦ ૭

---

### પદ—રાગ વસંત.

આજ વસંત અનોપમ સજની, સંતસમાગમ કીજે;
પ્રેમભક્તિની કુંપળ પ્રગટી, જોઇ અનુભવિ રીજે. આજ૦ ૧
શ્રુતિ મહાવાકય શબ્દના કેશુ, અંતર અધર ભીજે;
અબીલ ગુલાલ અભિમાન ઉરાડો, દરસ પરસ સુખ લીજે. આજ૦ ૨
ફગવા મેવા લક્ષ અનુદીન, અદ્વૈતથી મન ધીજે;
નભુ વસંત સંત અવિનાસી, મળતે કારજ સીજે. આજ૦ ૩

---

### પદ-રાગ વસંત.

શ્રુતિના શબ્દ વિચારો રે સંતો, સંશય સઘળા જાએ;
અહં બ્રહ્માસ્મી તત્વમસી પદ, અનુભવતાં સુખ થાએ. શ્રુતિ૦ ૧
પ્રજ્ઞામાનંદ બ્રહ્મ અયં સો, વાકય વેદ ઉચ્ચાર;
એ ચારેનો અર્થ એક છે, ચૈતન વાણી પાર. શ્રુતિ૦ ૨
ચાર વાકયનો પોશક પૂરણ, તે તૂં તૂં તે એકે;
નભુ નિરણે કરી સંત બતાવે, ચારે વેદને છેકે. શ્રુતિ૦ ૩

---

### પદ-રાગ વસંત.

અનુભવિ આવો ને વસંત વધાવો, ગાઓ ગુણ ગોવિંદતણા;
જ્ઞાન ગોષ્ટિ પ્રશ્નોત્તર કરતાં, થાએ અંગ આનંદ ઘણા. અનુ૦ ૧
પરાપારથી પોખે પ્રાણપતિ, અંકોર થાયે પરાયે;
પશ્યંતિએ થઇ મધ્યમા આવે, તે બળ ઘાટ ઘડાયે. અનુ૦ ૨
ઉત્તમ મધ્યમ શબ્દ અનોપમ, વૈખરિએ વેરાયે;
તે વાણીમાં કેમ આવે વાહાલો, શબ્દાતિત સદાયે. અનુ૦ ૩

દેહથી પર ઇંદ્રિ ઇંદ્રિથી પર મન, મનથી પર ધીશાણાયે;
તેથી પર પુરણ પરાત્પર, મનથી કેમ કળાયે. અનુ૦ ૪
દ્રશ્ય પ્રપંચ નામ રૂપાદિક, કલ્પિત કરી શ્રુતિ ગાયે;
કલ્પિતમાં કૈવલ કેમ આવે, કીર્ણે રવિ ના કળાયે. અનુ૦ ૫
સાને સમઝે તે નર સ્યાણા, ઇસારતે ઓળખાયે;
નભુ લીલા નટવરની નીરખી, હૈડે તે હરખાયે. અનુ૦ ૬

---

પદ–રાગ હુમાર.

આનંદ સાગર ઉમગ્યો, હો મેરે પ્યારે;
અવિનાસી પદ ઓળખો, હો મેરે પ્યારે.
જેનો છે સતસંગ દેશ, અવિનાસી પદ ઓળખો. હો૦ ટેક.
અજર અમર પદ હરિજન પામ્યા, વેદ શાસ્ત્ર એમ ગાય; બલજાઉં.
એક એકથી અધિકું જીવે, આખર ઘાટ ભાંગી જાય. અવિ૦ ૧
જળ પૃથ્વિ વાયુ ને અગ્નિ, એક એકમાંહે સમાસ; બલજાઉં.
અનુભવ કરતાં આતમ ચીનો, એક ન ભાંગે આકાસ. અવિ૦ ૨
તે આકાસ થકી આઘેરૂં, અજર અમર પદ એક; બલજાઉં.
ઉતપત નહિં તો નાસ કહાંથી, એમ છે વસ્તુ વિવેક. અવિ૦ ૩
જાંહાં નહિં અગ્નિ ચંદ્ર રવિની, જોતતણો પરકાશ; બલજાઉં.
એ ત્રણેનો પ્રકાશિક પૂરણ, સંતે તહાં કિધો નિવાસ. અવિ૦ ૪
નામ રૂપ ઉપન્યા તે વણસે, જેમ લેહેરીનુ નીર; બલજાઉં.
ઉંડું આપ વિચારી જોતાં રે, સાગર ઘેરગંભીર. અવિ૦ ૫
મહાપદની મોટમ શી કહિએ, ન લહે વાણી વિચાર; બલજાઉં.
નભુ નિમિત્ત દેહ પાંચેથી, પ્રીછવું વિના પ્રીછનાર. અવિ૦ ૬

---

પદ–રાગ હલારી.

અનુભવ આપમાં આપનો, નથી બળ બીજાનું;
સતસંગતમાં સોધતાં, જડે સુખ સીજાનું. અનુ૦ ૧
અવ્યક્તથી નભ ઉપન્યું, થયો નભથી વાયુ;
તેજ થયું મારૂતથી, તેજે જળ ઉપજાયું. અનુ૦ ૨
જળથકી પૃથ્વી થઈ, એ પાંચ પ્રમાણો;
પરમાણું એ પાંચનું, જુગતેથી જાણો. અનુ૦ ૩
અવ્યક્તથી આકાસમાં, વિચર્યો જે વાયુ;
વાયુથી ધુન ઉપની, ધુને પ્રણવ ઉપાયું. અનુ૦ ૪

અવ્યક્તથી પોષણ કરયું, પરાએ બીજ લેખું;
પશ્યંતિએ થઈ મધ્યમા, વૈખરીએ દેખું. અનુ૦ ૫
નિજ મનથી મન ઉપન્યું, મનથી ચિત ચાલ્યું;
ચિત થકી અહંકારને, બુદ્ધિએ ઝાલ્યું. અનુ૦ ૬
શબ્દ વાયુના સ્પર્શનો, રૂપથી રસ રેલું;
રસથી ગંધ ઉપાવિઉં, એક એકમાં ભેળું. અનુ૦ ૭
ચૈતનથી માયા થઇ, માયાથી ઇશા;
ઇશ્વરથી જિવ પરઠિયો, એ દેહેનો ધીશા. અનુ૦ ૮
એમ સમૃદ્ધિ શ્રષ્ટિની, સચરાચર વાસ;
નભુ નિરંજન સર્વમાં, ચૈતંન પ્રકાસ. અનુ૦ ૯

---

### પદ–રાગ હલારી.

અનુભવિ ઓળખ આપને, એ છે અભર ભરેલો રે;
જેમ જળ પાત્ર તુશારથી, ભાસે ભિન્ન ઠરેલો રે. અનુ૦ ૧
ઘટ પટ મઠ વત ઘાટમાં, એમ બાહેર એવો રે;
સદ ચિદ મણિગણ સૂત્ર છે, એમ આનંદ એવો રે. અનુ૦ ૨
ઈંદ વીધુ અરણવ નીખે, પીલશે ને વિલાએ રે;
કિયો મટ્યો ને કિયો થયો, નિશ્ચે નવ કેવાએ રે. અનુ૦ ૩
અણચિંતો ઉભો થયો, હું માહારૂં કેહેતો રે;
તું નથી તો કયાંથી તાહેરૂં, નભુ સેં નથી લેહેતો રે. અનુ૦ ૪

---

### પદ–રાગ હલારી.

પાત્ર વિના રસ કેમ ઠરે, કરો કોટિ ઉપાએ રે;
કીટ વિના અન્ય જંતુની, ભમરી નવ થાએ રે. પાત્ર૦ ૧
સ્વાતી વરસે સર્વમાં, છીપે મોતી જામે રે;
કપુર કેળ ઉસ ખારમાં, વિખ અહિમુખ ઠામે રે. પાત્ર૦ ૨
પ્રેમ વિના પામે નહીં, તે તો શિશને સાટે રે;
સંત ચઢે કોઇ સૂરમા, એવી વસમી વાટે રે. પાત્ર૦ ૩
ચિત ચંચળ સઘળે ભમે, અણઘટતું કરવા રે;
સાચા વિના શા કામનું, કાણું તુંબડું તરવા રે. પાત્ર૦ ૪
પાત્ર બને સતસંગથી, સદ્‌ગુરુની સેવા રે;
નભૂ નિશ્ચે કરી માનજે, તે કરે આપ જેવા રે. પાત્ર૦ ૫

---

### પદ–રાગ હલારી.

ચેતને ચેત અભાગિઆ, આવ્યો છે આરો રે;
મુનસા દેહ મોટો સમો, ભાઈ સેં ન વિચારો રે. ચેત૦ ૧
ફરી ફરી તૂંને નહિ મળે, અલ્યા હાવું ટાણું રે;
અવસર સેં નહિ ઓળખો, કાલે આવશે આણું રે. ચેત૦ ૨
જોતામાં જળ વહિ જશે, મૃગતૃષ્ના જેવું રે;
પાછળ પસ્તાવો થશે, આગળ છે હેવું રે. ચેત૦ ૩
કર સતસંગત હરિ કથા, જેથી સંશય ભાંગે રે;
સમણાનું સુખ શું કરે, જારે ઝબકીને જાગે રે. ચેત૦ ૪
મુરખના મનડાંતણી, મમતામાં માણે રે;
નભૂ નિરંજન નાથને, જગ વિરલા જાણે રે. ચેત૦ ૫

---

### પદ–રાગ હલારી.

દેસી મળે દિલડાં મળે, વણ દેસીને શું કહિએ રે;
સાચું કેહે અવળું ભજે, તેથી વણ બોલ્યા રહિએ રે. દેસી૦ ૧
પાછા વળ્યા નર દેખશે, આગળ આડ છે ઝાઝી રે;
વાણીની જાળે ઘુંચાઇ રહ્યો, કર્મ ફળે થયા રાજી રે. દેસી૦ ૨
સાચા જુઠાનો સાંસો પડે, તેથી મૂળ ન જાણે રે;
મન મુકી વડતા ફરે, મત પોતાની તાણે રે. દેસી૦ ૩
સંશે નાગે ડંસ્યા ફરે, તેથી જરણ ન થાએ રે;
નભૂ કેહે મનડતાણી, તેસું કેમ કેહેવાએ રે. દેસી૦ ૪

---

### પદ–રાગ હલારી.

વસ્તુ હમારા દેશની, વ્હાલી લાગે તો વ્હોરો રે;
સાચું બોલે ગમશે નહીં, આ છે પાપનો પોરો રે. વ૦ ૧
કાગ કરમને મુકે નહીં, કોટી કરિએ ઉપાયે રે;
અંતર મેલ ટળ્યા વિના, કેમ હંસલા થાયે રે. વ૦ ૨
ખબુતર ઊંચું ચઢે, દષ્ટી કુવાની માંહે રે;
કાચ મંદિરમાં કુતરૂં, દેખે પોતાની છાંએ રે. વ૦ ૩
આપું મટ્યા વિના આપને, ઘણું દેખે છે દુર રે;
દેહતણા અભિમાનમાં, ભોળવાયો છે ભુર રે. વ૦ ૪

ફરી ફરી મરે ને અવતરે, તોએ લાજ ન આવે રે;
પાછું ફરીને જુવે નહીં, તેથી ફેરો ન ફાવે રે. વ૦ ૫
એવળો જઇને ઉભો રહ્યો, ચોથે ઘર વાસ રે;
નભૂ નિમિત્ત મટી ગયો, થયો પોતે પ્રકાસ રે. વ૦ ૬

---

પદ–રાગ હલારી.

જરણના પ્યાલા જેરવે, કોઇ વિરલા જોગી રે;
ગુરુકરુણા જેને હવી, તે એ રસના ભોગી રે. જ૦ ૧
વાણીના વાદ વીલાસમાં, લક્ષાંસ ન થાયે રે;
અનુભવ આપ કરચા વિના, જુઠે જક્ત પસ્તાએ રે. જ૦ ૨
સીપ સ્વાતી જળ લેઇને, મહાનીધિએ જાએ રે;
મુક્તાફળ રૂડાં બને, ઘણે મૂલે વેચાએ રે. જ૦ ૩
સંતતણી એ સાનમાં, કોઇ સમજે શાણા રે;
નભૂ નિરંજન ઓળખો, જાણી થાઓ અજાણ્યા રે. જ૦ ૪

---

પદ–રાગ હલારી.

વિરલા કોઈ વેણમાં વેધાણા, વિરલા કોઈ વેણમાં વેધાણા;
જુઠામાં તે ન બંધાણા. વિ૦ ટેક.
વર્ણાશ્રમના ધર્મ કરી કરી, કેટલા વ્હવાણા;
ધનને હિંડે દોડતા રે, અજ્ઞાની અટવાણા. વિ૦ ૧
કામના આ લોક ને પરલોકની, ગાઇને ઘુંચાણા;
કાળ લેશે ખણ એકમાં ઝડપી, જેમ જીવને સિંચાણા. વિ૦ ૨
મોક્ષને કાજે સાધન સાધે, શીખે થઈ શાણા;
સીદ્ધ થઇને જગને લૂટે, એ લોભમાં લપટાણા. વિ૦ ૩
કરવું તેને કાંઈ રહ્યું નહીં, જે ખોળતાં ખોવાણા;
નભૂ આપે આપને ઓળખી, સમઝી સમાણા. વિ૦ ૪

---

પદ–રાગ હલારી.

જાગ્યા તેણે ઝબકી જોવાણું, ખોટું ખરૂ ખોળતાં ખોવાણું;
જાગ્યા તેણે ઝબકી જોવાણું. ટેક.
વર્ણાશ્રમના ધર્મ વિયોગતે, પાળ્યા આણી પ્રીત;
વિવેક સાધન પ્રગટ્યું સેજે, જાણ્યું નિત્યાનિત્ય. જા૦ ૧
ત્રણે દોશને જાણતાં સેજે, થયો વૈરાગનો જોગ;
આલોક ને પરલોકના ભાળ્યા, કાગ વિષ્ટા સમ ભોગ. જા૦ ૨

સમ રહ્યું મન સાંતમાં ને, દમીઓ ઈંદ્રી દસ;
ઉપરતી થઈ આપથી, વરતી ચૌદે પોતાને વસ. જા૦ ૩
તીતિક્ષા સુખ દુઃખ સહીને, નિત કરચો સતસંગ;
શ્રદ્ધા ગુરૂવેદાંતને વાકયે, ચિતને લાગ્યો રંગ. જા૦ ૪
મોક્ષની ઇચ્છા એજ મુમુક્ષુ, અધિકારી થયો તેહ;
જીવ ને ઇશ્વર એકતા કેરો, વિષય ઝાઝો નેહ. જા૦ ૫
તત્વમસ્યાદિ મંત્ર નિગમના, વાચ્ય લક્ષનો વિચાર;
સમંધ એવા સદ્‌ગુરૂથી, સાંભળવો પ્રકાર. જા૦ ૬
શ્રવણ થયું તે મનન કરીને, થાયે નિદધ્યાસ;
સાક્ષાત્કાર થતામાં છુટચો, ચારે દેહનો અધ્યાસ. જા૦ ૭
પ્રિયોજન સંસારના દુખની, થઈ નિવૃત્તિ નેટ;
પ્રેમાનંદની પ્રાપ્તિ થાતે, ઠરચો સમુદર ભેટ. જા૦ ૮
દેહ પ્રાલબ્ધે જેમ ફરે તેમ, કરવું ના રહ્યું કાંય;
બલિહારી એવા સંતની, નભુ સમઝીને સમાય. જા૦ ૯

---

પદ—રાગ હલારી.

જાણી લેરે જાણી લે વીરા, જાણી લે તારી જાત રે;
જીવ જાણી લે. ટેક.
કોણ કુળ ને નામ તારૂં, કોણ તારી ન્યાત રે. જીવ૦ ૧
નથી કુળ ને નામ તારૂં, નથી તારી ન્યાત રે. જીવ૦ ૨
વંધ્યાસુતનો વ્હેવા કીધો, વાએ ઉડી વાત રે. જીવ૦ ૩
સ્વપ્નવત સંસાર મિથ્યા, નામ ગુણ ને રૂપ રે. જીવ૦ ૪
રાજ ભેળો સેજ પોઢચો, ભીખ માગે ભૂપ રે. જીવ૦ ૫
ગાંધવ કેરૂં નગર કહેવા, ગગન કેરૂં ફૂલ રે. જીવ૦ ૬
એવું મિથ્યા સાચું માની, ખોયો જન્મ અમુલ રે. જીવ૦ ૭
તુંજ જીવ ને તુંજ ઇશ્વર, તુંજ માયા બ્રહ્મ રે. જીવ૦ ૮
છોડ વીરા ત્રણ ગ્રંથી, અહં સંશે કર્મ રે. જીવ૦ ૯
હળી ચાલો હંસ સાથે, મળી થાઓ લીન રે. જીવ૦ ૧૦
આવર્ણ કેરી આડ ટળશે, જેમ જળમાં મીન રે. જીવ૦ ૧૧
લીનનો અનુભવ અનોપમ, ભરચો ચિદાકાસ રે. જીવ૦ ૧૨
નભૂ નિશ્ચે એજ આત્મા, તાંહાં કરિલે વાસ રે. જીવ૦ ૧૩

---

### પદ—રાગ હલારી.

માની લે રે માની લે મન, મળ્યાનાં એંધાણ રે;
મન માની લે. ટેક.
મળ્યા કેરી મીટ આળગી, કરી આપે જાણ રે. મન૦ ૧
હર્ષ શોક ને માન મમતા, ન રહે તેની પાસ રે;
નિર્વિકલ્પ સમાધિમાં, સદા તેનો વાસ રે. મન૦ ૨
તે ફરે સુકાં પર્ણવત, જેમ ત્વચા સંગે નાગ રે;
તેને આત્મદર્શી ઓળખે, તાંહાં નહિં ખિજાનો લાગરે. મન૦ ૩
તે નિસ્પૃહિ ને નિર્મળા, સુખ દુખ વિના આનંદ રે;
લેશ લેપે નહિ તેહેને, માયા કેરો ફંદ રે. મન૦ ૪
તેને ઓળખી આદર કરો, અનુભવી આત્મારામ રે;
નભૂ શરણે સદગુરુને, ભૂલ્યો પામે ધામ રે. મન૦ ૫

---

### પદ—રાગ હલારી.

જીરે મન મરે તો અમર સદા, ન મરે વિના સતસંગજી;
સતસંગ મળે રે સંચિતથી, નિસ્કામિક અંગજી. જીરે૦ ૧
જીરે પંચ વિષય ઘણા પ્રૌઢ છે, તેસું ના ચાલે જોરજી;
ગુરુકરુણાએ નિવૃત્તિએ, તેના ઉદય અંકોરજી. જીરે૦ ૨
જીરે વનમાં વસ્તુ ઘરની નથી, તાંહાં થઇ નિમડે ઘોરજી;
અંતર અધ્યાસ છુટ્યા વિના, વનમાં નવ બેસે ઠોરજી. જીરે૦ ૩
જીરે અધ્યાસ છુટે રે અભ્યાસથી, ગુરુગમનો વિચારજી;
તત્વમસી પદ સોધતાં, લક્ષે ભવનો નિસ્તારજી. જીરે૦ ૪
જીરે અનેક ઉપાય બીજા કરો, તોયે દ્વૈત ન જાયજી;
નભૂ નિરભે પદ પામિએ, જો મન મનમાં સમાયજી. જીરે૦ ૫

---

### પદ—રાગ હલારી.

જીરે મન મનમાંહિ સમાયાની, રાજયોગની કહું રીતજી;
હરિ ગુરૂ ને સંત સેવા વિષે, પૂરણ આણિએ પ્રીતજી. જીરે૦ ૧
જીરે સોહમ્ શબ્દને સોધિયે, પૂરિએ ત્રિકુટિમાં વાસજી;
ૐકાર એમ રે જ ઉપને, કરિએ અખંડ અભ્યાસજી. જીરે૦ ૨
જીરે મન પવન એકતા કરે, લક્ષ લયનો લેહેવાયજી;
લય લય થાઓ ને રે નાદમાં, સુરતા નાભિએ જાયજી. જીરે૦ ૩

જીરે તે સ્થળ દ્વૈત ભાસે નહીં, તાં નહિ વીધિ ને નિષેદજી;
ધ્યાન ધ્યે ને ધ્યાતા નહી, તાં નહિ ભેદ ને અભેદજી. જીરે૦ ૪
જીરે એ અનુભવ છે રે માંહેલો, બીજા વાણી વિલાસજી;
વસ્તુ પામ્યા વિના જે વદે, તેણે સ્વરૂપનો નાસજી. જીરે૦ ૫
જીરે જેજે પુરૂષ આગે થયા, તેનો અનુભવ એહજી;
રૂપ અરૂપી આપે રહ્યા, છતે દેહે વિદેહજી. જીરે૦ ૬
જીરે અંતર લક્ષ એવો થયે, તે જન તેવા કેહેવાયજી;
સદ્ગુરુ કરુણાએ કેહે નભુ, એમ મન મનમાંહે સમાયજી. જીરે૦ ૭

---

## પદ–રાગ હલારી–ચોતાલ.

હાંરે મારા બેલિડા, તમે સેવો સંતાંપાય રે;
વેદ પૂરાણ ને શાસ્ત્રમાં, મોટો સંતનો મહિમાય રે. હાંરે૦ ૧
સંત કેરાં ચરણ સેવે, જક્ત બંધન જાય રે;
અહં ગ્રંથી કર્મ ગ્રંથી, સેજમાં છોડાય રે. હાંરે૦ ૨
અવિનાસી ઓળખેથી, ખોળતાં ખોવાય રે;
તાપ ત્રણે ટળે તતક્ષણ, જો આપને ઓળખાય રે. હાંરે૦ ૩
સંત સેવ્યા વિના બીજો, નથી કાંઇ ઉપાય રે;
જડભરથને ભેટતામાં, તરચો રહુગણ રાય રે. હાંરે૦ ૪
પ્રલ્હાદને જો નારદ ભેટ્યા, ભણાવ્યા ગર્ભ માંહે રે;
વ્યાપક પ્રગટ્યા બંભમાંથી, હિરણાકશ્યપ જાંહે રે. હાંરે૦ ૫
જે જે મહાપદ પામિયાં તે, ગુરુ સંત પસાય રે;
સગુણ બ્રહ્મ એ સંત છે, નભુ તેતણા ગુણ ગાય રે. હાંરે૦ ૬

---

## પદ–રાગ હલારી–ચોતાલ.

હો મન માંહેરા, મનુશા દેહ મોંઘે મૂલ, મા કર છાહેરાં;
સહોદર સહુ સ્વારથી, અંતે કોઈ ન આવે લ્હાર. હો૦ ૧
ચેત અવસર જાય છે, કેહે સંત વારંવાર રે;
શોધ અનુભવ આપમાં, કર નિત્યાનિત્ય વિચાર. હો૦ ૨
તે તૂં તૂં તે એક અદ્વૈત, દ્વૈત અપરંપાર રે;
ભ્રંનથી તેં માની લીધો, મિથ્યા કલ્પ્યો સંસાર. હો૦ ૩
જાગૃત સ્વપ્ન સુષુપ્તિ તુર્યા, લગી અવસ્થા ચાર રે;
શુદ્ધ વ્યોમાતિત વસ્તુ, તૂં પરાને પાર. હો૦ ૪

ઉત્પતિ ને સ્થીતિ લય, સર્વે રહ્યું તુંજ મોઝાર રે;
જેમ દધિમાં લેહેર સેજે, હીત વિના વેપાર. હો૦ ૫
મૂળ તૂં ગંભિર છે, સમ કરીજો નિરધાર રે;
નભૂ હરિ ગુરુ સંત ઓળખ, વસ્તુનો ભંડાર. હો૦ ૬

---

પદ–રાગ હલારી.

પીંડમાં પાછા વળો મારા ખેલિઓ રે, વળો મારા સાથિઓ;
અનુભવ અંતર ભાળોજી. ટેક.
પંચ વિષયથી પર રહી ખેલો રે, જ્ઞાન અગ્નિમાં બાળોજી. પીં૦ ૧
કાર્ય કારણ માંહે સમાવો રે, મહાકારણ થઇને માણોજી;
ચોથે સ્વરૂપે થઇ ચોથે ઘેર બેસો રે, ચોથી વાણિએ વખાણોજી. પીં૦ ૨
નથી અંધારૂં તહાં અખંડ પ્રકાશ છે રે, સંતોના વેણ છે સાચાંજી;
આડ અજ્ઞાનનીએ નાવે પ્રતીતિ, તેના સુકૃત ફળ કાચાંજી. પીં૦ ૩
સારદા નદીએ જાવાનો સેરડો રે, અઘોર વનને વટાવોજી;
ખેપ કરો પણ ખાળો ના કરશો રે, સેઝને ઘેર એમ આવોજી. પીં૦ ૪
સંતોની સાંનમાં સમજે કોઇ શાણા રે, નિસ્કામિ સંચિત હોય ઝેનેજી;
એ રસ જામવાનું પાત્ર પ્રમાણો રે, ગુરુકરુણા હોય તેનેજી. પીં૦ ૫
નિરગુણ સગુણ સંશય ખોટા રે, વાણીમાં સાંને વ્હવાઓજી;
એખલા થઈ થાઓ આકાશ ઝેવા કે, બીજા થઇને ગુણ ગાઓજી. પીં૦ ૬
બિજા થયા વિના કોહો કેમ બોલિયે રે, ડાયા છો દિલડે વિચારોજી;
બે થાઓ એક થાઓ કે અનેક થાઓ રે, નભૂ આધાર એક તારોજી. પીં૦ ૭

---

પદ–રાગ હલારી.

ઘોળ્યાં માનવી રે, ઘોળ્યાં માનવી;
કોણ ભણે તારો, ભાળીજોની આતમા રે. ટેક.
મારૂં મારૂં ભણે તારૂં કો નથી રે;
પુત્ર નારી સગાં કુટુંબ ન્યાતમા રે. ઘો૦ ૧
સાચી કાયા જુઠું જાણે ખોળ કરે;
અંતે કોઇ નહીં તારા હાથમાં રે. ઘો૦ ૨
પાછું ભાળી જોને તારા મૂળને રે;
વેચાણા કાં ભૂલી વાણી વાતમાં રે. ઘો૦ ૩
ભણે નભૂ ભજો ધણી ઢુંકડો રે;
ખાંતે ખોળો હંસો કેરા સાથમાં રે. ઘો૦ ૪

---

# વિભાગ ૧ લો—ગુજરાતી.



## ખંડ ૨ જો.



## ઈશ્વરચરિત્ર વિષે.



### વાંસળી.



પદ ૧ લું—રાગ પ્રભાત.

કોણે લીધી હોય તો દેજો રે, રૂડા વિઠ્ઠલવરની વાંસળી;
કોણે લીધી હોય તો દેજો રે, મીઠા મોરલીધરની મોરલી. ટેક.
એ મોરલીમાં રે મંત્ર છે, એણે ગોકુળ ઘેલું કીધું રે;
સાંભળતાંમાં પડી સાંસરી, એણે કાળજ કોરી લીધું રે. કોણે૦ ૧
નંદા કહે સુણ રતિપ્રીયા, વિરજા લલિતા ને રાધા રે;
એ મોરલીને કારણે, એણે લીધી છે અધરી બાધા રે. કોણે૦ ૨
એ વેરણ વરણાગણી, વણસાડ્યું બાધું ગામ રે;
ધીજ પતિજ કરાવશે, એ તો કહાડી જાણેછે નામ રે. કોણે૦ ૩
એ ગુણવંતો ગારુડી, એનું કાંઇ નથી અજાણ્યું રે;
ખોઇ આવ્યો કાંઇ ખેલમાં, એણે આપણે માથે આણ્યું રે. કોણે૦ ૪
જુઓ જીવણ સહુ એમજ કેહેછે, હમે વાંસલડી નથી દીઠી રે;
નભૂ સખીને ઘણી હોંસછે, તારી સુણવા મોરલી મીઠી રે. કોણે૦ ૫

---

પદ ૨ જું.

હમે લીધી નથી લટકાળા રે, તારી વશ કરવાની પેલી વાંસળી. ટેક.
સુરીનર મુનિજન વાનર વિનતા, ત્રંણે લોક પ્રીછેછે રે;
વળી વાંસલડી વાઇ વ્હાલા, કોને વસ કરવાને ઇચ્છેછે રે. હમે૦ ૧

મારા તાતને ઘેર ફરે છે, દાસીઓ સો હજાર;
તારા સરખી પારવની છે, ગોબરની વાળનાર;
ઉભી૦, ચોરી૦, તરે૦, વારૂં૦, ધરે૦, લેશું૦. ૯
ઓળખતો નથી કોઈને રે, કરે સમઝાવનાની શોર;
તું સરખા લખ ચાકર મારા, બાપનાં ચારે ઢોર;
છાનો૦, ચમ૦, કોરે૦, સુકી૦, વહે૦, ઘેરો૦. ૧૦
મેણા દેછે માનુની તું, રાખે છે બહુ ટેક;
આ ગોવાળા મહિ લૂટશે, માટ ફૂટશે એકેએક;
ઉભી૦, ચોરી૦; તરે૦, વારૂં૦; ધરે૦, લેશું૦. ૧૧
માટ ફૂટે તો માવજી, અહીંઆં જોવાસરખું થાય;
નંદને પડે નાસવું, નથી દીઠો તેં કંસરાય;
છાનો૦, ચમ૦; કોરે૦, સુકી૦; વહે૦, ઘેરો૦. ૧૨
કંસ તે મારે ચાર સરીખો, તેને તે ગણે કાણ;
મહિ આપ્યા વિના જાય તો તુંને, નંદરાયની આણ;
ઉભી૦, ચોરી૦, તરે૦, વારૂં૦, ધરે૦, લેશું૦. ૧૩
એવડો બળિયો ઉતો તારે, સાને લીધી મધરાત;
બંધીખાંને બાપડાં મેલ્યાં, રોતાં માત ને તાત;
છાનો૦, ચમ૦, કોરે૦, સુકી૦, વહે૦, ઘેરો૦. ૧૪
મરકલડે જોતી મેણા દે ને, નેણ નચાવે નાર;
પ્રેમનું ગોરસ પ્રીતે પાતાં, શાંને લગાડે વાર;
ઉભી૦, ચોરી૦, તરે૦, વારૂં૦, ધરે૦, લેશું૦. ૧૫
ગોરસ મોઘાં મૂલનું, નથી દોકડા મારી પાસ;
આવતે ફેરે પાઇશું, જો વધશે આપુ છાસ;
છાનો૦, ચમ૦, કોરે૦, સુકી૦, વહે૦, ઘેરો૦. ૧૬
આપે ધાર્યું આપવું, તારે સિદને ખોટી થાઓ;
રાધા મ્હેલો ઓળમાં, પછે સુખે વેચવા જાઓ;
ઉભી૦, ચોરી૦, તરે૦, વારૂં૦, ધરે૦, લેશું૦. ૧૭
ઓળમાં છે અલબેલડાજી, તે જાણે આખું ગામ;
ગોરસનું તે શું ગજું, સહુ નારી તારે નામ;
છાનો૦, ચમ૦, કોરે૦, સુકી૦, વહે૦, ઘેરો૦. ૧૮
પ્રેમનું ગોરસ પાઇને પ્રીતે, રીઝવ્યા નંદનો લાલ;
નભુસખીના નાથને ન્હાળી, નારીઓ થઇ છે ન્યાલ;
ઉભી૦, ચોરી૦, તરે૦, વારૂં૦, ધરે૦, લેશું૦. ૧૯

## દાણલીલા-૨ જી.

### છંદ-સવાયા.

માથે મહિનાં માટ ધરીને, મધુપુર ચાલી મહિયારી;
ગોધન ચારે દાણઘાટમાં, ઉભા ગુણવંત ગીરધારી. ૧
સજ્જ કરી સહુ ગોવાળાને, હરિ કહે વાત સુણો મહારી;
દાણ દધિનું આપ્યા વણ કોઈ, જાવા નવ પામે નારી. ૨
તતખર થઈ ચાલ્યા ત્રીકમજી, સહુને શીખ દઈ સારી;
દાણ દહીંનુ દીધા વણ જો, એ જાએ દોડી દારી. ૩
ગોપ કહે તમે ઝઘડો કરતાં, હરિઆગળ જાશો હારી;
નભુસખીના નટવરપર કોટી, અનંગ નાખું ઓવારી. ૪-૧

હાંરે તે કોઈ બીજી હોશે, આંહાં નહિ શઠ ગળે ત્હારી;
બ્રીખુભાનની બેટી આજ છે, ટોળામાં રાધે પ્યારી. ૧
દોડ્યો આવે આંહાં શું હાટ્યું, છોકરવાદી નહીં સારી;
નખરાં કરે ને નેણ નચાવે, કાળજ ઘાવ કરે કારી. ૨
જાવાદો જીવનજી માથે, ગોરસમાટ ઘણાં ભારી;
અસુર થાય છે અલબેલાજી, અમે હરિએ અબળા નારી. ૩
અમે ઓળખિએ એક બોલમાં, વાંકાબોલા વ્યભિચારી;
નભુસખીના નટવર રંગરસિયા, બાનકની જાઉં બલિહારી. ૪-૨

હમે વ્યભિચારી તો તું વેશ્યા; બોલીને બોલાવે છે;
હળવે રહિને વાત કરંતાં, ચઢી ચઢી શું આવે છે. ૧
લટકા મટકા કરતી મેળા, ભ્રગુટીને મટકાવે છે;
નાક સંકોરે મોહો મચકોડે, નખરે નેણ નચાવે છે. ૨
ચાખ્યામાં શું તાહારૂં જાએ, ઝાઝું જોર જણાવે છે;
ચમક ઝમક ચપળાઈ સાથે, મનની વાત જણાવે છે. ૩
હઇડાં કેરૂં હેત જોઇને, ચતુર ચાખવા આવે છે;
નભુસખીના નટવરને નારી, તાહારૂં ગોરસ ભાવે છે. ૪-૩

ચાખ ચીભડાં ચણીબોર તું, હમને શું સમઝાવે છે;
અમો અબળાના અંગ સંઘાથે, અડ્યો અડ્યો શું આવે છે. ૧
ચુંબન કરવા ચપળ થઈને, કંઠ બાંવડી લાવે છે;
સઘળી સહિયર દેખંતાં કર, ઉરને શું અડકાવે છે. ૨

કરમાં કર ઝાલીને કાના, સમસ્યા શું બતલાવે છે;
ભોળી નાર હમે ભરુવાડાં, ભાળીને ભરમાવે છે. ૩
દાણ દધીનું નથી સાંભળ્યું, કર શું નવો ચઢાવે છે;
નભૂસખીના નટવર રંગરસિયા, ફેલ કરચામાં પ્રાવે છે. ૪-૪

ફેલ હમારાં તેં શું દીઠાં, જુઠાં વાયક બોલે છે;
ઝાઝું કરતાં જાહેર પડશે, ચરચીને કયાં ચોળે છે. ૧
વઢવા સારૂ એક પગે થઇ, કાંઇએક ખાંપણ ખોળે છે;
હું અડક્યો તો તું અડ મુજને, મુજપર મહિ કયાં ઢોળે છે. ૨
મેં કીધું તો તું કર ચુંબન, શાને નેણા ચોળે છે;
કંઠે બાંહ ધરી તો તું ધર, શાને છીલર છોલે છે. ૩
સાટે સાટું વાળ સખી તું, આંહાં કાંઇ પાને પોલે છે;
નભુસખીનો પ્રભુ કેહે વેહેવારે, સાચો ન્યાય તોળે છે. ૪-૫

ન્યાય તમારો સાચો નટવર, તમે ડાયા સૌ ઘેલાં છે;
તમે પુરુષ ને હમે પરનારી, એ કાંમ કાંઇ સેહેલાં છે. ૧
વાંકું છે તો તાહરાં મનમાં, હમે સુધાને સુધું છે;
પાન પીઠપર કાથો ચુનો, કોઇના કેહે જે ઉંધું છે. ૨
નટાસટાની વાતો મુકી, જીવન હમને જાવા દો;
દાણ તમારૂં વળતાં દેશું, ગોરસ તો વેચાવા દો. ૩
મહિ વેચવાને જા મહિયારી, વેહેલી વેહેલી ચાલીને;
નભુસખી સહુ દાણ ચુકાવી, હમને દોકડા આલીને. ૪-૬

હમણા નથી હમારી પાસે, મહિ વેચીને લાવીશું;
વળતે ફેરે હિસાબ કરીને, તાહારૂં દાણ ચુકાવીશું. ૧
તાહારી ધીર ન આવે હમને, વાત કરી શું વાહાય છે;
ઘણા દીવસથી દાણ હમારૂં, ચતુરાં ચોરી જાય છે. ૨
ચોર જાણે ચોરતણી ગત, સઘળે કેહેવત વાણી છે;
કોણ રાયજીએ બેસાડ્યો ને, તું તે કાંહાંનો દાણી છે. ૩
કપરૂં રાજ છે કંસરાયનું, રોકે વિનતા વૃંદને;
નભુસખીના પ્રભુ ઝઘડો થાતાં, પડે નાસવું નંદને. ૪-૭

કંસરાય તો તારે મોટો, મારે મન તો ચાર છે;
એહેનું મૃત્યુ પાંસે આવ્યું, એ હરિનો વિચાર છે. ૧

નંદરાય ગોકુળના રાજા, તેનો નંદકુમાર છે;
બ્રીખુભાન વરસાણે એ સહુ, આહીરનો પરિવાર છે. ૨
બોલ ફટાણા બોલો હમસું, તું કોઈ નવલી નાર છે;
આળ ન કર રેહે અળગી અમથી, આંહાં કાંઈ તારો યાર છે. ૩
તારા મનમાં વાત ગમી છે, તોયે ઘડિએક વાર છે;
નભુસખીના નટવરની લીલા, અનુપ અપરમપાર છે. ૪-૮

ઘડી ઘડી એમ કરતો રેહેજે, બોલ સંભાળી બાળકડા;
બીજી તાહારી ગાળ ન સાંખે, તમારી માને લાડકડા. ૧
લાડ હમારાં તે પુરે છે, તાહારે શી પંચ્ચાત છે;
ફાટું ફાટું બોલે મુખથી, તું ભરુવાડી જાત છે. ૨
હું ભરુવાડી તું ભરુવાડો, આપણા કુળની ચાલ છે;
ન માને તો પુછી જો તું, તારી માને માથે તાલ છે. ૩
પાળેલો ને પેટભરો એમ, કહી તુજને બોલાવે છે;
નભુસખીના નટવર રંગરસિયા, તું કહિને કેહેવડાવે છે. ૪-૯

મેણા દેતી મરમે બોલે, ભરમે આળસ મોડે છે;
ચાળા તાહારા અહિં નહિં ચાલે, હવડાં મટુકી ફોડે છે. ૧
છમછમાટ કરતી ધરતીપર, વળી અંબોડો છોડે છે;
હસે રસે વળી અધુર ડશે ને, મરમે મુખ મચકોડે છે. ૨
મુખ મચકોડે તું કાંહાં બીધો, છાંછલમાંછલ છોડી દે;
ગોરસની જો ગરજ હોય તો, પ્રીતિ હમસું જોડી દે. ૩
છાસ ઘાસમાં તે શું રીઝે, હીરા સાટે કોડી દે;
નભુસખી કેહે મુજ ભણી તું, તારૂં મંન મરોડી દે. ૪-૧૦

મંન મરોડ્યામાં શું બાકી, બોલ્યું વાચક પળવાને;
મહિ વેચવાને મશે મોહન, આવ્યાં તમને મળવાને. ૧
અહિંયાં નથી ઉધારો એવો, રોક રૂપૈયા રળવાને;
ભાવ ધરી આવ્યાં તમ પાસે, હેતે ભીતર ભળવાને. ૨
હળી મળીને હેતે બેઠાં, પ્રીતે ગોરસ પાયાં છે;
વેચ્યાં કરતાં હરખ વિશેખે, ઝાઝો લાભ કમાયાં છે. ૩
પુરણ બ્રહ્મ પ્રગટ પુરુષોત્તમ ગોપેશ્વર કેહેવાયા છે;
નભુસખી એકાદશ સવાયા, નેહ ધરી ગુણ ગાયા છે. ૪-૧૧

## વીદુરજીની ભાજી.

### પદ–રાગ હલારી.

પાતળિઓ વ્હાલો પ્રેમતણે વસ છે, જોગ જગન વ્રત નેમ ગણે નહીં;
પ્રેમ તાંહાં નિસદિન રેહે રે. પાત૦ ટેક.
એક દિવસ અલબેલોજી આવ્યા, હસ્તિનાંપુર મોજાર;
સામા જઈ વિદુરજીએ, હરિને કીધો નમસ્કાર રે. પાત૦ ૧
દુરજોધને જાણ્યું કૃષ્ણ આવ્યા, તે આવશે મારે ઘેર;
ગર્વિષ્ટ રાજા સામો ન આવ્યો, એવી જાણો અહંકારની પેર રે. પાત૦ ૨
પ્રભુજી પધાર્યા વિદુરને ઘેર, જાણી રાજાએ વાત;
આપણને મુકી એને ઘેર ગયા, તારે આપણે કરો ઉતપાત રે. પાત૦ ૩
નગ્રમાંહે હડતાલ પડાવી, કોપ કરી રાજંન;
આણ ફેરવી આખા પૂરમાં, કોઈ વિદુરને આપે નહીં અંન રે. પાત૦ ૪
પ્રભુને દેખી વીદુર હરખ્યા, ને હરખી વિદુરની નાર;
પ્રાણનાથ પરોણા આવ્યા આજે, ધન હમારો અવતાર રે. પાત૦ ૫
વિદુરજી ચૌટામાં ચાલ્યા, લેવા સામગ્રી સાર;
દ્રવ્ય લેતાં કોઈએ અંન ન આપ્યું, આપે તેને રાજા મારે ઠાર રે. પા૦ ૬
વિદુરની સ્ત્રી વાટ જુવે છે, જે નાથ લાવશે અંન;
સારી રીતે રસોઇ કરીને, જમાડશું જીવંન રે. પાત૦ ૭
વિદુર કહે નારી અંન મળે નહિ, રાજાએ ફેરવી આણ;
પઇશો ખરચતે અંન મળે નહિં, ઉછિતું આપે કાણ રે. પાત૦ ૮
નારીએ નિસવાસ મુકયો, હવે શું થાશે આ વાર;
પ્રાણનાથ પરોણા પધાર્યા, શું જમશે મોરાર રે. પાત૦ ૯
ખોળો વાળીને ગઇ ખેતરમાં, વિણ્યો ફૂખો ને કલાર;
કણજરી લાંણડી ને તાંદળજો, ઉશેડ્યો એકેવાર રે પાત૦ ૧૦
ભાજી જોઇને ભુદર રીઝયા, વધ્યા વિશ્વાધાર;
સાત વાનીની ભાજી ન કીધી, મારી નારી આ સોળ હજાર રે. પાત૦ ૧૧
દુરજોધન સંગે સૈન્ય લઇને, આવ્યો વિદુરને દ્વાર;
કાકા હમે પઇ પરોણા ભેળા, આવ્યા આણી વિચાર રે. પાત૦ ૧૨
વિદુર કહે ભાઈ ભલે પધારયા, રાજાજી કીજે સ્નાન;
હું એકલો કેમ ઉઠું કાકા, મારી સેનને દેવું માન રે. પાત૦ ૧૩

પેહેલી સેન્યા ને પછે તમે ચાલો, નાહાવા મેલ્યાં નીર;
ઉબટ અંગે તેલ કચોળાં, ભરી મુક્યાં ધરી ધીર રે. પાત૦ ૧૪
કેટલુંક ચોળ્યું ઢોળ્યું કેટલું, જાણે જે ખૂટી જાય;
પ્રભુકૃપા તેને ઉણુમ શાની, એકે કચોળું ઉણું નવ થાય રે. પાત૦ ૧૫
તાંબાકુંડી જળ ભરીને મુકી, તે જળ જાવા કીધું છીદ્ર;
પાતાળથી આવ્યાં ગંગા કુંડીમાં, જાણે મેઘ મોકલ્યા હોય ઇંદ્ર રે. પા૦ ૧૬
બબ્બે બાજઠ લઇ જંબાને બેઠા, સહુને પોંચી સોનાની થાળ;
પારખું દેખે તોહે મૂઢ ન સમજે, ઘણું રીસે બળે ભૂપાળ રે. પાત૦ ૧૭
વિદુરની નારીએ ભાજી પ્રીશી, તારે બોલ્યો દુરજોધન રાય;
શાકપાક તો પછી પ્રીસાશે, પેહેલાં ભોજનિયાં પ્રીશાય રે. પાત૦ ૧૮
વિદુરની નારી મન વિમાસે, હવે કેમ રેશે મારી લાજ;
જીભ કરડીને મરૂં એમ વિચારચું, તારે બોલ્યા તે શ્રીમહારાજ રે. પાત૦૧૯
ભાભી ભુલો છો જુવો પેલા ઓરડા, તમે રાંધીને મુક્યાં અંન;
અનુચર મારા પ્રીશે છે, એમ બોલ્યા જુગજીવંન રે. પાત૦ ૨૦
પાત્ર લઇને પ્રીશનાર નિકળ્યા, નાના વિધના પાક;
પેંડા બરફી ઘેબર ખાજાં કળી, કોઇ પ્રીશે છે સુંદર શાક રે. પાત૦ ૨૧
સેવ સુંવાળી ને લાબશી, માંહીં લેંચી ને કંસાર;
સરવે તરેના શાક રાયતાં, જે સરજ્યાં સંસાર રે. પાત૦ ૨૨
જેના મનમાં જે ઇચ્છા તે, શુણે પ્રીશ્યાનો પોકાર;
રાજા દેખીને દાઝચો ઘણું, આ કોણે કરચો ઉપકાર રે. પાત૦ ૨૩
મારી આણ તે કોણે લોપી, તેનો હવડાં આણુ અંત;
મુરખ મનમાં સમઝતો નથી, એને સાહે કરે ભગવંત રે. પાત૦ ૨૪
આચમન લઇ લીધા મુખવાસ સરવે, ચાલ્યા રાજા ઘેર;
વિચાર કિધો જે એ કામ કૃષ્ણનાં, હરિ કરે તરણાનો મેર રે. પાત૦ ૨૫
પરોણા રાખીને પ્રભુને વેળાવ્યા, એવો ભક્તિનો મહિમાય;
ભાજી વિદુરની પ્રેમે આરોગ્યા હરિ, તેનો રંક નભુ જશ ગાય રે. પા૦ ૨૬
ગાએ સિખે ને સાંભળે, જે પ્રેમ ધરીને સંન;
નભુ કહે હરિજનને સદા, સાહે કરે જીવંન રે. પાત૦ ૨૭
ભાજી વિદુરના ભાવની, પ્રેમ ધરીને ગાએ;
નભુના પ્રભુ વશ પ્રેમને, તે ઉપર હરિ રાજી થાએ રે. પાત૦ ૨૮

———

## અગમ વાણી.

### પદ-રાગ હલારી-ચોતાલ.

અગમવાણી સંતની, સત માનજો સંસાર રે;
ભાઈ અગમવાણી૦ ટેક.
મટે નહીં કહું બળ પાંકી, નિશ્ચે એ નિરધાર રે. ભાઈ૦ ૧
વ્હાલાં માંહે વેર થાશે, પરાયાંસું પ્યાર રે;
સાસરિઆંસું પ્રીત સબળી, નહિં કુટુંબસું કાર રે. ભાઈ૦ ૨
બ્રાહ્મણ સેવે સુદ્રને, તે કરશે બહુ આચાર રે;
વિપ્રના તે ગુરુ થૈને, કરશે વેદોચ્ચાર રે. ભાઈ૦ ૩
વરસ નવની ગર્ભ ધરશે, અસતનો આધાર રે;
કુળવધુ કુટિલા થશે, નર ઈચ્છશે પરનાર રે. ભાઈ૦ ૪
એક એક પુરુષ પુઠે, નારી વળગશે દસબાર રે;
તે થાકીને નાઠા ફરશે, ઠરસે નહિં આ ઠાર રે. ભાઈ૦ ૫
આપી થાપણ ઓળવશે, સમ જૂઠા ખાસે હજાર રે;
પ્રભુભાગા નવ ડરે, કરશે કુડાં કર્મ અપાર રે. ભાઈ૦ ૬
વરણાવરણી મટી જાશે, વરતશે એકાકાર રે;
મ્લેચ્છમય ઉરવી લખી, થશે કલંકી અવતાર રે. ભાઈ૦ ૭
વિપ્ર વેસ્યા સંગ રમતાં, થશે એક કુમાર રે;
અસ્વ અચાનક આવશે, બહુ અસ્ત્ર સાથે સાર રે. ભાઈ૦ ૮
પશુપતાકા અસ્ત્ર લઈને, કરશે દુષ્ટનો સંઘાર રે;
નભૂનો પ્રભુ પ્રગટ થાશે, ધર્મ થાપનહાર રે. ભાઈ૦ ૯



## કુમારિકાષ્ટ.

### છંદ-ભુજંગપ્રયાત.

ૐ નમો આદ્ય મા બરદ ધારી, બાળા બહુચરી આઈ લેજો ઉગારી;
ભવાનીતણો છે ઘણો ભેદ ભારી, કૃપાસિન્ધુ કોમારિકા સુખકારી.
મોટા મહામુની જોગી ધ્યાને જપે છે, ધરે ધ્યાનમાં તાપસી જે તપે છે;
તારો પાર પામે નહિ માત મારી. કૃપાસિન્ધુ૦
દેવિ શર્ણ થાતે સહુ દુઃખ નાસે, સદા સાહે પ્રેમે રહે નિત્ય પાંસે;
લેતાં નામ દારિદ્ર નાખે નિવારી. કૃપાસિન્ધુ૦

સહૂ શ્રૃષ્ટીમાંહે રહ્યાં સકચ વ્યાપી, સ્મરણ માત્રમાંહે નાખો કષ્ટ કાપી;
કહૂં બઈ પાંકી બાળા દુઃખહારી. કૃપાસિન્ધુ૦ ૪
નિત્ય ગાઓ ગાંને ધરો નિત્ય ધ્યાંને, મોહો મદમાંહી ભમો ભૂર સાંને;
ગ્રહી વાન સંન્યસ્ત ને બ્રહ્મચારી. કૃપાસિન્ધુ૦ ૫
નેતિ નિગમ કેહેતા નથી પાર લહેતા, ચાલે ભાર વ્હેતા ઘણા જ્ઞાન ક્રેતા;
પલક એકમાં દો ભવાબ્ધી ઉતારી. કૃપાસિન્ધુ૦ ૬
નથી કામ બુદ્ધિ ભણ્યાનું ગણ્યાનું, નથી યોગ અષ્ટાંગ યોગિપણાનું;
કાલું ઘેલું ગાતાં રીઝે ટેક સારી. કૃપાસિન્ધુ૦ ૭
ભોળી મા ભવાની કૃપાદ્રષ્ટી ભાળો, નભુ લાડકા બાળના લાડપાળો;
મારે આસરો ને માજી ઓથ ત્હારી. કૃપાસિન્ધુ૦ ૮



## વિધાતાષ્ટક.

છંદ-ભુજંગપ્રયાત.

અજાને ગળે સ્તંન શું કામ આવે, ઉરે ઊંટને પાગ તે કેમ ફાવે;
કૃપી બૌધની નિર્ધની કિદ્ધ દાતા, અહો ધંન રે ધંન ધાતા વિધાતા. ૧
કરચાં વેલ કુસ્માંડ ને વૃક્ષ ટેટા, વળી તેં ગુલાબે કરચા ક્રૈર કાંટા;
દરીદ્રી ગુણી ને ધની મુર્ખ થાતા. અહો ધંન રે૦ ૨
કુંવારાં ઘરે મંન વ્હેવા થયાને, પ્રણેલી રડે છે પ્રદેશે ગયાને;
બળી નિર્દઈ નિર્બળી પ્રાણત્રાતા. અહો ધંન રે૦ ૩
દુખીનાર દેખી નારિહીન ઝુરે, અને નારિવંતા નહિં કોડ પૂરે;
દુખી પૂન્યવંતા અધર્મી સુશાતા. અહો ધંન રે૦ ૪
નહીં રૂપ ત્યાં ગૂણ મૂર્ખા રૂપાળા, અતિ ગૌર અંત્યજ ને વિપ્ર કાળા;
ફરે ચોર સુખે શાહા માર ખાતા. અહો ધંન રે૦ ૫
ઈચ્છે સેવના જે સ્વામીહીન નારી, સોહાગેણ દે નાથને સુખ ગાળી;
સુખી કૃસ્ય ને બહુ દુખી ખૂબ માતા, અહો ધંન રે૦ ૬
અહિ ચંદને ને દધિ પ્રૌઢ ખારા, જઠરને નવી નાર બાળા કુંવારા;
કંઈ ન્હાય તેને નથી તેજ ન્હાતા. અહો ધંન રે૦ ૭
ઘણું ધંન ત્યાં કોઈ ખાનાર નોતા, ઘણા પૂત્ર ત્યાં અંન ખાવાનું કો ત્હાં;
નભુ શું કવે જો થકે શેષ ગાતા. અહો ધંન રે૦ ૮



## બહુચરાજીનો ગરબો.

### (વીરમ ગામના તળાવપર છે તેનો.)

પ્રથમ ગણપતિ પ્રણામ કરૂં પ્રેમથી રે લોલ;
સમરૂં સરસ્વતી માત નિત્ય નેમથી રે લોલ. ૧
ગુણ ગાવાને આનંદ્યું મન માહેરૂં રે લોલ;
ક્ષમા અપરાધ હું છોરૂ છું મા તાહેરૂં રે લોલ. ૨
ન જાણુ વીવેક વાણી અક્ષર ભેદને રે લોલ;
ન જાણુ શ્રુતિ પૂરાણુ શાસ્ત્રકેરા ભેદને રે લોલ. ૩
અલ્પ બુદ્ધિએથી બાળ આળ હું લવું રે લોલ;
કાલાવાલા કરી માત તૂંજને સ્તવું રે લોલ. ૪
સાચી સલખનપુરી માત સદા સોખમા રે લોલ;
વીરમગામમાં વસ્યાં ગંભીર ગોખમા રે લોલ. ૫
આવે લોક થોકેથોક ઘણો ભાવ છે રે લોલ;
સોહે મુનસર તે દીપતું તળાવ છે રે લોલ. ૬
ચારે પાસે બાંધેલા ઘાટ છે રે લોલ;
ત્રટે દેવળ તે ત્રણસેં ને સાઠ છે રે લોલ. ૭
આઇ ઉગમણા મુખનો અવાસ છે રે લોલ;
શિવ વીષ્ણુના થાનેક આસપાસ છે રે લોલ. ૮
રુડું મુનસર તળાવનું ત્રટ છે રે લોલ;
ઘરનાળાં ઉપર માતનો ઘુમટ છે રે લોલ. ૯
જુક્તિ જોતાં ઘણુ મારૂં મન હરખિઊં રે લોલ;
મેતો અલોકિક તીરથ સરખું નીરખિઊં રે લોલ. ૧૦
દોલતજાદીના દેદાર કર્યા રંગમા રે લોલ;
અતિ આનંદ વાધ્યો છે મારા અંગમા રે લોલ. ૧૧
રૂપ વરણવવા શેષનું સામ્રથ નથી રે લોલ;
ભૂર બુદ્ધિ નથી સુદ્ધિ શું કહૂં કથી રે લોલ. ૧૨
માનુ વરણવ તો સાત સાગરથી ઘણૂં રે લોલ;
અહૂં ચાંચમા કરૂં વખાણુ તે તણૂં રે લોલ. ૧૩
સુંદીર ચોટલો તે નાગ વાસુકી જસો રે લોલ;
શિશ ઉપરથી કટિ પ્રમાણે ધસ્યો રે લોલ. ૧૪

વદન ચંદ્રમા શોભે છે પુરણીમાતણો રે લોલ;
સોળ કળાએ શોભી રહ્યો છે તે ઘણો રે લોલ. ૧૫
નેત્ર અંબુજ ભૃગુટી છે કમાનસું રે લોલ;
ભમર આણીનો સમંધ થયો કાનસું રે લોલ. ૧૬
ગળસ્થળ ઉપર ત્રાજવું શોભી રહ્યું રે લોલ;
જાણે કંચન કુંદને રત્નને ગ્રહ્યું રે લોલ. ૧૭
રૂડી નાસિકા પ્રમાણુ શુક ચંચશી રે લોલ;
અધર ઉપમા પ્રવાળી બિંબના જશી રે લોલ. ૧૮
દંત પંક્તિ તે હીરાની રૂડી હાર છે રે લોલ;
સ્વર કોકિલા સરિખો સુભ સાર છે રે લોલ. ૧૯
મધુર હાસ્ય મારી માવડી હેતે કરે રે લોલ;
કરુણા કટાક્ષે તે સેવકના દુખ હરે રે લોલ. ૨૦
શ્રવણ ચંપક ને હડપચી રહી હસી રે લોલ;
કંઠ કપોત કૃપાળી મારે મન વસી રે લોલ. ૨૧
ગજસુંઢ ભુજદંડ દીપે આંગળી રે લોલ;
ભર્યા ઘાટથી જેવી તે મગની ફળી રે લોલ. ૨૨
રૂદે વિસાળ કૃપાનો વાસ છે ઘણો રે લોલ;
પેટ પોએણસું ગુણ તે સાગરતણો રે લોલ. ૨૩
નાભી અમૃતનો કુપ આડો આંક છે રે લોલ;
કટી પાતળી તે કેસરીનો લાંક છે રે લોલ. ૨૪
જુગ્મ ચરણ અધોમુખ થંભ કેળસા રે લોલ;
અંગુઠા તે જાણે નાગની ફણા જસા રે લોલ. ૨૫
પાની રાતડી દીસે તે કંકુ લોળસું રે લોલ;
આંગળી જોતાં તે ચિત્ત ચરણે વસ્યું રે લોલ. ૨૬
પેરયા વિછુવા ટોડા ને કલ્લાં કાંબિઉં રે લોલ;
રણકે નેપુર ઘુઘરી છે લાંબિઉં રે લોલ. ૨૭
ઝાંઝાં ઝાંઝરે કરયો તે ઝમકાર છે રે લોલ;
કટીમેખળા કહી અહીં એ સાર છે રે લોલ. ૨૮
આરસી છલ્લા અંગુઠી અતિ શોભતી રે લોલ;
હથેલી તે કમળદળ કરુણાવતી રે લોલ. ૨૯
દસે આંગળીએ વેઢ પોંચાં સાંકળાં રે લોલ;
ચાગટ બાજરીઆં જડાવ ચુડામાં ભરયાં રે લોલ. ૩૦

વાંક બજોઠાં ને બાજુબંધ કાંકણી રે લોલ;
કંઠ તુળસીમાં રૂડા જડ્યા છે મણી રે લોલ. ૩૧
ચંદનહાર ચેણુમાળ ને હુમેલસું રે લોલ;
રૂડી ચંપકળી અરીસો સોભે ખેલસું રે લોલ. ૩૨
શ્રવણ અકોટા ને પાટડી છે લટકતી રે લોલ;
જડ્યાં રત્ન ને ઝવેર ચુની ચળકતી રે લોલ. ૩૩
અતિ સુંદર દીસે છે અલકાવળી રે લોલ;
નથ વેસરની જોત જોતમાં ભળી રે લોલ. ૩૪
નેત્ર કાજળની રેખ ચાંદલો કરચો રે લોલ;
ઘણુ શોભે છે જે સીંદુરે સેંથો ભરચો રે લોલ. ૩૫
ચોડચા ચોખલા ને આડ કરી રાતડી રે લોલ;
રૂડી દામણી બીરાજે શીશ રાખડી રે લોલ. ૩૬
ગુંથ્યો ચોટલો પરોયાં મોતી વાળમાં રે લોલ;
ગોફણાનો શબ્દ થાય છે રસાળમાં રે લોલ. ૩૭
ચરણા ચુંદડી ઓડી છે અતિ રંગની રે લોલ;
રૂડી શોભા વસ્ત્ર આભુષણ અંગની રે લોલ. ૩૮
પેર્યા હારડા તે દેવતરૂ પુલના રે લોલ;
કોઇ કાળે ન સુકાય છેં અમૂલના રે લોલ. ૩૯
રૂડાં બેરખાં બાંધ્યાં છે કર પુમતાં રે લોલ;
મોતી ઝુમખાં લટેર લૂમ ઝુમતાં રે લોલ. ૪૦
હેવા ઠાઠથી બીરાજે મા આનંદમાં રે લોલ;
દર્શને ન રહે લેશ દુખ દ્વંદમાં રે લોલ. ૪૧
ઘ્રતદીપકની જોત રૂડી જગમગે રે લોલ;
અગર ધુપનો તે ધુમ્ર ધ્રુમંડળ લગે રે લોલ. ૪૨
રૂડી આરતી તે થાએ છે કપૂરસું રે લોલ;
અતિ આનંદ વાધ્યો છે ભરપૂરસું રે લોલ. ૪૩
મળી મેદની ઠરી છે ઘણું ઠાઠમાં રે લોલ;
બીરાજ્યાં છે સુનસર કેરા ઘાટમાં રે લોલ. ૪૪
જેજેકાર ઉદો શબ્દ થાએ છે ઘણા રે લોલ;
આનંદ ઓઘમાં નથી રહેતી કાંઇ મણા રે લોલ. ૪૫
એવાં આઇજી આનંદરૂપ ન્યાળિઆં રે લોલ;
સર્વ જન્મના જંજાળ દુખ ટાળિઆં રે લોલ. ૪૬

જે કોઇ ગરબો ગાયે શીખે ને સાંભળે રે લોલ;
સુનસરી કૃપાયે દુખડાં તે સહુ ટળે રે લોલ. ૪૭
સંવત અરાડ પંચાસીએ પ્રમાણીએ રે લોલ;
પ્રથમ અષાડવદી તેરસથી જાણીએ રે લોલ. ૪૮
બુધવારના પ્રભાતમાં પૂરો થયો રે લોલ;
જન બોલજો શ્રી બહુચરા જયો જયો રે લોલ. ૪૯
ગુર્જરખંડમાં તે ગામ નડીઆદ છે રે લોલ;
કૃપા ઇશ્વરીની આદ ને અનાદ છે રે લોલ. ૫૦
ન્યાતે નાગર ખટમાંહે છે સાઠોદરો રે લોલ;
માજી રાંકડા ઉપર તે કરુણા કરો રે લોલ. ૫૧
ઇશ્વરી ઇચ્છાએ આવ્યો તે વીરમગામમાં રે લોલ;
ઘણી આરતથી આવ્યો માના ધામમાં રે લોલ. ૫૨
માજી દાસડાંના અવગુણ તે ના ગણે રે લોલ;
જોડી પાણ દાસ નભૂ જાએ ભામણે રે લોલ. ૫૩



## રામાયણના ગરબા.

### ગરબો ૧ લો.

રઘુવંસી રામ, લંકા ઉપર જોરે ચડાઇ કીધી;
સઉ સેન્ય મળી, રાવણની નગ્રી રે ઘેરી લીધી. ટેક.
રામ આવ્યા સમુદ્રને તીરે, કરે વિનતી હરિ ધીરે ધીરે;
ત્યારે ક્રોધ ધરયો લક્ષ્મણ વીરે. રઘુવંસી૦ ૧
દ્વીજરૂપે રત્નાકર આવ્યો, ઘણી ભેટ સામગ્રી તે લાવ્યો;
તેણે ભેદ અંતરનો બતલાવ્યો. રઘુવંસી૦ ૨
નલ નીલ પાજ રચના કરશે, તેને હાથે સૌ પથ્થર તરશે;
તેવડે સેન્યા પાર ઉતરશે. રઘુવંસી૦ ૩
ગીરિ લાવીને તો પાજ કરી, જોઇ રીઝયા હૈયામાં રે હરી;
જળ જંતુએ આવી પીઠ ધરી. રઘુવંસી૦ ૪
કપીસેન્યા તણી કંઇ નહિ રે મણા, સેન્યાપતિ પદ્મ હરાડ ગણ્યા;
કંઇ બળ અકળિત છે તેહ તણા. રઘુવંસી૦ ૫
પાર ઉતરીને મુકામ કરયો, ત્યારે રાવણ બોલ્યો ગર્વ ભરયો;
જાઓ દૂત રખે કાંઇ મન ડરો. રઘુવંસી૦ ૬

આવ્યો દૂત સેન્યને કળવાને, શી વાત થઇ તે સાંભળવાને;
અન્ય રૂપ ધરી કપી છળવાને. રઘુવંસી૦ ૭
હનુમાનના મુખ આગળ ચાલ્યો, ત્યારે ઝડપ કરી તેને ઝાલ્યો;
મારી કુટી બંધનમાં ઘાલ્યો. રઘુવંસી૦ ૮
જાણ્યું રામે દયા કરી છોડાવ્યો, તે રાવણકને રોતો આવ્યો;
અતુલ બળ એવી ખબર લાવ્યો. રઘુવંસી૦ ૯
પછે અંગદને શ્રી મહારાજે, લંકા મોકલ્યો વીષ્ટી કાજે;
રાજનીતિ શાસ્ત્રમાંહે છાજે. રઘુવંસી૦ ૧૦
હવે એ દુત લંકામાં જાશે, રાવણ સાથે વિવાદ થાશે;
તે નભુદાસ હેતે ગાશે. રઘુવંસી૦ ૧૧

---

## ગરબો ૨ જો.

અતિ બળવંતા, ચતુર છો વાળી સુત અંગદ બંકા;
રાવણની સભામાં, તૃણવત ગણતો મન નથી કાંઈ શંકા. ટેક.
કેટલાએક પોળિયા માર્યા, કેટલાના મસ્તક સંઘાર્યાં;
પોતે રાજસભામાં પધાર્યા. અતિ૦ ૧
રાવણ કહે તમો કોણ છોજી, કોણ પાસે કોણ ગામ રોહોજી;
શું કામે આવ્યા તે કોહોજી. અતિ૦ ૨
અંગદ કેહે વાળીનો જાયો, મેં શરણ રઘુપતિનો શાયો;
તું મીત્ર પિતાનો કેહેવાયો. અતિ૦ ૩
વાળીને તે હું શું જાણું, અંગદ કેહે ભુલો તે ટાણું;
કાખમાં રહ્યાતા દિન વહાણું. અતિ૦ ૪
અલ્યા સમજ વિના બોલે શાને, કહીં સુણ્યો હશે રાવણ કાને;
સુર અસુર આણ મારી માને. અતિ૦ ૫
ખટ માસ વાળીની કાખ રહ્યો, જઠરીનો ફેંક્યો બીલ ગયો;
તે વામનજીએ રાખી લીયો. અતિ૦ ૬
શહસ્રાર્જુનને કર આવ્યો, તેણે હયશાળામાં બંધાવ્યો;
મુની પૌલસ્ત્યે જઈ છોડાવ્યો. અતિ૦ ૭
તમે કિયા રાવણ એ આરમા, છે બીજા કોઈ સંસારમા;
શું અંધ થયો છે હંકારમાં. અતિ૦ ૮
ત્રૈલોકપતિ તુંજ ઘર આવ્યા, દ્વીજકુળ જાણી કરુણા લાવ્યા;
માટે મોકલ્યો મુજને સમઝાવા. અતિ૦ ૯

આપ સીતાને તું પાય પડી, ક્ષમા કરી ઉતારશે રીસ ચડી;
તુંને અવિચળ કરશે તેજઘડી. અતિ૦ ૧૦
ત્યારે રાવણ બોલ્યો રોશ ભરયો, આ વાનરને કોઈ દૂર કરો;
તપસીને કહાડો પાર પરો. અતિ૦ ૧૧
કર આટક્યા અંગદે ભોંય સાથે, પડ્યા મુગટ જમીનપર દશ માથે;
છ ફેંક્યા અંગદે લઈ હાથે. અતિ૦ ૧૨
તમને શેજ વાતે નહિં સુઝે, એવો કોણ છે હરિસાથે જુઝે;
કહે નભુ મુરખ તે શું બુઝે. અતિ૦ ૧૩

---

ગરબો ૩ જો.

અંગદ વાણી, સાંભળતાં શ્રીરામે ચડાઇ કીધી;
સૌ સૈન્ય મળી, ચોપાસેથી લંકા ઘેરી લીધી. ટેક.
લઇ સેન્યા ઇંદ્રજિત આવ્યો, તેને લક્ષ્મણજીએ અકળાવ્યો;
મારી સાંગ કાંઈ લડતાં ફાવ્યો. અંગદવાણી૦ ૧
આવી મુરછાં લક્ષ્મણ ધરણે ઢળ્યા, સૌ વાંદર રઘુપતિ પાંસ પળ્યા;
સુખેણને લઈને તરત વળ્યા. અંગદવાણી૦ ૨
કહ્યું સજીવન દીવો આવે, તો તરત લક્ષ્મણને જીવાડે;
સૌ કેહે હેલાં હનુમાન લાવે. અંગદવાણી૦ ૩
પછે મારુતિ દીપગીરિ ચાલ્યો, બહુ દીપ લઇ ગીરિ કર ઝાલ્યો;
લઇ મસ્તક હરખ ધરી હાલ્યો. અંગદવાણી૦ ૪
દીપગીરિએ લક્ષ્મણ ઉઠાડ્યા, જે જોદ્ધા ઇંદ્રજિતે પાડ્યા;
તે તતક્ષણ સૌને જગાડ્યા. અંગદવાણી૦ ૫
પછે કુંભકરણને જગાડે, ઘણા શોર કરે બુમો પાડે;
લઈ કાનમાં બાણઘા વગાડે. અંગદવાણી૦ ૬
ખીજ્યો રાવણને એ શું કીધું, તેં જગતાપતિને દુખ દીધું;
તેં મોત હાથે માગી લીધું. અંગદવાણી૦ ૭
એવું કહીને સંગ લીધા સાથી, રથે જોડ્યા છે અગણિત હાથી;
ચડ્યો કુંભકરણ મહા ભડ ભાથી. અંગદવાણી૦ ૮
તેણે રઘુપતિ સાથે જુદ્ધ કરયું, કપિ રીંછનું સૈરવે સેન ડરયું;
બંને બળિયા દારુણ જુદ્ધ ઠરયું. અંગદવાણી૦ ૯
રઘુપતિએ અસુરને અંકારયો; લીલા ખેલ કરીને વકારયો;
એકે બાણે કુંભકરણ મારયો. અંગદવાણી૦ ૧૦

પછે લક્ષ્મણે જગ્નને ભંગ કરચો, ઇંદ્રજિતને અતિ વ્યાકુળ કરચો;
મારી બાણ ક્ષણમાં પ્રાણ હરચો. અંગદવાણી૦ ૧૧
ત્યારે રાવણ ચડિયો રોશ કરી, સૌ સેનમાં એવું પોણ ધરી;
ઘેર નાવે જીવતો કોઇ ફરી. અંગદવાણી૦ ૧૨
આવ્યો રાવણ સંગ્રામે સુરમાં, વહ્યો આવે શોણીતના પુરમાં;
દશ મસ્તક એક મારયું ઉરમા. અંગદવાણી૦ ૧૩
રૂદ્ર બાણે રાવણને મારચો, વીભિષણને ગાદી બેસાડચો;
જસ જુગમાં ઘણું વિસ્તારચો. અંગદવાણી૦ ૧૪
વીભિષણ જઇ સીતાને લાવ્યા, રામ લક્ષ્મણ સતીને દરસાવ્યા;
તાપ ત્રૈલોકના ત્યાં સમાવ્યા. અંગદવાણી૦ ૧૫
સરવે દેવતાના બંધન છોડી, મોટા જોદ્ધાના માન લાખ્યાં મોડી;
દાસ નભુ નમે બેહુ કરજોડી. અંગદવાણી૦ ૧૬

---

ગરબો ૪ થો.

અજોધ્યામાં, રાજ કરે દસરથનો સુત રઘુરામ;
સંગ જનકસુતા, અર્ધ ગાદિએ બેઠાં વામા વામ. ટેક.
સેન્યાપતિ ભરત પ્રમાણ ઠરે, સત્રુઘન લક્ષ્મણ ચમર કરે;
નિકટ વિભીષણ છત્ર ધરે. અજોધ્યામાં૦ ૧
રહ્યા સન્મુખ મારુતિ કર જોડી, ભવના બંધન લાખે છોડી;
કરે આરતી માતા ત્રણ તોડી. અજોધ્યામાં૦ ૨
સુંદર સલિતા સરજુ ગાજે, મુનિ વશીષ્ટ રાજસભા રાજે;
જાંઘડ જાંઘડ નોબત વાજે. અજોધ્યામાં૦ ૩
ઘેર ઘેર આનંદ ઓચ્છવ થાયે, સૌ માનુનીઓ મંગળ ગાયે;
નમે દેશ દેશના સૌ રાએ. અજોધ્યામાં૦ ૪
બની અજોધ્યાપુરી શોભા સારી, અમરાવતી લાખું ઓવારી;
જોઇ દાસ નભુ જાએ બલિહારી. અજોધ્યામાં૦ ૫

---

ગરબો ૫ મો.

રઘુનાથ કહે, લક્ષ્મણજી સીતા વન મેહેલી આવો;
અપવાદ મટે, વિદેહિને છે મુનિદર્શણનો લાવો. ટેક.
ઉઠ્યા લક્ષ્મણ આજ્ઞા શીશ ધરી, રથ લાવ્યા તતક્ષણ સજ્જ કરી;
સીતા બેઠાં ઉર ધ્યાન ધરી. રઘુનાથ કહે૦ ૧

જઈ અઘોર વનમાં બેસાડ્યાં, લક્ષ્મણે નૈણે આંસું પાડ્યાં;
સો અપરાધે સીતા વન કાઢ્યાં. રઘુનાથ કહે૦ ૨
ગયા લક્ષ્મણ સીતા એકલડી, થઈ મુરછાં માતા ભોમ પડી;
વાલ્મિક પધાર્યા તેજ ઘડી. રઘુનાથ કહે૦ ૩
રૂશી કેહે બેટા મુજ ઘર ચાલો, સુધ મંને સતીનું વ્રત પાળો;
પતિવ્રતા ધરમ તુંજને વાલો. રઘુનાથ કહે૦ ૪
સીતાજી રૂશીને મઠ આવ્યાં, સૌ રૂશી મુનીને મન ભાવ્યાં;
સરવે બેટી કહિને બોલાવ્યાં. રઘુનાથ કહે૦ ૫
એમ કરતાં કેટલા દીન ગયા, વાલ્મિક રૂશીને આશ્રમે રહ્યાં;
લવ કુશ કુંવર બે પ્રગટ થયા. રઘુનાથ કહે૦ ૬
બળ તેજ પ્રાક્રમથી પૂરા, નહિં એકુ વાતથી અધુરા;
વળી સંગ્રામે સુભટ સૂરા. રઘુનાથ કહે૦ ૭
રૂશીએ નિજ કન્યા કરી થાપી, વનમાં સૌ દુખ લાખ્યાં કાપી;
એહુને અસ્ત્ર શસ્ત્ર વિદ્યા આપી. રઘુનાથ કહે૦ ૮
એવે એક દીવસ એક હય આવ્યો, પત્ર વાંચંતાં મનમાં ભાવ્યો;
લવે તરૂવર સાથે બંધાવ્યો. રઘુનાથ કહે૦ ૯
સત્રુઘન સેન્યા લઈ આવ્યા, લવ સાથે લડતા નવ ફાવ્યા;
હેલામાત્રમાં તેમને હરાવ્યા. રઘુનાથ કહે૦ ૧૦
મોહાસ્ત્ર સત્રુઘને સાધીને, રઘુપતિનું ધ્યાન આરાધિને;
લવ રથમાં લાખ્યો બાંધીને. રઘુનાથ કહે૦ ૧૧
બીજે બાળકે આવી વાત કહી, લવને સેન્યા લઈ જાય તહીં;
ત્યારે સીતાને ધીરજ નવ રહી. રઘુનાથ કહે૦ ૧૨
ત્યારે સીતાનું આક્રંદ સુણી, કુશ આવ્યા સીતામાત ભણી;
લવ લાવું હવણાં ભૂપ હણી. રઘુનાથ કહે૦ ૧૩
કુસ સાદ કરી સેન્યા તેડે, અંકુશ દઇને જેમ ગજ ફેડે;
સત્રુઘન આવ્યા કુશ મેરે. રઘુનાથ કહે૦ ૧૪
તમે દ્રીજ બાળક સરખા ભાસો, હય બાંધ્યાનો એવો શો આસો;
ઘર જાઓ નહિ તો માર ખાસો. રઘુનાથ કહે૦ ૧૫
કુશ કહે હવે કર જોજો મારા, નથી અહિંયાં લવણાસુર વારા;
એમ કહીને સેન્ય કર્યું તારેતારા. રઘુનાથ કહે૦ ૧૬
લવ છોડાવી બંન્યો અડિયા, રાય સત્રુઘન સામા પડિયા;
કહે નભુ કુશબાણે ભુપ પડિયા, રઘુનાથ કહે૦ ૧૭

## ગરબો ૬ ઠ્ઠો.

લક્ષ્મણ ચડિયા, સેન્યા લઈ લડવા લવ કુશની સાથે;
જાઓ હય લાવો, એમ કહીને પ્રેર્યા શ્રી રઘુનાથે. ટેક.
આવ્યા લક્ષ્મણ સેન્યા સૌ લૈને, રહ્યા ઉભા રણભોમિ જૈને;
હય આપો મુનિબાળક કહિને, લક્ષ્મણ ચડિયા૦ ૧
કુશ કહે લેઓની જુદ્ધ કરી, સંગ સેન્યા લાવ્યા શસ્ત્ર ધરી;
હય લીધાવિણ જાઓ ઘેર પૂરી, લક્ષ્મણ ચડિયા૦ ૨
પછી લક્ષ્મણ બાણ બહુ નાખે, તેટલાં કર કુશ ઝીલી રાખે;
કરી હાસ્ય ને વેદવચન ભાખે. લક્ષ્મણ ચડિયા૦ ૩
જેટલાં બાણ આવે લક્ષ્મણના, તેને તલતલ માત્ર કરે ક્ષણમાં;
કરે જુદ્ધ સુભટ બંન્યો રણમાં. લક્ષ્મણ ચડિયા૦ ૪
કુશે ફરસી એક તહાં કહાડી, થઇ લક્ષ્મણની વેળા માઠી;
પડ્યા લક્ષ્મણ ગઈ સેન્યા નાઠી. લક્ષ્મણ ચડિયા૦ ૫
ત્યાં શ્રોણીતની સરિતા વેહે છે, કોઇ સુરા થઇ સન્મુખ રેહે છે;
કોઇ ત્રાહે ત્રાહે મુખથી કેહે છે. લક્ષ્મણ ચડિયા૦ ૬
એ બન્યો નવ જાએ કળિયા, સૌ સૂરા રણ મુકી વળિયા;
કહે નભુ પ્રભુના સુત બળિયા. લક્ષ્મણ ચડિયા૦ ૭

---

## ગરબો ૭ મો.

કહે ભરત પ્રભુ, આપણે અધર્મ કીધો તે ફળ પામ્યા;
સતી સાધવીને, સા અપરાધે વનમાં કહાડી સ્યામા. ટેક.
એમ કહિને ભરત ચડ્યા રણમાં, સજ સેન્ય કર્યું સૌ તે ક્ષણમાં;
એ પરાક્રમ નવ હોય બ્રાહ્મણમાં. કહે ભરત પ્રભુ૦ ૧
એ બાળક બંન્યો ક્ષત્રીના, ન હોય અગસ્ત ગૌતમ અત્રીના;
એ બાણ સહે કેમ હયપતિના. કહે ભરત પ્રભુ૦ ૨
એમ કરતા રણભોમિ આવ્યા, બંન્યો બાળક ત્યાં બોલાવ્યા;
જોઇ સ્વરૂપને મન ભાવ્યા. કહે ભરત પ્રભુ૦ ૩
કહે ભરત તમે તો બાળક છો, કો બ્રાહ્મણ કે ભૂપાળક છો;
કંઈ સમજો કે શિશુ બાળક છો. કહે ભરત પ્રભુ૦ ૪
કુશ કહે બાળક કોને કોહો છો, દેહિને અવિનાસી લેખો છો;
દેહ જોઇને બાળક બોલો છો. કહે ભરત પ્રભુ૦ ૫

એમ કહિને બાણ ગ્રહ્યું કરમાં, સંભાળી લેજો સમરાંગણમાં;
ભરત વિરથ કરચો એક જ સરમાં. કહે ભરત પ્રભુ૦ ૬
બીજે બાણે મુરછાં ખાધી, તતક્ષણ સેન્યા નાઠી આધી;
તેની ખોળ કોઇને નવ લાધી. કહે ભરત પ્રભુ૦ ૭
ત્રણે ભાઇ તો ત્યાં પડિયા, લવકુશની સામા જે ચડિયા;
બંન્યો બાંધવ તો રણમાં અડિયા. કહે ભરત પ્રભુ૦ ૮
એ બળવંતા પ્રાક્રમી પૂરા, સૌ સેન્ય કરચું ચુરેચુરા;
કહે નભૂ પ્રભુના સુત સૂરા. કહે ભરત પ્રભુ૦ ૯

---

## ગરબો ૮ મો.

રઘુનાથ ચડચા, જગ્નથકી ઉઠચા છે દીક્ષા મૂકી;
હય મેઘળ ખેડો, એમ કહીને ચાલ્યા સારંગ ચૂકી. ટેક.
મારા બાંધવ બળવંતા ભારે, તેની આગળ ત્રીલોકી હારે;
તેને ત્રણ ભોવનમાં કોણ મારે. રઘુનાથ ચડચા૦ ૧
સંગે અંગદ સુગ્રીવ રે બળિયા, હનુમાન વીભિષણ સૌ પળિયા;
સૌ રણભોમિ આવી મળિયા. રઘુનાથ ચડચા૦ ૨
કહ્યું જાઓ કરો જુદ્ધ ને હય લાવો, તમે બળિયાથી બળિયા કહાવો;
એને જુદ્ધ કરીને હરાવો. રઘુનાથ ચડચા૦ ૩
જો બ્રાહ્મણના બાળક હોયે, તો ઘા જૈ નવ કરશો કોએ;
બમજો તમને મારે તોએ. રઘુનાથ ચડચા૦ ૪
આવ્યો અંગદ કરમાં વૃક્ષ ધરચું, કરમાંથી તલતલ માત્ર કરચું;
કુશે લવ સામું જોઇને હાસ્ય કરચું. રઘુનાથ ચડચા૦ ૫
કુશ કહે સુગ્રીવ તું શું ફૂલે, વાળીથી નાઠો તે ભૂલે;
કરચાં કર્મતણાં ફળ તો તૂં લે. રઘુનાથ ચડચા૦ ૬
અંગદ તુને ધિક સૌ કહે છે, સત્રુનો સેવક થઇ રેહે છે;
અલ્યા પીંડ કીયા પીતુને દે છે. રઘુનાથ ચડચા૦ ૭
વીભિષણ કુળ અંગાર ઉઠચો, તુંને શું જોઇને રઘુવર ત્રુઠચો;
આવ્યો શરણે જો બાંધવ રૂઠચો. રઘુનાથ ચડચા૦ ૮
તું પાપી બહુ ભરિયો હોશે, મનોવરીને માત કહી હોશે;
તેને નારી પેઠે કેમ જોશે. રઘુનાથ ચડચા૦ ૯
એમ કહિને ફળ વણ શર મારચા, ત્રણેને ગગને ઉરાડચા;
કંદુકની પેઠે ઉછાળ્યા. રઘુનાથ ચડચા૦ ૧૦

જાણ્યુ રામે રથમા સયન કરયું, મન જાણ્યું મારૂં તેજ ખરૂં;
કેમ વડિએ એવું મન ધરયું. રઘુનાથ ચડયા૦ ૧૧
રણ ઝીતી લવ ને કુશ આવ્યા, ચારેના મસ્તક સંગ લાવ્યા;
મા આ તમપ્રતાપે હરાવ્યા. રઘુનાથ ચડયા૦ ૧૨
સીતા કેહે બહુ અનરથ કીધો, અમો સહુને રંડાપો દીધો;
પીતુઘાતક દોષ તમે શિર લીધો. રઘુનાથ ચડયા૦ ૧૩
કુશ કેહે મા હૂં તે શૂં જાણું, તેં કાંઇ મુજને ના કેહેવાણું;
તમ વચને હય ઝીતી આણું. રઘુનાથ ચડયા૦ ૧૪
પછે સીતાજી રણભોમિ ગયાં, સતીએ જઇ સત્ત વચંન કહ્યાં;
સતી વચને સૌ સજીવન થયા. રઘુનાથ ચડયા૦ ૧૫
પછે સેન્યા સૌ સજીવન કીધી, બેહુ બાળક સીતા સંગ લીધી;
અજોધ્યા આવી દુંદુભિ દીધી. રઘુનાથ ચડયા૦ ૧૬
સહુ આવ્યા અવર પૂર હેત કરી, હય બાંધ્યો પૂરણ પ્રીત ધરી;
સૌ મંદીર બેઠા ઠામ ઠરી. રઘુનાથ ચડયા૦ ૧૭
એ લવ કુશ મહિમા જે ગાશે, સાંભળતામાં પાવન થાશે;
કેહે નભુ વૈકુંઠે તે જાશે. રઘુનાથ ચડયા૦ ૧૮

---

## દશમ ભાગવતના ગરબા.

### ગરબો ૧ લો.

કહું કૃષ્ણકથા, શુકદેવજી કહે સાંભળો પરિક્ષતરાએ;
જાય જન્મવ્યથા, હરિજસ સાંભળવાનો બહુ મહિમાએ. ટેક.
શ્રી ગણપતિનું સમરણ કરિએ, સરસ્વતિનું ધ્યાન રૂદે ધરિએ;
હવે દશમકથા સહુ ઊચરિએ. કહું કૃષ્ણ૦ ૧
શુકજી પ્રત્યે પરિક્ષત પુછે, તમે તત્વ જથારથ દરશ્યું છે;
પ્રભુ પ્રગટયાનું કારણ શું છે. કહું કૃષ્ણ૦ ૨
શુક કેહે પૃથ્વિપર ભાર થયો, અતિ અધર્મ તે નવ જાય સહ્યો;
સત ધર્મ કર્મ નહિં લેશ રહ્યો. કહું કૃષ્ણ૦ ૩
પૃથ્વિ ધેનુનું રૂપ ધરી, વીધિ આગળ કરુણા રાવ કરી;
નૈણે આંસુંની ધાર ઝરી. કહું કૃષ્ણ૦ ૪
અજ હરિ હર આદિ સુર સંગે, ગયા સાગરતીરે ઉમંગે;
જઈ નમણ કરયું આઠે અંગે. કહું કૃષ્ણ૦ ૫

તમે અખિલ ભુવનપતિ અવિનાસી, તમે સદ ચિદ આનંદ સુખરાસી;
તમે સહુથી પર ને પરકાસી. કહું કૃષ્ણ૦ ૬
હે ભક્તવત્સલ કરુણાસિંધુ, શરણાંગતપાહિ દિનબંધુ;
અમો આરતથી તવ પદ વંદું. કહું કૃષ્ણ૦ ૭
પ્રભુ તમપાંખે હમે કહાં જઇએ, હમે કોને શરણે જઈ રહિએ;
દુખ તમ વિના કોહોને કહિએ. કહું કૃષ્ણ૦ ૮
સુરનરતણી આરત જાંણી, કરુણાનિધિએ કરુણા આંણી;
તતકાળ થઈ આકાસવાણી. કહું કૃષ્ણ૦ ૯
તમે દેવ સહુ જાદવ થાઓ, સુરવધુ ગોપી થઈ ગુણ ગાઓ;
સત્ય માની સુર સરવે જાઓ. કહું કૃષ્ણ૦ ૧૦
સુણી સુર હરખી નિજ થાન ગયા, પૃથ્વિને કેહે થઈ મેહેર મયા;
સુખથી જા ઘેર થઈ નાથદયા. કહું કૃષ્ણ૦ ૧૧
પ્રભુ પ્રગટ્યાનું કારણ એ છે, એમ શુકજી પરિક્ષતને કેહે છે;
નભુ રંક હરિ શરણે રેહે છે. કહું કૃષ્ણ૦ ૧૨

---

## ગરબો ૨ જો.

શુકદેવ કહે, સાંભળ પરિક્ષત કથાતણો વિસ્તાર;
હિત ભક્તતણે, અજ અવિનાસી ધરચો મનુશ અવતાર. ટેક.
દેવકી દેવક કન્યા કહાવી, વસુદેવ જાદવને પરણાવી;
બહુ રિદ્ધ આપીને વળાવી. શુકદેવ કહે૦ ૧
હય ગજ રથ દાસી બહુ આલી, કંસ ભૂપતને ભગની વહાલી;
સારથી થઈ રાસો કરઝાલી. શુકદેવ કહે૦ ૨
અન્યોઅન્ય વિનય વચન ભાંખે, વસુદેવ સહુને ઉભા રાખે;
રાય કંસ હરખથી રથ હાંકે. શુકદેવ કહે૦ ૩
એવે અકસ્માત થઇ નભવાણી, શું બેઠો નિજ ભગની જાણી;
એથી તુંજને છે રે બહુ હાણી. શુકદેવ કહે૦ ૪
તારી બેનડ તે બાળક જણશે, તે બાળ તુંને વેરી ગણશે;
આઠમો ગર્ભ તે તુંજને હણશે. શુકદેવ કહે૦ ૫
સાંભળતાં ચિંતાતુર થયો, એ શબ્દ ન મિથ્યા જાય કહ્યો;
ઉતરીને રથથી ઊભો રહ્યો. શુકદેવ કહે૦ ૬
તતબર થયો અસિચર્મ લઈ, ક્રોધાતુર રાતોચોળ થઇ;
લાગ્યો મારવા દેવકી કેશ ગ્રહી. શુકદેવ કહે૦ ૭

વસુદેવે વાર્યો સ્તુતી કરી, કંસ તું કેહે છે તે વાત ખરી;
કે આકસવાણી સાચી ઉચરી. શુકદેવ કહે૦ ૮
એથી તો લો નથી કદાપી, એક વચન કહું છું થિરથાપી;
કહું વેણ તારા કરમાં આપી. શુકદેવ કહે૦ ૯
તું ધર્મસીલ રાજા કહિએ, દાન તે જીવતતણું લઇએ;
તન પ્રશવ થતે તુંજને દઈએ. શુકદેવ કહે૦ ૧૦
સંતોષ થયો મન ભૂપતણે, મારૂં જે ભગની બાળ જણે;
પછે મુજને તે કોણ હણે. શુકદેવ કહે૦ ૧૧
ખેડ્યો રથ નરપત એમ લહી, વરકંન્યા પોંતાં ઘેર સહી;
ભૂપતને ચિંતા મંન થઇ. શુકદેવ કહે૦ ૧૨
નારદ આવ્યા ભૂપત પાસે, કંસ કેમ બેઠો છું વિસવાસે;
એના સુતથી તુંજ મૃત્યુ થાશે. શુકદેવ કહે૦ ૧૩
મુકિએ નહિં સાપને છંછેડી, લીધાં વસુદેવ દેવકી તેડી;
બેહુ પગમાંહે નાખી બેડી. શુકદેવ કહે૦ ૧૪
કંસે મુખ કરડી વાણી ભાંખી, બંન્યો કારાગ્રહમાં રાખી;
નિજ પિતા પગે બેડી રાખી. શુકદેવ કહે૦ ૧૫
પ્રધાનને તેડી કેહે રાએ, જુવો જાગ જગન કંહીં ના થાએ;
કરો પીડા સંત વીપ્ર ને ગાએ. શુકદેવ કહે૦ ૧૬
એમ અધર્મના બહુ ઓઘ કરે, કહે નજુ પ્રભુથી નવ લેસ ડરે;
બહુ પાપ થયા વણ કેમ મરે. શુકદેવ કહે૦ ૧૭

---

## ગરબો-૩ જો.

રાય સાંભળજે, જાદવ કુળમાં પ્રગટયા જુગદાધાર;
કેહે શુકજોગી, દુષ્ટહણી ભોમીનો હરવા ભાર. ટેક.
પ્રથમ સુત કીર્તિમંન્ત કહું, સુખસેન ને ભદ્રસેન લહું;
મરદુગુન ને અતિપાવન બહુ. રાય સાંભળજે૦ ૧
સમર્દક ભદ્રક સંકર્શણ, થયો ગર્ભ સાતમો આકર્પણ;
ગર્ભ અષ્ટમે હરિ દીધું દર્શણ. રાય સાંભળજે૦ ૨
ખટ બાળક સલ્યા સાથે હણ્યાં, એમ કીધા ડુંગર પાપતણા;
રાખી નહીં અધર્મમાંહે મણા. રાય સાંભળજે૦ ૩
નિજ માયાને પ્રભુએ પ્રેરી, રોહીણી કુખ ગર્ભ મુકો હેરી;
તું થાજે જસોદાને ડેરી. રાય સાંભળજે૦ ૪

શ્રાવણ સુદ્દ આઠેમ બુધવારે, રોહીણી નક્ષત્ર થયું ત્યારે;
પ્રભુ પ્રગટ્યા મધ્ય નિશા જ્યારે. રાય સાંભળજો૦ ૫
વસુદેવજીને દર્શણ દીધું, સંકટ તમ દૂર સહુ કીધું;
એમ કહિને બાળક રૂપ લીધું. રાય સાંભળજો૦ ૬
અજ શિવ સુર આવી સ્તુતિ કરી, નીર્ભે રોહો બોલ્યા એમ હરી;
થોડે દીન હણસું દેવઅરી. રાય સાંભળજો૦ ૭
મુને ગોકુળમાં મુકીઆવો, જસોદાની કંન્યા આંહ્યા લાવો;
તે પુત્રી કંસને દરશાવો. રાય સાંભળજો૦ ૮
પગમાંથી બેડી દૂર પડી, ગયાં દ્વાર સહુ સેજે ઉઘડી;
વસુદેવ લઇ ચાલ્યા તેજ ઘડી. રાય સાંભળજો૦ ૯
જમનામાં જાતાં માર્ગ થયા, વસુદેવજી નંદને ઘેર ગયા;
જઈ પલંગ આગળ ગુપ્ત રહ્યા. રાય સાંભળજો૦ ૧૦
સુત મુકીને કન્યા લીધી, જુવો વસુદેવે વોરત કીધી;
કોડી સાટે નવ નીધિ દીધી. રાય સાંભળજો૦ ૧૧
લઇ મથુરામાં તતક્ષણ આવ્યા, કુંવર મુકી કન્યા લાવ્યા;
પછી દ્વાર હતાં તેમ અડકાયાં. રાય સાંભળજો૦ ૧૨
પોતાને પગ બેડી ઘાલી, કન્યા દેવકીને કર આલી;
મુકયા દીવડિયા અજવાળી. રાય સાંભળજો૦ ૧૩
પછી પુત્રી તે રોવા લાગી, રખવાળ સહુ ઉઠ્યા જાગી;
જઈ કંસતણી આજ્ઞા માગી. રાય સાંભળજો૦ ૧૪
કેહે દેવકીને બાળક થયું, જાણંતા તમને તરત કહ્યું;
હમે જાણ થયું કેમ જાય રહ્યું. રાય સાંભળજો૦ ૧૫
સાંભળતાં ધસમસતો ધાયે, ઢળી પડે વળી બેઠો થાયે;
એમ ઉતાવળો આવ્યો રાયે. રાય સાંભળજો૦ ૧૬
લાવ બાળક ઉભો એમ કહી, દેવકી રહી ઉભી પાણ ગ્રહી;
ભાઈ પુત્રીને મારેશ નહી. રાય સાંભળજો૦ ૧૭
મારા પુત્ર હણ્યા દુખાણી કીધી, રાખ તનયા જાણે તેં દીધી;
એમ કહેતામાં ખેંચી લીધી. રાય સાંભળજો૦ ૧૮
મારવાને નીર્દય મંન થઈ, સલ્યાસું મારે હાથ લઈ;
છુટી કરથી તે આકાસ ગઈ. રાય સાંભળજો૦ ૧૯
અધર્મી મુજને શું મારો, તારે ઉગરવાનો નહિં આરો;
કહીં પ્રગટ્યો છે વેરી તારો. રાય સાંભળજો. ૨૦

એમ કહિને વીજળી સ્વર્ગ ગઇ, તારે ચિંતા કંસને મંન થઇ;
હવે શો કરવો ઉપાય અહીં. રાય સાંભળજે૦ ૨૧
એમ કહી સભામાં રાય ગયા, પ્રધાનને લેઇ એકાંત રહ્યા;
ત્યાં ભેળા પાપી સર્વ થયા. રાય સાંભળજે૦ ૨૨
ચાણુર મુષ્ટીક અગ બક આદે, કરતા વખાણ ખળ બકવાદે;
એમાં શું કારજ તે છે જાદે. રાય સાંભળજે૦ ૨૩
અમે સુરને લેખે નવ ગણિયે, વર્ષ પાંચ લગીના બાળક હણીએ;
જ્યાં ત્યાંથી મરશે આપણિએ. રાય સાંભળજે૦ ૨૪
બકાસુરની બેન બકી દાસી, તેનુ નામ કહે પુતના માસી;
તે બાળ મારવા હુલાસી. રાય સાંભળજે૦ ૨૫
હવે અહિંયાંથી એ વાત રહી, ગોકુળ માંહે સી પેર થઈ;
નભુ પરિક્ષતને શુકદેવે કહી. રાય સાંભળજે૦ ૨૬

---

## રાધાનો ઓળંભો-(રાવ).

ઢાળ-(માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે.)

રાધા ઓળંભા લાવે રે નટવરલાલના, ટેક.
ઘેરી ગોપી સરવે કેડે લીધા કાન;
સાને નસાડી મુક્યા રે સૌ ગોવાળને,
વાળો સામળિઆને કાંઇ ન આવે સાન. રાધા૦ ૧
અમે પાણીડાની હેલું ભરવા નીસર્યાં,
જુગતે જીવણ આવ્યા જાણી એવો લાગ;
ઝાઝાં માકડલાં તે સરખાં મેલ્યાં છોકરાં,
ઘરમાં પેસી અનુખળે મેલ્યો પાગ. રાધા૦ ૨
પ્રીતમ પોંચાયા નહિં તે કીધી પેરવી,
ગેડી ભરાવી ગોરસની કીધી ધાર;
મેં તો ધારયુંતું હરજીની ચોરી હેરવી,
સેજે સંતાઇ બેઠીતી બીજે દ્વાર. રાધા૦ ૩
ઘરમાં ઘેરયા રે ગીરધારી હમે સહુ મળી,
મેં જઇ હરજીકેરો ઝાલ્યો જમણો હાથ;
વાહાલે દુધનો કોગળો મારયો મારી આંખમાં,
સાને નસાડ્યો છે ગોવાળાનો સાથ. રાધા૦ ૪

વારો વારો રે વિઠ્ઠલને કહિએ કેટલું,
એળે આવીને જગાડે નાહાના બાળ;
કાંને સાંભળી ગોપીએ કહ્યું જેટલું,
વેણુ બોલ્યાં મીઠાં મધુર રસાળ. રાધા૦ ૫
માહારા ઘરનું ગોરસ તો ભાવે નહીં,
ચોરીખાધાની પડી છે એને ટેવ;
અરોપરો હરેફરે ને આવે તાંહાં,
લાવો દોરડીએ બાંધું હૂં તતક્ષેવ. રાધા૦ ૬
છેડો ઉઘાડી જુવે તો નિજ બાળકો,
જોઇ વિસ્મે થઇને લજ્જા પામી નાર;
સુતા ઉંઘેટા સરખા ને આંખો ચોળતા,
હરજી આવી ઉભા મંદીરમાંથી બાહાર. રાધા૦ ૭
જુઠી જુઠી કહીને આંખી પાડી જુવતી,
એવી બાળલીલા અનંત ને અપાર;
સીખે ગાએ ને જે એકે મંને સાંભળે,
તેની આસા પૂરે નંદનો કુમાર. રાધા૦ ૮
શ્રી વલ્લભ કૃપાએ શરણે રાખશે,
સેવો સાચે મંને સહુ નર નાર;
રંક નભુ જીવે તારા જસ ગાઈને,
અલબેલા છો અનાથ નાથ આધાર. રાધા૦ ૯

---

## ગરબો.

ઓદ્ધવજી આવ્યા રે ગોકુળ ગામમાં, રથ છોડ્યો જઇ નંદરાએને ઘેર જો;
ભાવે ભેટી પ્રેમ થકી પૂજન કરયું, નંદજસોદા બોલ્યાં આનંદભેર જો. ઓ૦ ૧
કરાવ્યાં ભોજન તે રૂડીરીતસું, પલંગે બેસાડી બેઠાં બન્યો પાસ જો;
સમાચાર પુછે રે નંદજી નેહથી, ક્ષેમકુશળ પુછે આણી ઉલ્હાસ જો. ઓ૦ ૨
હરિહળધર વસુદેવ દેવકી રોહેણી, કુશળ ક્ષેમ છે સહુ જાદવનો સાથ જો;
હા કહિને ઓદ્ધવજી બોલ્યા હેતસું, ઘણું સંભારે તમને જાદવનાથ જો. ઓ૦ ૩
ઓદ્ધવજી દુખ દરિઆમાં બુડ્યાં હસે, સુખ દીઠાં તે સાલે અંગોઅંગ જો;
બાલુડાં મારાં બે તે કેમ વીસરે, આ વૃદ્ધામાં કીધાં આશાભંગ જો. ઓ૦ ૪
અમારી એણે રે બહુ રક્ષા કરી, અનેક અરિષ્ટથી ઉગાર્યાં બહુવાર જો;
લાડીલાનું મુખ જોઇને હું જીવતી, મા કહિને બોલાવે વારંવાર જો. ઓ૦ ૫

ગુણ એના અગણિત શું કહું તમ આગળે, બાળપણામાં બક કર્યો ઓધાર જો;
અઘાસુર શકટાસુર સરખા મારિયા, લાડકડાની લીલા અપરમપાર જો. ઓ૦ ૬
નવરાવી ધવરાવી નેણા આંજતી, માટીમશે વકાસ્યું વદન જો;
ત્રિલોકી દીઠી રે ત્રીકમ મુખમાં, વળી ઉધારચા તરૂ જમલાર્જુન જો. ઓ૦ ૭
વાત કરતાં રજની સહુ વિતી ગઈ, નંદજસોદા નેણે ભરિયાં નીર જો;
નભુસખીના નટવરની અગણિત ગોઠડી, સેન કરાવ્યાં ઓદ્ધવે આપી ધીર જો. ઓ૦ ૮

---

ગરબો.

ઓદ્ધવજી અરુણોદય નાવા નિસરચા, રવિતનયાત્રટ જાવા કીધું મન જો;
તે વેળા જાગી ગોકુળની ગોપીઓ, દધીમથન કરે મુખે હરિકિરતન જો. ઓ૦ ૧
ઓચિંતી આવિ રે કોઇએક બારણે, નંદઆગણે દીઠો રથ અતિ રૂડો જો;
તે વેળા તરૂણી તતક્ષણ ટોળે મળી, શું કરવું હવે આવ્યો અક્રુર કુડો જો. ઓ૦ ૨
હંસ હમારા હેળાંમાંહે હરિ ગયો, પિંડતણું કંઇ પડચું દીસે છે કામ જો;
કુડાં કર્મ કરચાની એને ટેવ છે, મિથ્યા એનું પરઠચું અક્રુર નામ જો. ઓ૦ ૩
કોઇ કહે મારી નંખાવ્યો કંસને, પિંડ આપવા આપણને લઇ જાએ જો;
મર્જન કરીને એટલે ઓદ્ધવ આવિઆ, મુખથી વારંવાર જપે વૃજરાયે જો. ઓ૦ ૪
મકરાકૃત કુંડળને મુગટ શોહામણો, જાણ્યું જે શું આવ્યાં સુંદરસ્યામ જો;
ઓદ્ધવજી આગળથી બેહુ કરજોડીને, વૃજમંડળને કીધો દંડપ્રણામ જો. ઓ૦ ૫
પાંસે જઇને પ્રેમદા સહુ પાયે પડી, હેત કરી બોલાવ્યા આણી પ્રેમ જો;
વૃજવિનતા સહુ ઓદ્ધવને વીટીવળી, વારેવારે પુછે કુસળ ક્ષેમ જો. ઓ૦ ૬
શું કરવા વૃજ સામળિઆને સાંભરે, રાજનીતિનો વૈભવ રૂડો લાગે જો;
સાવ સોનાના સુંદર ઓડે સાવટાં, ગુંજા ને કામલડી તે કોણ માગે જો. ઓ૦ ૭
ઓદ્ધવજી હરિને એવું કરવું નવ ઘટે, ઝાલી પેહેલે તરછોડચા હાથ જો;
નભુસખીનો નટવર નિર્દય થઇ રહ્યા, વાલાજીએ વિસ્તારચો વૃજ સાથ જો. ઓ૦ ૮

---

ગરબો.

તમે ઓદ્ધવ વૃજની વિનતી, કુબજા પટરાણીને કહેજો જો;
સગપણ સરખું આપણ બેહુને, સારી શીખામણ જઇ દેજો જો. તમે૦ ૧
દુધ કઢ્યાંમાં સાકર ભેળજે, નિત હરજીને છે હેવા જો;
પ્રાતસ્કાળે પાજે પીઉને, સુંદરવરની કરજે સેવા જો. તમે૦ ૨
મરદન કરજે અંગે માવને, નાવણ કરતાં તું પગ ધોજે જો;
સારા સાળુ કેરે છેડલે, લટકે લાલતણું અંગ લોજે જો. તમે૦ ૩

રસિયો રિઝયાં છે અંગરાગથી, હમે અહિં બેઠાં સરવે લહિએ જો;
એ તો વિદ્યા તારા ઘરતણી, એમાં અમે ઝાઝું શું કહિએ જો. તમે૦ ૪
નાના વિધના પાક બનાવજે, મિઠા તીખા ખાટા ખારા જો;
વ્યંજન વાહાલાજીને પીરશજે, જમતાં જીવન કેશે સારાં જો. તમે૦ ૫
લવંગ સોપારી સાથે એળચી, મુકજે બીડી માંહે બરાસ જો;
ખોળે બેશીને ખવરાવજે, મેળા મોહનને મુખવાસ જો. તમે૦ ૬
સુંદર પલંગ તળાઈ પાથરી, આનંદે આલિંગન દેજે જો;
રતિ વિપરીતતણું સુખ રંગમાં, ઉરપર રાખી લ્હાવો લેજે જો. તમે૦ ૭
રામા રતિએ ના રીસાવતી, સુંદર સામળિઆની સાથે જો;
હાજર રહેજે હરિની હજુરમાં, હુકમ કરે તે લેજે માથે જો. તમે૦ ૮
ઓદ્ધવ હેવાં સુખ હમને હતાં, સમયે સાંભરતાં બહુ સાલે જો;
દયા ન આવી દિલમાં રંકની, વૃજ વીસારી મુકયું વ્હાલે જો. તમે૦ ૯
કેહેજો રાજવળાની રીત છે, નૃપને હોએ ઘણેરી નારી જો;
મોહોલ પધારે મહિપત તેહને, જે દિન હોયે જેની વારી જો. તમે૦ ૧૦
થાપણ મુકી છે અમે તમ કને, મહિને માસે માગી લેશું જો;
ધણી તમે મન ઇચ્છાએ માગજો, પાછાં તતક્ષણ તમને દેશું જો. તમે૦ ૧૧
થોડાંમાંહે ઘણુંકરી માનજો, લાલે ઘણાં લડાવ્યાં લાડ જો;
એકવાર મોકલો દરશન આપવા, માનશું બાઇ તમારો પાડ જો. તમે૦ ૧૨
નભુસખીના નટવરને વિનતી, ઓદ્ધવ જરૂર કરીને કેજો જો;
જાણી દુખી તમારાં દાસડાં, દયા કરીને દરશન દેજો જો. તમે૦ ૧૩

---

ગરબો.

ઓદ્ધવ અમ ઉપર સું આવડું, કીડી ઉપર કટક ચડાવો જો;
દયા નહી આવી દીનદયાળને, કરૂણાસાગર બરદ કહાવો જો. ઓ૦ ૧
કપટ ચતુરતા અમે જાણી નહીં, ભોળી ભરવાડાની જાતી જો;
સુખડું જોઇ મનડું મોહી રહ્યું, ગુણવંત માન ઘટે છે ઘાતી જો. ઓ૦ ૨
અમને છળ કરીને છેતર્યાં, આઘાં તેડીને તરછોડયાં જો;
ઘરધંધો કંઇ ગોઠે નહીં, ઘેલાં ગીરધર પૂઠે દોડ્યાં જો. ઓ૦ ૩
લજ્જા તજી કુટુંબ કુળ જાતની, ન ગણ્યા માતપીતા સુત ભ્રાત જો;
હાર્યાં દોડ્યાં હરિ પુઠે ફર્યાં, ન ગણ્યું મન દીવસ કે રાત જો. ઓ૦ ૪
ઓદ્ધવ અમે અબળાનું શું ગજું, રોતાં મેલ્યાં રામા રાંક જો;
મીત્ર તમે તેશી જાણતા હશો, એવડો કશો હમારો વાંક જો. ઓ૦ ૫

કેહેજો હદ્દ થઈ હરજી હવે, જીવન તનમનની છો જાણ જો;
આવું ખેચંતાં સારૂં નહીં, પ્રીતમ જશે હમારા પ્રાણ જો. ઓ૦ ૬
ઓસંકો મનમાં નવ આણસો, દાસી વરી શું દાખું સુખ જો;
મારાં મનમાન્યાં સુખ પામીએ, તેથી સોગણું હમને સુખ જો. ઓ૦ ૭
એખલા અલબેલા આવો નહીં, કુબજા પટરાણી સંગ લાવો જો;
સેવા કરીશું પ્રીતે શોકની, લઈશું મનસા દેહેનો લાવો જો. ઓ૦ ૮
કરજો આળ સહુ કોઈ દેખતાં, મન માને તો માખણ ખાજો જો;
બળે ગીરધર નહી ગવડાવીએ, મન ગમે તો મોરલી વાજો જો. ઓ૦ ૯
ઓદ્ધવ વૃજનારીની વીનતી, કાનને કરજોડીને કેહેજો જો;
નભુસખી દાસી જાણી ચરણની, દયા કરીને દરશન દેજો જો. ઓ૦ ૧૦

---

## ગરબી.

જાય છે જાય છે જાય છે જો, દાણ ચોરી ગોવાળણ જાય છે;
ચંચળ ચપળ ચમકતી ચાલે, છાંને છેતરવા ચાય છે જો. દા૦ ૧
ઘણા દીવસથી આવી આજ હાથમાં, નીત દાણ ચોરી ખાય છે જો. દા૦ ૨
આ માર્ગે થઈ જાએ મહિઆરી, તો દાણ હમારૂં થાય છે જો. દા૦ ૩
ઊઠ સુદામા રોક રામાને, ધુતારી દેખાય છે જો. દા૦ ૪
નેણ નચાવે ને મોહો મચકોડે, વાત કરીને વહાય છે જો. દા૦ ૫
મહિયારી સરવે મોહનને, પ્રેમ કરી મહી પાય છે જો. દા૦ ૬
તું હઠ શીદ કરે હરિ સાથે, એ ગોકુળનો રાય છે જો. દા૦ ૭
જે ના કેહે તેનું આ ઘાટે, મહિ માખણ લુટાય છે જો. દા૦ ૮
નભુસખીનો નટવર રંગરસીયો, આડી ગેડી શાયે છે જો. દા૦ ૯

---

## ગરબી–રાગ સોહેણી.

ઘણું વ્હાલા રે ગુણવંત ગીરધારી, તમ ઉપર નાખું તનવારી;
મુખ જોઇને મત ભૂલી મારી. ઘણું૦ ૧
મુને ખાણુંએ અળગા નવ ભાવે, પરિજનમાં ભળતાં નવ ફાવે;
હરીજનિઆં સહુ બોલે દાવે. ઘણું૦ ૨
મુને સાસરિઆં મેણાં બોલે, દીલ મારૂં તોએ ના ડોલે;
કો નાવે[૨] કાનડને તોલે. ઘણું૦ ૩
લટકાળા લેરખડા લેહેરી, મારાં હૈયડલાં લીધાં હેરી;
નભુ ચરણકમળ કેરી ચેરી. ઘણું૦ ૪

---

### ગરબી–રાગ સોહેણી.

ઓરા આવો રે અલબેલા વાલા, નટવરજી નંદતણા લાલા;
મુને વાગે મર્મતણા ભાલા. ઓરા૦ ૧
સુધ ભુલી સુંદર સામળીઆ, પ્રિય લાગો પ્રીતમ પાતળિઆ;
મન હરખ્યું મોહનજી મળિઆ. ઓરા૦ ૨
મારે આજ અનોપમ દીવાળી, નેહનજરથકી નાથે ન્હાળી;
લાગી ત્રીકમજી તમસું તાળી. ઓરા૦ ૩
કરમાંહે કોમળ કર શોભે, લટકાળા મારૂં મન લોભે;
ત્રિભંગી તનડું નવ થોભે. ઓરા૦ ૪
ચાતુરવર આવ્યા ચાલીને, વસ કીધી વ્હાલે વ્હાલીને;
કંઠે બાંવડલી ઘાલીને. ઓરા૦ ૫
રસબસ કીધી રસરોળીને, નિસાની સાળુ ચોળીને;
નભુ હસતી વાચુ ઢોળીને. ઓરા૦ ૬

---

### ગરબી.

મુખે બોલો છો મીઠડાં, છબીલાલાલ; આવડા ધુતારા નોતા દીઠડા. છબી૦ ૧
વારેવારે જાઓ વ્હાઇને; છબી૦; હું તો રાખીશ છેડો સાહાઇને. છબી૦ ૨
આવડું તે શાને કીજિએ, છબી૦; નભુના પ્રભુ છેહ નવ દીજિએ. છબી૦ ૩

---

### ગરબી.

વ્હાલપણું નવ વીસરે, બીહારીલાલ; ક્ષણું વિયોગે પ્રાણ નીસરે, બીહા૦ ૧
માહારાસંમ કહું છું મંનની, બીહા૦; ત્રીકમ જાણો તમે તંનની, બીહા૦ ૨
જેરે દાડાતું ઝાંખિયું, બીહા૦; કાળજ કોરી નાખિયું, બીહા૦ ૩
ઘરના સહુ ઘેલી કહે, બીહા૦; મનડાંની તે શું લહે, બીહા૦ ૪
શું જાણે જે શું કરચું, બીહા૦; હઇડાંનું હારદ હરચું, બીહા૦ ૫
મ્હાવ તમારૂં મુખ જોઇને, બીહા૦; મન રહ્યું છે મારૂં મ્હોઇને, બીહા૦ ૬
મુખડે તે માગી લીજિએ, બીહા૦; નિત નિત દરશણ દીજિએ, બીહા૦ ૭
જુગજીવનજી જાણ છો, બીહા૦; નભુસખીના તમે પ્રાણ છો, બીહા૦ ૮

---

### ગરબી.

ચિતડું ચોરચું લાલ, ચપળ ચમકતી ચાલે;
મોરમુગટ ને કાંને કુંડળ, હાંરે વ્હાલા, તિલક કેસરી ભાળે. ચિત૦ ૧
રાતાં નેણ તરેરાં તીખાં, હાં૦, ઘાવ કરે ઉર સાલે. ચિત૦ ૨

પાંસે રહીને પાતળિયાજી, હાં૦, અચક ઘેરો ઘાલે. ચિત૦ ૩
નભુસખીના જીવન રંગરસિયા, હાં૦, મનડાં માંહે મ્હાલે. ચિત૦ ૪

---

ગરબી.

મનડાં વીંધ્યાં લાલ, મોરલડીને નાદે;
ભાન વિહુણા કીધાં ભૂધર, હાંરે વ્હાલા, સુણતાં સરૂવે સાદે. મન૦ ૧
ક્ષણું અળગા ન ગમે અલબેલા, હાં૦, વ્હાલપણાને વાદે. મન૦ ૨
મારાસમ સુખ પામ્યું માધવ, હાં૦, ગોકુળ સહુ અમ આદે. મન૦ ૩
નભુસખીના પ્રીતમ પાતળિયા, હાં૦, જીવન શું કહું જાદે. મન૦ ૪

---

ગરબી.

વારી વારી લાલ, વરણાગીપર વારી;
અધર લાલ મુખ મધુરૂં હસવું, હાંરે વ્હાલા, કરડી નેણ કટારી. વારી૦ ૧
બાહુ વિસાળ ને ઉર વૈજયંતી, હાં૦, દુગદુગી સોભે સારી. વારી૦ ૨
ઓપતું ઉદર કટિએ કંદોરો, હાં૦, પિતાંબર જરતારી. વારી૦ ૩
પાગે ઝાંઝર નેપુર ઠણકે, હાં૦, પાવડિએ પગ ધારી. વારી૦ ૪
મોરમુગટ મકરાકૃત કુંડળ, હાં૦, નથ વેસર નંગ ભારી. વારી૦ ૫
મરકલડે મુખ બોલે મધુરા, હાં૦, સજ્જનને સુખકારી. વારી૦ ૬
નભુસખી નીરખી મન હરખે, હાં૦, લાખું અનંગ ઓવારી. વારી૦ ૭

---

ગરબી.

મુજને મોહન મળિઆ રે, પ્રગટ પુરૂષોત્તમ પાતળિઆ;
દામોદરનું દર્શણ કરતાં, દુક્રિત ડુંગર ઢળિઆ. મુજને૦ ૧
કામે ક્રોધ મદ મોહો મમતા એ, બાહુ રજનીચર બળિયા;
ગુણવંતાના ગુણલા ગાતાં, ગર્વ ઘણાના ગળિયા. મુજને૦ ૨
અધમ ઓધારણ અંતર આણે, તાપ ત્રીવિધિના ટળિઆ;
લખચોરયાશી ભટકણ ભાંગી, સફળ ફેરા ફળિયા. મુજને૦ ૩
કળિજુગમાં કૃતજુગ વર્તાવ્યો, લેહેર કરી હરિ મળિયા;
અનાથ જાણી અલબેલાજી, ઢૂંપર અઢળક ઢળિયા. મુજને૦ ૪
રંક નભુના રૂદે કમળમાં, ભાવે ભૂધર ભળિયા;
સેહેજે નિરખ્યા સદા સુખ સાગર, સુંદરવર સામળિયા. મુજને૦ ૫

---

## ગરબી.

સઇઅર શું કરૂં રે, હજીએ નાવ્યા સુંદર સ્યામ;
ફટકારી પડૂં રે, મુજને ગોઠે નહિં ઘર કામ. ૧
ત્રીકમજી વના રે, લાગે તાલાવેલી તંન;
પલક નવ પડે રે, થાએ જુગ જુગ જેવડો દંન. ૨
અંન ભાવે નહિં રે, નિંદ્રા નાવે સારી રાત;
બોલ્યું નવ ગમે રે, વ્હાલિ લાગે નહિં કાંઇ વાત. ૩
ગદગદ કંઠથી રે, આંખે આંસુડાં ચોધાર;
સખી સંબોધતી રે, વિનતા વિલપે વારંવાર. ૪
મુરછાંગત થઇ રે, જોતી સઇઅર કેરો સાથ;
નભુસખી ના રૂઓ રે, પુરશે અલબેલોજી આશ. ૫

---

## ગરબી.

જુઠડા બોલા લાલ, આવોની મારા જુઠડા બોલા લાલ;
તે દહાડાના તમે સિદ ગયાતા, આવી ઉભા છ માસ. આવોની૦ ૧
ઠાકોર મંદીરમાં રાસ રચાવું, ભજન કરાવું આખી રાત;
નભુનાનાથ વેહેલા પધારો, થઇ જાશે પરભાત. આવોની૦ ૨

---

## ગરબી.

લોભાણી રે નંદના લાલ, લેહેરીડા લાલને જોઇ લોભાણી;
વીઠ્ઠલ વર સાથે રે વ્હાલ. લેહેરી૦ ૧
મુખ મનોહર માવનુ જોઇ લોભાણી, તેવું તિલક બીરાજે ભાળ. લેહે૦ ૨
કરડી નેણ કટાક્ષને જોઇ લો૦, બલીહારી હું થઇ બેહાલ. લેહે૦ ૩
માવ મધુરા હાસ્યને જોઇ લો૦, ઉર ગજમુક્તાની માળ. લેહે૦ ૪
પાચે પીરોજી મોજડી જોઇ લો૦, ચાલે ચમકતીશી ચાલ. લેહે૦ ૫
સાન કરે આવે સેરીએ જોઇ લો૦, રૂચીર વાણી રસીક રસાળ. લેહે૦ ૬
મૃદુ હસી બોલે મર્મમાં જોઇ લો૦, જેની મેધા મહત વિસાળ. લેહે૦ ૭
કાંન પુઠે જઇ કુંજમાં જોઇ લો૦, તાંહાં ખાંતે કરે બહુ ખ્યાલ. લેહે૦ ૮
નભુસખીના નાથને જોઇ લો૦, નેહનજરે કીધી ન્યાલ. લેહે૦ ૯

---

### ગરબી.

વ્હાલીડા વાંસળિએ દિલ વેધાણાં, મોહ્યાં મોરલિએ રે આ માન, વ્હા૦ ૧
સુણતાં સુંદર સાદથી રે, દિલ૦, સહુ ટાળી સુધ ને સાન. વ્હા૦ ૨
ભ્રમણ થયાં જેમ ભાંગથી રે, દિલ૦, ભાળી ભૂદર ભૂલ્યાં દેહે ભાન. વ્હા૦ ૩
ઘરધંધો ગોઠે નહીં રે, દિલ૦, ગુણવંતા થયાં ગુલતાન. વ્હા૦ ૪
વિકળ વહ્યાં ઝેવાં ફરૂં રે, દિલ૦, હુશે વૃજ કહી હેવાન. વ્હા૦ ૫
મસ્ત પડી એ મોરલી રે, દિલ૦, પ્રેમે કરી અધરામૃતપાન. વ્હા૦ ૬
રંગરસિયા તમ કારણે રે, દિલ૦, રડવડતાં ફરિએ રે રાન. વ્હા૦ ૭
નભુસખીના નાથજી રે, દિલ૦, લાગું ત્રીકમ તમશું રે તાન. વ્હા૦ ૮

---

### ગરબી.

મારા ઘરમાં બહુ રંજાડે રે, ગોવ્યા ગિરધરિયા;
કાંઇ કહિએ તો રોઇ બિવાડે રે. ગોવ્યા૦ ૧
દુધ ઉભરાતું માવને મુકી, બાઇ હું જોવા દોડી રે;
રીસ ચડાવીને પથ્થર મારી, મહીભરી ગોળી ફોડી રે. ગોવ્યા૦ ૨
ઘરમાં બધે ગોરસ ઢોળાયું, માખણ લઇને નાઠો રે;
ડસકાં ભરતો એ સંતાયો, જઇ ખુણામાં પેઠો રે. ગોવ્યા૦ ૩
માતા જસોદા સોટી કર લઈ, સ્યામને શાવા જાએ રે;
ઠુમકે ઠુમકે આગળ દોડે, ઝાલ્યો જસોદા માએ રે. ગોવ્યા૦ ૪
દામણા લઇ બાંધે બાળકને, બબ્બે આંગળ ખુટે રે;
કેમ બંધાએ દામોદર, જેને નામે બંધન છુટે રે. ગોવ્યા૦ ૫
જાણીજોઇને હરિ બંધાયા, માતાની દયા આવી રે;
અનુખળ સાથે બાંધ્યા હરિને, માતાજીએ રીસ લાવી રે. ગોવ્યા૦ ૬
અનુખળ ખેંચી ગયા અલબેલો, મન મનસુબા ધારયા રે;
નળ કુબેરનો શાપ છોડાવી, જમલાર્જુનને તારયા રે. ગોવ્યા૦ ૭
વૃક્ષ પડ્યાં બે પુરુષ નિકળ્યા, સ્તુતિ કરવાને લાગ્યા રે;
એ કાનુડે ઝાડ પાડ્યાં, એમ કહી બાળ સહુ ભાગ્યા રે. ગોવ્યા૦ ૮
નળ કુબેરને આજ્ઞા આપી, એટલે નંદજી આવ્યા રે;
ખીજી જસોદાને જીવન છોડ્યા, મંદિરઆંમાં લાવ્યા રે. ગોવ્યા૦ ૯
એવાં બાળચરિત્ર અનૂપમ, નભુસખી હરખી ગાએ રે;
સાંભળતામાં અઘોર પાતકી, તતક્ષણ પાવન થાએ રે. ગોવ્યા૦ ૧૦

---

## ગરબી.

છોગલિઆંપર વારી લાલ, છેલ છબીલા છોગાળા;
તેણે મત ભુલાણી મારી લાલ. છેલ૦ ૧
તારી કરડી નેણ કટારી લાલ; છેલ૦
ઘા વાગે કાળજ કારી લાલ. છેલ૦ ૨
મરમાળી નાખે મારી લાલ; છેલ૦
હમે બેઠાં હઈડે હારી લાલ. છેલ૦ ૩
નભુસખી ગોકુળની નારી લાલ; છેલ૦
તારી બાનકની બલિહારી લાલ. છેલ૦ ૪

---

## ગરબી.

ભુદરજી તમને ભાળી લાલ, લાલ મનોહર લટકાળા.
તારી પાઘડલી પેચાળી લાલ. લાલ૦ ૧
મટકાવે ભ્રુ મરમાળી લાલ; લાલ૦
તારી આંખડલી અણિયાળી લાલ. લાલ૦ ૨
વણ આંજે કીકી કાળી લાલ; લાલ૦
મારે ઉર વસિયા વનમાળી લાલ. લાલ૦ ૩
નભુસખી નેણા નખરાંવાળી લાલ; લાલ૦
મારે તમસું લાગી તાળી લાલ. લાલ૦ ૪

---

## ગરબી.

વરણાગીથી વસ કીધી લાલ, વીઠ્ઠલવર વરણાગીઆ.
વણ મૂલે દાસી લીધી લાલ. વી૦ ૧
ઘડી એક ન ગોઠે ઘરમાં લાલ; વી૦
વેધ્યું મન વિઠ્ઠલ વરમાં લાલ. વી૦ ૨
મોહન ઘર કીધું મનમાં લાલ; વી૦
મુને તાલાવેલી તનમાં લાલ. વી૦ ૩
મારા સંગતણી સાહેલી લાલ; વી૦
મુને કેહે તું દીસે ઘેલી લાલ. વી૦ ૪
ભામનિઓ મુજને ભાળી લાલ; વી૦
સહૂ કેહે કાનુડાવાળી લાલ. વી૦ ૫

હું રોશ કરૂં તે આગે લાલ; વી૦
મને મનમાં સારૂં લાગે લાલ. વી૦ ૬
હો નલુસખીના સ્વામી લાલ; વી૦
હું પૂરવ પુન્યે પામી લાલ. વી૦ ૭

---

ગરબી.

તેં કાંઈએક કામણ કીધું લાલ, કામણગારા કાનુડા.
મારૂં ચીતડું ચોરી લીધું લાલ. કામ૦ ૧
મુને ઘરના સહુ કહે ઘેલી લાલ; કામ૦
મારા તનમાં તાલાવેલી લાલ. કામ૦ ૨
મારો પરણ્યો પેર ન જાણે લાલ; કામ૦
હરકહીંથી સાહી આણે લાલ. કામ૦ ૩
વળી અક્ષતિયા ઉતરાવે લાલ; કામ૦
જાદુગરને દેખડાવે લાલ. કામ૦ ૪
કોઈ દરદ ન મારૂં પરખે લાલ; કામ૦
તમ દરશનથી મન હરખે લાલ. કામ૦ ૫
વીધવીધના વૈદ બોલાવે લાલ; કામ૦
તે ઓસડિયાં ખવડાવે લાલ. કામ૦ ૬
હો નલુસખીના સ્વામી લાલ; કામ૦
હું કહું ચરણે શીર નામી લાલ. કામ૦ ૭

---

ગરબી.

રઢ લાગી રસિયા તારી રાજ, રાજ મનોહર રઢિયાળા;
વરણાગીપર વારી રાજ. રાજ૦ ૧
તારાં વચન અલોકીક દીઠાં રાજ; રાજ૦
મરમાળાં મધુરાં મીઠાં રાજ. રાજ૦ ૨
તારી આંખડલી અણિયાળી રાજ; રાજ૦
અતિ નેહ ભરી નખરાળી રાજ. રાજ૦ ૩
અમે ભામનિઓ નથી ભોળી રાજ; રાજ૦
વસ થઇ તરૂણીની ટોળી રાજ. રાજ૦ ૪
રંગ રસિયા રસમાં રોળી રાજ; રાજ૦
રસ સાગરમાં ઝબકોળી રાજ. રાજ૦ ૫

તરણાનો મેરૂ કીધો રાજ; રાજ૦
લાખેણો લાહો લીધો રાજ. રાજ૦ ૬
બહુ ભવના બંધન કાપ્યાં રાજ; રાજ૦
સુખ અજ ભવથી અતિ આપ્યાં રાજ. રાજ૦ ૭
હો નભુસખીના સ્વામી રાજ, રાજ૦
હવે કાંઈ રહી નહીં ખામી રાજ. રાજ૦ ૮

---

## ગરબી.

ગાવડી દોવાને ગોવાલીડા, તું આવજે મારે ઘેર;
તુંને હેળવી ગાવડી રે, મુને દોવા દે કઈ પેર. ગાવડી૦ ૧
સાને હેળવી મારી ગાવડી રે, ધોલી ને ધુમેર;
આજ વલોણા વાર છે, જરા ઝાલવી પડશે શેર. ગાવડી૦ ૨
વહેલો આવજે વાલમા રે, ન પડે કરવી તેડાતેડ;
વાટકડામાં દોઝે રે, મેં વાટી છે સાકેર. ગાવડી૦ ૩
કામ પડે ત્યાં તેડશું, તેમાં શું કરશે આહેર;
નભુસખીના નાથજી રે, તમે આવે લીલા લેહેર. ગાવડી૦ ૪

---

## ગરબી.

આવો વાલીડા જાઊં વારણે રે, મારાં હૈડાંકેરા હાર;
મારા અવગુણ મંન ન આણસો રે, નાથ હું નાની નગણી નાર. વાલી૦ ૧
તમથી વહાલું શું છે વાલમા રે, શું કહિયે વારંવાર;
મીઠા લાગો માવજી રે, મુંને ખારો લાગે સંસાર. વાલી૦ ૨
અલબેલો ના ઓળખ્યા રે, તેનો ધીક્ક પડો અવતાર;
તમથી અધિક ના ગણે રે, જે સમજે સાર અસાર. વાલી૦ ૩
વીતી કહું છું વાલમા રે, દુર મા મેલો લગાર;
નભુસખીના નાથજી રે, હું નોધારાનો આધાર. વાલી૦ ૪

---

## ગરબો.

ગોપીએ કર્યું તે કોઇએથી નહિ થાએ રે; સામળિઆ;
એના પ્રેમમાં લખ ઓધવ વહિજાએ રે. સામ૦ ૧
જુઓની એણે સુત સમાન ધવરાવ્યા રે; સામ૦
હેત કરીને પારણિએ ઝુલાવ્યા રે. સામ૦ ૨

વળી જુઓ એણે કાત્યાયની વ્રત કીધાં રે; સામ૦
પરણેલિએ વરદાન વરવાનાં લીધાં રે. સામ૦ ૩
કુળ કુટુંબ મરજાદા સરવે મેલી રે; સામ૦
ગિરધર પુઠે ફરિઓ ઘેલી ઘેલી રે. સામ૦ ૪
વેદ પૂરાણ ને ધર્મશાસ્ત્ર સહુ લોપી રે; સામ૦
જગ વિખ્યાત કહે ગિરધરની ગોપી રે. સામ૦ ૫
સુત વિત સુહ્રદ સ્નેહ સકળનો તોડી રે; સામ૦
જુગજીવન સાથે પ્રીતલડી જોડી રે. સામ૦ ૬
સહુ થકી સમંધ ગોપીનો સાચો રે; સામ૦
જેને પ્રેમે થનગન થનગન નાચ્યો રે. સામ૦ ૭
મુખ્ય રાધા ને કૃષ્ણ પછી કેવાયો રે; સામ૦
ગુણીજનને મુખ ગોપીનાથ ગવાયો રે. સામ૦ ૮
ગુંજ વારતા ગોપીથી નહીં છાંની રે; સામ૦
એ ગોપીના સુખમાં ખામી સાની રે. સામ૦ ૯
લાખો વાર અરિષ્ટથી ઉગ્યારાં રે; સામ૦
શ્રીમુખ સો સો વાર કહ્યું એ મારાં રે. સામ૦ ૧૦
દેવ અસુર માનુશમાં કોઇ નહિં લહિએ રે; સામ૦
ચૌદ લોકમાં ગોપીસમ કોણ કહિએ રે. સામ૦ ૧૧
કોટિ જનને દાન કોટિધા કરિએ રે; સામ૦
ગોપીના ગુણ ગાતાં ભવનીધિ તરિએ રે. સામ૦ ૧૨
ગર્વ ઓદ્ધવ અક્રુર સરખાના ગળિઆ રે; સામ૦
થયા કૃતારથ વૃજ ગોપીને મળિઆ રે. સામ૦ ૧૩
તેની દાસીની દાસીની દાસી રે; સામ૦
નભુસખી રાધાકૃષ્ણ ચરણ અભિલાસી રે. સામ૦ ૧૪

---

## ગરબી.

સાચું સુણજો હીરા ને મારા માવા રે, ભક્તિ કરો;
મનુશા દેહે લાભ કમાવા રે, હરિ ભક્તિ કરો. ૧
આ અવસર છે સહુથી ઝાઝો રૂડો રે; ભક્તિ૦
ચોંપે પેરો ચત્રુભુજ ચુડો રે. હરિ ભ૦ ૨
સખી થઇ સામળિયા વરને વરજો રે; ભક્તિ૦
સારી પેઠે સેવા સમરણ કરજો રે. હરિ ભ૦ ૩

કર્મ શુભાશુભ છોડી દેજો આશે રે; ભક્તિ૦
પ્રેમ પ્રવાહમાં તે સર્વે વહી જાશે રે. હરિ ભ૦ ૪
સંસારમાં રહી સરસા સમરણ કરજો રે; ભક્તિ૦
કુડ કપટ ને છળ પ્રપંચથી ડરજો રે. હરિ ભ૦ ૫
નભુસખીની વિનતી માની લેજો રે; ભક્તિ૦
દયા કરીને દિન દિન દરશન દેજો રે. હરિ ભ૦ ૬



## ધોળ.

મનમોહન સંગે રે મ્હાલતાં, મારા ટળિયા રે મારા ટળિયા,
ત્રીવીધિના તાપ, સાહેલી રે, સુખ શું વખાણિયે. ૧
મારા અવગુણ એકે ગણ્યા નહીં, કર સાહ્યો રે કર સાહ્યો,
આપોઆપ. સાહેલી૦ ૨
મેં તો તપ વ્રત દાન કીધાં નથી, નથી કીધાં રે નથી કીધાં,
જગન ને જાપ. સાહેલી૦ ૩
બંધ મોક્ષમાં હું નથી જાણતી, હું ન જાણું રે, હું ન જાણું,
પુન્ય ને પાપ. સાહેલી૦ ૪
સખી શું જાણે મનમાં તે શું વસ્યું, શરણે લીધો રે, શરણે લીધો,
મારો પાપી પ્રાણ. સાહેલી૦ ૫
સખી પતિતપાવન બ્રદ માવનું, પોતે કીધું રે, પોતે કીધું,
તે પરમાણ. સાહેલી૦ ૬
કીધી સમોતી રે સઈઅર સાથમાં, મારે મેટચાંરે મારે મેટચાં,
જન્મ ને મરણ. સાહેલી૦ ૭
મારે આનંદ સાગર ઉલટચો, વાલે લીધીરે, વાલે લીધી,
નભુસખી શરણ. સાહેલી૦ ૮



## પ્રબંધ–રાગ સોરઠ.

ગુણવેલી સાહેલી વખ્ત વીતી, કહું મારાં કાળજડાંની રે,
કહું મારાં દિલડાંની રે, કહું મારાં દિલડાંની વાત,
અથ ઈતી ઈતી; વખત વીતી, ગુણવેલી સાહેલી વખત વીતી. ટેક.
થકિત દ્રિગ થયાં અનંત રાહ દેખી, વિચિક્ષણ ધરયાં વિભૂષણ વિશેખી;
પર્મ પ્રેમ યુક્ત રહી પંથ પેખી, હેવે આવ્યા રે;

હેવે આવ્યા વ્રીજચંદ, નંદાનંદ, સ્નેહચંદ, શ્રીમુકુંદ, હાસ્યમંદ,
પ્રેમકંદ, ઓહોસુગંધ, રહિતફંદ, સહિતછંદ, એ ગોવિંદ,
સંગ પ્રીતી પ્રીતી; વખ્ત વીતી. ગુણવેલી૦ ૧
સુખસમૃદ્ધ સેજ સુંદીર સુધારી, વ્રીજલાલ સંગ વહાલને વધારી;
પર્મ પ્રેમ સુક્ત પાંસે હું પધારી, હેવે ઉઠી રે;
હેવે ઉઠી દીધી ફાળ, કરવા આળ, જસોબાળ, પ્રતિપાળ, કરૂણાળ, સહી શ્રંગાર,
નાખ્યો વ્યાળ, નંદલાલ, લાલભાળ, મોહજાળ, ગૃહિતમાળ, તરતકાળ,
જક્ત ઝીતી ઝીતી; વખત વીતી. ગુણવેલી૦ ૨
બહુભાંતી હાવભાવને બણાવી, જુક્તિ ઝાઝી નેહ નેણમાં જણાવી;
ભલી ચાતુરીથી ભુધરે ભણાવી, સ્વયે કેહે છે રે;
સખી સ્વયે કે છે ઘનશ્યામ, ન કર આમ, અમો નામ, દીસ દામ, ઠરણ ઠામ,
જાએ જામ, કરૂં પ્રણામ, પૂરો હામ, રાખો મામ,
રસરીતી રીતી; વખ્ત વીતી. ગુણવેલી૦ ૩
સુણી શ્યામ વચન સમજી વહાલ વાધ્યો, ગઈપાળ સંગ પ્રેમ બહુ બાંધ્યો;
સુન્દસ્યામ સ્નેહ જાણી સમય સાધ્યો, સુખ રીતે રે;
સખી સુખ રીતે રચ્યો રાસ, રસ વિલાસ, અવિનાસ, મંદહાસ,
પ્રેમપાસ, બહો સુવાસ, ગુણ પ્રકાશ, કુળ ઉજાસ, કુંજવાસ,
ખટમાસ, ભાનુભાસ, કરૂં પ્રયાસ, નભૂદાસ, પૂરો આસ,
હરો ભીતી ભીતી; વખત વીતી. ગુણવેલી૦ ૪

---

## પ્રભાત.

આવો રે આવો અલબેલા, મંદીરમાં આવો. ટેક.
સહિને દામ થશે તે દેશું, મારાં વછ ચરાવો રે. આવો૦ ૧
લાલ ધરી વનવેસ તમારા, સંગ સખા સઉ લાવો રે;
અલબેલાજી આંગણલાંમાં, માકડલાં ખેલાવો રે. આવો૦ ૨
દુધ કઢ્યાં ને માખણ રાખું, ખાઓ પીઓ ખવરાવો રે;
સામળિયા હું સેલો વાળું, તમે વાછરૂં ધવરાવો રે. આવો૦ ૩
હરજી ધેન હળી છે તમને, ઉભા રહી દોવરાવો રે;
નભુસખીના નટવર દીજે, સુનસા દેહેનો લાવો રે. આવો૦ ૪

---

## પ્રભાત.

તારો રે તારો ત્રિકમજી, તમ વિના કોને કહિએ રે. ટેક.
દિનદયાળ અનાથનાથ પ્રભુ, તમ પાંખે કાં જઇએ રે. તારો૦ ૧
કામી ક્રોધી લોભી લંપટ, આદ અધર્મી છૈએ રે;
પતિતપાવન અધમઓધારણ, બરદ પોતાનું ર્‍હૈએ રે. તારો૦ ૨
આ ભવના સુખનું શું કહિએ, મુક્તિ અમો નવ લઇએ રે;
નભુસખી નિસદિન ગુણ ગાઇએ, શરણ તમારે રહિએ રે. તારો૦ ૩

---

## પ્રભાત.

આપો રે આપો અલબેલા, એ વર હમને આપો રે. ટેક.
કુવિદ્યા કુવિચાર કુબુદ્ધિ, કલેશ કલિમળ કાપો રે. આપો૦ ૧
ભક્તિ ભવમાં પરમ પદારથ, છે જુગ બાધે છાપો રે;
દેવતરૂપાંસે દુરબળને, માગ્યાનો નહિં માપો રે. આપો૦ ૨
જન્મ જન્મ ગોવિંદ ગુણ ગાઉં, નાવે અજ્ઞાન અંધાપો રે;
નભુસખી નિસદિન નટવરજી, નિજ ચેરી કરી થાપો રે. આપો૦ ૩

---

## પ્રભાત.

હદની રાતમાં, હરિસંગે ખેલતાં, હરખ હૈડે ઘણો હોંસ પોંતી;
સ્વામીનું સુખ શું, સુખ વર્ણન કરૂં, સાસરે પિએર કીધી સમોતી. હદ૦ ૧
મહિમા પ્રસાદનો, માવે મોટો કરયો, ચાર દિન અખંડ વાણીની લેહેરી;
અષ્ટાદશ સહસ્ર પદ, ઉત્તર આપિઆ, દાસ અપવાસની ખબર પ્રેરી. હદ૦ ૨
આજ્ઞા દીધી, અલંકાર વરણંનની, અધિક અધિક અંગ સુખ પામી;
નામ ને રૂપની, રજની વીતી ગઇ, ત્યારે પાંસે નહી દીઠા સ્વામી. હદ૦ ૩
સોધવા નીસરી, દેશ સતસંગમાં, સોધતાં સોધતાં હું સમાઇ;
હું સમાઇ ત્યારે, એક અવિનાસ પદ, અન્ય અણુંમાત્ર નહી દીઠું કાંઇ. હદ૦ ૪
ક્યાં જાઉં શું કરૂં, સાને ત્યાગું ગ્રહું, એમ માનિતાની ગાંઠ છુટી;
કર્મની ગંજી નિજ, જ્ઞાને પ્રલ્લે થઇ, સંશયરૂપી સાંકળ ત્રૂટી. હદ૦ ૫
જાગૃત સ્વપ્ન ને, સુષુપતિ સમ થયું, ધ્યાન ધ્યે ધ્યાતાનુ હારદ લાધું;
લાગ ઉચ્ચારનો, લેશ દિશે નહીં, અદબદ નભપદ રહ્યુંજ બાધું. હદ૦ ૬

## થાળ.

મારાં ભાગ્યતણો નહિ પાર હેલી, આજ અનોપમ દાડલો;
ઘેર આવ્યા જુગદાધાર હેલી. ટેક.
હુંતો સેરી વળાવીને સજ કરૂં, ઘણા પ્રીતે વેરાવું ફૂલ હેલી;
હુંતો હરખે વધાવાને નીસરી, લઇ થાળીમાં મુક્તામૂલ હેલી. મા૦ ૧
હુંતો સાને સમઝાવું સાહેલડી, ઘર લીપાવું કુમકુમ ગાર હેલી;
સખી પાટ પાથરજે રે પ્રેમથી, રૂડાં તોરણ બાંધજે દ્વાર હેલી. મા૦ ૨
જોઇ જીવણને જાઉં વારણે, આવી નેત્રમાં ઉભા નેહ હેલી;
હેવાં કોટિ આનંદ પધારિઆ, મારી પ્રફુલ્લિત થઇ છે દેહ હેલી. મા૦ ૩
હરી હશી હશી બોલે રે વાતડી, જોઇ સુખ પામે મારૂં મંન હેલી;
જી રે શેજે બેસાડું સુંદરસ્યામને, વારે વારે નિહાળું લોચંન હેલી. મા૦ ૪
પછી વિનતી કરી વ્હાલા તણી રે, મેંતો પ્રીતે બનાવ્યો પાક હેલી;
ઘારી પુરી પોળી વેડમી રે, નાના વિધના કિધાં શાક હેલી. મા૦ ૫
જી રે જીવણ જમવા પધારિઆ રે, મે તો પીરશી કંચન થાળ હેલી;
બેની ચતુરાઇ કરી ચાલશું રે, એમ આરોગે ગોપાળ હેલી. મા૦ ૬
પછી શુદ્ધ આચમન કરી સામળે રે,લીધો નાગરવેલી મુખવાસ હેલી;
મેં તો આનંદે કીધી આરતી રે, ઘણુ આનંધા અવિનાસ હેલી. મા૦ ૭
મેં તો હેત કરી હેડાં વિખે રે, પ્રભુજીને પધરાવ્યા પાટ હેલી;
હું તો ઉભી રે ઢોળું વાવલા રે, ખંતે પોઢચા છબીલો ખાટ હેલી. મા૦ ૮
હું તો પાસે પધારી પ્રેમશું રે, અલબેલે પૂરી આશ હેલી;
રસીઆજી રસબસ રંગમાં રે, નભુસખી તમારી દાસ હેલી. મા૦ ૯



## પદ—રાગ પંચમ.

આવોની અલબેલા રે, એમ સું ઓસરો રે;
અમને કોણ કેહે છાની વાત, દાસીઓને વારી રે;
તે કેમ દાખવે રે, જે રંગ જામ્યો માઝમરાત. આવો૦ ૧
અની હો ચિત કરે ચાડી રે, ચતુરાઇ ચુકિઆરે;
નેત્રે આવ્યાં છે તંબોળ, અંજન અધુરે રે;
મહાવર ભાળમાં રે, ઉર થયા કુમકુમના રંગરોળ. આવો૦ ૨
અનીહો સમના તો સાચા રે, વેણ ચુકો નહીં રે;
સોળ ઉઠચા કંકણકેરા પીઠ, દક્ષતા ખોઇને રે;
વાલા વેસ પાલટચો રે, આજ બની આવ્યા નાયક ઢીટ. આવો૦ ૩

અનીહો વાંસલડી વિસારી રે, વેલણ સીદ લાવીઆ રે;
ચોળાણી ઉર ચંપકની માળ, ઉજાગરે આંખો રે;
ગતીસેં રાતડી રે, આળસે બોલો આળપંપાળ. આવો૦ ૪
અની હો ડગમગ ડોલો રે, શાંને બોલો સણમણા રે;
સુવા પાથરી મુકી સેજ, નિંદ્રા નેહે કીજે રે;
નટવર લાલજી રે, નભુસખીપર આણી હેજ. આવો૦ ૫

---

પદ-રાગ ખટ અથવા આસાવરી.

પરા રે પરા રે મારા પાલવ મેલો, એવા જુઠડાને કાં આલું રે. પરા૦ ટેક.
મન હરવાને મીઠું મીઠું બોલો વાલા, એ સું ઠગવું ઠાલું રે. પરા૦ ૧
ઉજાગરે આંખો થઇ રાતી વળી, આખું ભાંગું બોલો રે;
પટભૂષણ પલટાયાં દીસે વળી, ડગ ભરતાં શું ડોલો રે. પરા૦ ૨
અમથાં કહિએ હમારે શું છે; મન ભાવે ત્યાં માલો રે;
નભુસખીના નટવર રંગરસીયા, કાંઇ તો સુધા ચાલો રે. પરા૦ ૩

---

પદ-રાગ ખટ અથવા આસાવરી.

માનોજી માનોજી રાધે મિથ્યા નવ બોલો, અમે પુરુષ નહિ કેં એવા રે; મા૦ ટેક
જુઠા ઉપર આળ સહુને, એતો તમને જ દઉં છું કેહેવા રે. મા૦ ૧
વચન દીધું તે નથી વિસરચું, સાંકડે શાયા શું કરિએ રે;
માબાપની મરજાદ ઘણેરી રાધે, તેથી દિલડે ડરિએ રે. મા૦ ૨
ગરગાચાર્ય ઘેર પધાર્યા, તેણે ભણવાને બેસાડ્યા રે;
વેણ ગોખંતાં વાર થઇ પછે, પરિઅંકે પોરાડ્યા રે. મા૦ ૩
તે કરતાં તમે કહો તે સાચું, હવે એવું નહિ કરિએ રે;
કોટિક કામ હશે તોએ પણ, તમ વિના કહિં નવ ઠરિએ રે. મા૦ ૪
તમ સરખું મારે કોઈ નથી વ્હાલું, ભામિની રૂડાં ભાવો રે;
નભુસખીનો પ્રભુ પાયપડીને કહે, પ્રેમદા ઓરાં આવો રે. મા૦ ૫

---

પદ-રાગ બીલાવર.

જય જુગદીશ વિશ્વવ્યાપક હરિ, જય મોરલીધર ગીરીવરધારી;
નિર્ગુણ બ્રહ્મ સગુણ સચરાચર, જય ગોપીપતિ કુંજબિહારી. જય૦ ૧
ભૂતળભાર ઉતારણ કારણ, વિલંબ ન કીજે લીજે ઉગારી;
નારદ વચન સુણી હરિ હસિયા, સાન કરી નથી વાત વીસારી. જય૦ ૨

નિજ નિજ ધામ ગયા સૂર સર્વે, નિજ મંદીર ગયાં સહુ નારી;
નિજ મંદીર ગયા હરિ હળધર, મંગળ મૂરત આનંદકારી. જય૦ ૩
સાખી તેર એકવીસ પદનો, રાસઓચ્છવ ગાયે નરનારી;
સફળ જનમ થાએ જસ ગાતાં, પામે રૂચિર પદારથ ચારી. જય૦ ૪
અખંડ રાસ અનોપમ રચના, એ રસ મગ્ન સહુ બ્રીજનારી;
નભુસખીના નટવરની લીલા, જે ગાએ તેની બલિહારી. જય૦ ૫

---

પદ-રાગ સામેરી.

અનીહો અતિ રૂડો એની રે, દીન મારે આજનો રે;
સેરીએ પધાર્યા સુંદરસ્યામ;
અનીહો મધુરીશી વાણી રે, શ્રવણે સાંભળી રે;
કરવું ભૂલી ઘરનું કામ. અનીહો૦ ૧
અનીહો જળકીને આવી રે, જીવણ નીરખવા રે;
સખી મારે હૈડે હરખ ન માય;
અનીહો અંતરની વાતો રે, એની તુને શું કહું રે;
એક પલક જુગજુગ સમ વહીજાય. અનીહો૦ ૨
અનીહો ચાલ ચાલ વેહેલી રે, ચતુરાં ચોંપમા રે;
લાવ લાવ ગુણવંતાને ઘેર;
અનીહો સાનમાં સમઝાવી રે, કેહેજે સ્યામને રે;
પ્રીછવજે પ્રેમતણી સહુ પેર. અનીહો૦ ૩
અનીહો હુંતો નહીં બોલું રે, હુરીજન દેખતાં રે;
શેજે આવી ઉભી રહું તુજ સાથ;
અનીહો નેણામાં ઓળખશે રે, નટવર નેહને રે;
આવશે નભુસખીનો નાથ. અનીહો૦ ૪

---

પદ-રાગ સામેરી.

અનીહો પાતળિયાની સાથે રે, સખી મારે પ્રીતડી રે;
પ્રીતમજીમાં પરોયા પ્રાણ;
અનીહો અગ્નિ ને જ્વાળા રે, અમો એથી એમ છું રે;
સું જાણે હુરીજન લોક અજાણ. અ૦ પા૦ ૧
અનીહો નિગમને ચાર રે, નેતિ નેતિ કરે રે;
તે હરિ હીરો આવ્યો હાથ;

અનીહો જીવની પેરે રે, જતને જાળવું રે;
કેમ વેચું કાચ કથીરની સાથ. અ૦ પા૦ ૨
અનીહો મોહન મારો રે, અમીરસ ઘુંટડો રે;
માવજીની રૂડી મુજપર મ્હેર;
અનીહો આ ભવ સારો રે, વીખની વેલડી રે;
કોણ પીએ અમૃત ઢોળીને ઝેર. અ૦ પા૦ ૩
અનીહો કુર મુકીને રે, કોણ જમે કુસકા રે;
તજી મુક્તા ગ્રહે ગુંજાહાર.
અનીહો ચીર ગમાવી રે, કોણ હોડે ધાબળી રે;
પ્રભુ મારા પ્રાણતણા આધાર. અ૦ પા૦ ૪
અનીહો તનમન અરપ્યું રે, ત્રીકમજી તુને રે;
તજી મેતો લોકડિયાંની લાજ;
અનીહો નટવર સાથે રે, નભુસખી નિહાળતાં રે;
ઉત્તમ અવસર મારે આજ. અ૦ પા૦ ૫

---

સાખી–રાગ સામેરી.

શ્રી વૃજ શોભા જોઇને, હરખ્યા મન મોરાર;
વ્હાલે વાઇ વાંસળી, વન તેડી વૃજ નાર. ૧
સામેરી સોહાગેણ સુંદરી, તું તો વ્હાલી પીયાની નાર;
જે કોઇ તુજને સમરશે, વશ થાશે ભરથાર. ૨

---

પદ–રાગ સામેરી.

અનીહો વાંસલડી વજાડી રે, વ્હાલે મારે વૃજમાં રે;
સ્વર ગયો ભેદી ભોવન સાત;
અનીહો સાતમે પાતાળે રે, વસીઅર ડગમગ્યો રે;
વિચરી વિશ્વ સકળમાં વાત. અ૦ વાં૦ ૧
અનીહો સુરીનર મુની રે, ધ્યાન ચુકી ગયા રે;
શિવજીએ સાંભળી છુટી સમાધ;
અનીહો ચૌદ લોક મોહ્યું રે, મોરલીના નાદમા રે;
એવો અલૌકિક શબ્દ અગાધ. અ૦ વાં૦ ૨
અનીહો સુણતાં ને ખેવ રે, સલીતા થોભી રહી રે;
ખગ મૃગ ટગમગ જોય;

અનીહો વૃજની ગોપી રે, સરવે ઘેલી થઈ રે;
રહ્યાં સહુ પ્રાણ હરિમાં પ્રોઇ. અ૦ વાં૦ ૩
અનીહો સુંદર રસીલી રે, મોરલી એ માવની રે;
પડી કાંઇ દરદીડાંને કાન;
અનીહો જે જેમ તેમ રે, પટકી નીસર્યાં રે;
નભુસખી ભુલ્યાં દેહેનું ભાંન. અ૦ વાં૦ ૪

---

પદ–રાગ દીપક.

રચિઓ સુખકારી, ખેલે કુંજબીહારી;
એક એક ગોપી એક એક ગોપ, પ્રેમમગન સહુ નારી. ખેલે૦ ૧
એક એકને આલિંગન ચુંબન, અધરામૃત પીએ પ્યારી;
કુચમરદન મુખકંક અંક ભરી, તુરત સુરત ભર ભારી. ખેલે૦ ૨
રતિ વીપરીત સમે રસસાગર, નિજ નિજ ઉરપર ધારી;
મેઘઘટામાં તડીત ચમકે, શોભા દે બહુ સારી. ખેલે૦ ૩
રજની કરી ખટ માસની, તનની સુરત વીસારે;
સ્વેદ થયો મરજન કરવાને, આવ્યાં જમના કીનારે. ખેલે૦ ૪
કાલીંદીમાં મરજન કરતાં, હરખ થયો અતી ભારી;
નભુસખીના નટવરની ઉપર, વળી વળી જાઉં વારી. ખેલે૦ ૫

---

પદ–રાગ કલ્યાણ.

કારાગ્રહ રણછોડ, પધાર્યા, કારાગ્રહ રણછોડ;
શ્રી વસુદેવ દેવકીજીનાં, પુરયાં મનનાં કોડ. પધા૦ ૧
સંખ ચક્ર ગદા પદ્મ ચાર કર, બળ પ્રાક્રમ જેહેના પ્રોઢ;
સુરીનર મુનીજન ધ્યાન ધરે સહુ, દેવ તેત્રીસ ક્રોડ. પધા૦ ૨
કેહે ગોકુળ મુજને મુકી આવો, હોંસ ધરી મન હોડ;
એમ કહી પ્રભુ રણ છોડાવે, કહે નભુ કરજોડ. પધા૦ ૩

---

પદ–રાગ કલ્યાણ.

જનમ્યા જુગદાધાર, મથુરાંમાં, જનમ્યા જુગદાધાર;
કંસરાયને જાણ થયું, જગાડ્યા પ્રતિહાર. મથુ૦ ૧
શ્રી વસુદેવ લઇ વહાલાને, ચાલ્યા ઉઘડ્યાં દ્વાર;
નીદ્રાવસ સહુ નથ થયું રે, જાગે નહિ રે લગાર. મથુ૦ ૨

જમુના ચરણુ પરસવા આવ્યાં, પરસ્યાં ચાલ્યા પાર;
વીજળી લઈ કાનને મુકયા, જસોદા સેજ મોજાર. મથુ૦ ૩
ઉગ્રસેન સુત કારાગ્રહ આવ્યો, જાગ્યો કંઈ તે વાર;
પ્રાતસ્કાળ નભુ ગોકુળમાં, આનંદ નંદકુમાર. મથુ૦ ૪

---

પદ–રાગ કલ્યાણ.

પ્રીતમ જાણી રે, મેં તારી પ્રીતડી. ટેક.
પરમ સુઘડ રસબસ બંસીધર, રામા લેહેજો રસ રીતડી. પ્રીત૦ ૧
અમો ભોળી કાંઈ ભેદ ન સમજી, મનવી તમસું પરતીતડી;
ન ઘટે નાથ નભુના તમને; અલબેલા એ અનીતડી. પ્રીત૦ ૨

---

પદ–રાગ મારૂ.

પ્રીતલડી મેં તો જાણી, પાતળિયા તારી પ્રીતડલી મેં તો જાણી;
વચન આપીને હરિમથુરાં ગયા છો રે, ફરી મનમાં નવ આણી. પાત૦ ૧
અમો ભરવાડાં દિલડે નવ ભાવ્યાં રે, રૂચી મન કુબજા રાણી;
રાજનીતિના રૂડા વૈભવમાં રે, કેમ ભાવે છાશનુ પાણી. પાત૦ ૨
આજ અનોપમ રાજ કરો છો વ્હાલા, દીલડે વિચારો ઉતા દાણી;
નભુસખી નેહડલાની વાતુ વ્હાલા, નવ શકે વેદ વખાણી. પાત૦ ૩

---

પદ–રાગ મારૂ.

પાંડવ દ્યૂત રમે છે જ્યારે, એવો નિમ કરચો છે ત્યારે. ૧
તેર વરસ વનમાં જાવું, એક વરસ પ્રગટ ના થાવું. ૨
એક વરસમા પ્રગટ થાએ, ફરી બાર વરસ વન જાએ. ૩
પાંડવ ચાલ્યા છે વન જાવા, અતિ દુઃખ લાગ્યું છે થાવા. ૪
પડો ફેરવ્યો કૌરવ રાએ, પાંડવને કો નીર ન પાએ. ૫
પાંચ પાંડવ છઠ્ઠી નાર, છએ ચાલ્યાં વનમોજાર. ૬
વન માંહે રૂશીનો આશ્રમ, તહાં જાએ રાજા ધર્મ. ૭
ઘણા આદરથી બોલાવે, કંદ મૂળ ફૂલ ફળ લાવે. ૮
દ્રુપદીની પાંસે અખેપાત્ર, કરે ભોજન પ્રાણી માત્ર. ૯
એમ થાવા આવ્યાં વર્ષ બાર, દુર્જોધને કરચો વિચાર. ૧૦
દુર્વાસાની પ્રાર્થના કીધી, પાંડવ છળવાની આજ્ઞા દીધી. ૧૧
રૂશી વનમા આવ્યા તેણીવાર, સાથે બ્રાહ્મણ દશ હજાર. ૧૨

અખેપાત્ર ધોઈ મેલ્યું જ્યારે, રૂશીએ ભીક્ષા માગી ત્યારે. ૧૩
કહ્યું હા રૂશીજી ન્હાઇ આવો, સરવે બ્રાહ્મણ સંગે લાવો. ૧૪
સ્નાન કરવા ગયા રૂશીરાએ, દ્રુપદીને ચિંતા થાએ. ૧૫
અખેપાત્ર ઉંધું પાડ્યું આજ, હવે કેમ રેહેશે મારી લાજ. ૧૬
સ્તુતી કરવા લાગી પંચાળી, મહારી વહારે ચડો વનમાળી. ૧૭
મહારી વીકટ વેળાના વીર, પૂરચા નવસેં નવ્વાણુ ચીર. ૧૮
જાશે દુર્વાસા ભૂખ્યા આપ, તો તે હમને દેશે શાપ. ૧૯
હરિ હવે તે શું થાશે, વીપ્ર શાપ તે કેમ સેહેવાસે. ૨૦
સુણી પંચાળીની પીડ, હરિએ જાણી ભક્તની ભીડ. ૨૧
જાણી આવ્યા જુગજીવંન, ભૂખ્યો છૌં કંઇ ખવરાવ અંન. ૨૨
અખેપાત્ર ધોઇને મેહેલ્યું, પ્રભુ શેં ન કહ્યું સુને પેહેલું. ૨૩
અખેપાત્ર તે કરમા લીધું, હરિએ કષ્ટ ટાળવાનું કીધું. ૨૪
ભાજીપત્ર દીઠું છે ત્યાંહે, હરિએ લઇ મેલ્યું મુખ માંહે. ૨૫
હરિ જમતાં જમ્યા ચૌદ લોક, શ્રમ થયો રૂશીનો ક્રોક. ૨૬
ઓટકાર જમ્યાના આવે, શું જમિએ જઇ ત્યાં હાવે. ૨૭
મ્હારોમ્હાર ગયા રૂશી સર્વ, કૌરવનો ઉતરિઓ ગર્વ. ૨૮
અંતરધ્યાન થયા બહુ નામી, ભક્તવત્સલ નભુનો સ્વામી. ૨૯

---

### પદ—રાગ મારૂ.

ગુપ્ત રેહેવું છે વર્ષ એક, તેનો કરવો કોણ વિવેક. ૧
શસ્ત્ર શખવત બાંધી સમડિએ, ભીમ કેહે એહેની ઉપર ચડિએ. ૨
રક્ષા કારણે મુક્યા નાગ, કરે ગુપ્ત રેહેવાનો લાગ. ૩
કંક પંડિત થયા ધર્મ રાય, વૈરાટ સભામાં જાય. ૪
વૈરાટે માન બહુ દીધાં, અર્ઘપાદ્યથી પૂજન કીધાં ૫
અર્જુન ધરી વ્યંડળનો વેસ, નીશાળ ભણાવે વિશેષ. ૬
સેહેદેવ નીકુળ થયા જોશી, પાઘડીમાં ટીપણાં ખોશી. ૭
વાલવો થયો ભીમ તેવારે, પંચ રહ્યા તે રાજદ્વારે. ૮
સતી દ્રુપદી રાણીની પાસ, દાસીપતિ થઇ રહ્યાં અવાસ. ૯
છએ જણ એમ છાનાં રહ્યાં, વૈરાટમાં કોણે નવ લહ્યાં. ૧૦
રાજાના સાળા છે સોય, તેમાં કંઇચાકચ્ચક કોય. ૧૧
દ્રુપદીપર બગાડી દૃષ્ટ, કામનીને આવી પડ્યું કષ્ટ. ૧૨

સતી ભીમને કહીને જાએ, ભીમ કહે એનો કરૂં ઉપાએ. ૧૩
ભીમ નારી થઇને બેઠો, કઇચેકચ્ચક નિસાળમાં પેઠો. ૧૪
ભીમે કમરથી તેને ઝાલ્યો, થંભ માળની વચ્ચે ઘાલ્યો. ૧૫
તહાં લખ્યો શબ્દ એક સારો; કઈચાકચ્ચકને મે મારચો. ૧૬
જે વાંચે તે કેહે એમ, કેહે રાજા થયું હશે કેમ. ૧૭
સો ભાઈ સમસાને લઈ જાય, વાલવો સંગે ખાંધીઓ થાય. ૧૮
ચીતા ખડકી લાકડાં આણી, સોને બાળવા છે એમ જાણી. ૧૯
ચીતા માહે તે કચ્ચક રાખે, સળગાવી બીજાને નાખે. ૨૦
એમ સળગાવી નવ્વાણુ બાળ્યા, એક સંગે લઇને ચાલ્યા. ૨૧
એક શબ્યો દેવાને સાખી, તેની ઝીભ ચીતામાં નાખી. ૨૨
ભીમ કેહે ભાઇ આહાનું હેત, ઝાલી ઝાલી થયો ફજેત. ૨૩
ઝાલી રાખું જે હાથે ચડે, તરછોડી ચીતામાં પડે. ૨૪
મુગો સમસામાં સમઝાવે, ભીમ તેહેવી જુગતી લાવે. ૨૫
એમ કહિને ગયા સહુ ધામે, લાગ્યા પોતપોતાને કામે. ૨૬
દુરજોધને કરચો વીચાર, વર્ષ થયાં એક ને બાર. ૨૭
પ્રગટ થાય તો ફરી વન જાય, તેનો કરવો કોણ ઉપાય. ૨૮
એક વીચાર ધારચો ભલ્લ, તેડાવ્યો જૈમુત મલ્લ. ૨૯
દરજોધને તેડચો પ્રીતે, તને ભીમ વણ કોઈ ન જીતે. ૩૦
જીતશે તો પ્રગટ થાશે, બાર વર્ષ ફરી વન જાશે. ૩૧
ચાલ્યો મલ્લ ગદા ધરી ખાંધે, જીતે તેનું પુતળું બાંધે. ૩૨
આવ્યો વૈરાટ રાજા આગે, મલ જુદ્ધ જઇને માગે. ૩૩
સભા કેહે એનો ઉકેલ કહાડો, વાલવાને એથી બઝાડો. ૩૪
ઘણા દીનથી અંન બગાડે, એતું કામ આવ્યું સરાડે. ૩૫
વાલવાને સભામાં તેડાવ્યો, તેને જૈમુત મલ્લ બતાવ્યો. ૩૬
તમે કરો કામ દિલ શુદ્ધ, એની સાથે કરવું જુદ્ધ. ૩૭
તુને ભોજનથી અમે કળિઓ, તારા સરખો નથી કોઇ બળિઓ. ૩૮
કુંડું કહાડીને વડવા લાગ્યા, કોઈ હઠે નહી કોઈ ભાગા. ૩૯
કરે મુષ્ટીકાનો પ્રહાર, સામાસામી ગદાનો માર. ૪૦
ભીમે પકડી નાખ્યો ધર્ણ, જૈમુત પમાડચો મર્ણ. ૪૧
તેણે મરતાં પાડી ચીશ, ત્યારે જાણ્યું કૌરવધીશ. ૪૨
સેન્યા સજીને દુર્જોધન્ન, વૈરાટ ગયો રાજંન. ૪૩
અહિયાં છે એહેવું ભાળી, તેના નગ્રની ગાયો વાળી. ૪૪

બુમ પડી તે વૈરાટ શેહેર, થયાં વર્ષ તે પૂરાં તેર. ૪૫
ઉત્તરા કુંવરને લૈ અર્જુન, ગયો જુદ્ધ કરવા રાજંન. ૪૬
દુર્યોધન મારી હઠાવ્યો, રાજા વૈરાટ નગરીમાં આવ્યો. ૪૭
વૈરાટે પ્રણીપત કીધી, અભિમાનને ઉત્તરા દીધી. ૪૮
ધર્મે લખ્યું દ્વારિકાં પત્ર, શ્રી કૃષ્ણ પધારજો અત્ર. ૪૯
કૃષ્ણે વૈરાટ નગરી આવી, કન્યા અભિમાનને પરણાવી. ૫૦
જેને માથે સામળિઓ સાહે, તેને શત્રુ થકી શું થાએ. ૫૧
હું શું વર્ણવું બુદ્ધિ થોડી, દાસ નભુ કેહે કરજોડી. ૫૨

---

### સાખી–રાગ કાફી.

કાફી કેરી રાગણી રે, મળે વછોયા મીત;
સામા લાગી સોધવા, જેને પ્રીતમજીસું પ્રીત. ૧

---

### પદ–રાગ કાફી.

કોણે દીઠા કહીં વનમાળી રે, રૂએ નેણે આંસુડાં ઢાળી રે;
કર દીવલડીઓ અજુવાળી રે, પેખે પગલાં પંથ નીહાળી રે. કોણે૦ ૧
પુછે તમાલને પ્રીતમ દીઠા, તારા સરખો છે રંગ;
ચંપાને કેહે તારા રે સરખી, નારી છે એક સંગ. કોણે૦ ૨
કુંજ તણા તરુ ફૂલ પાંખડીને, પુછી વળી વૃજનાર;
અધરા સમ જો સાચું ન બોલો, કોઈ દેખાડોની મોરાર. કોણે૦ ૩
બાળા સહૂ વ્રેહે વ્યાકુળ થઇને, ચારે દીસાએ જોએ;
દીઠાં નભુના પ્રભુના પગલાં, પદમની શાણી હોએ. કોણે૦ ૪

---

### પદ–રાગ કાફી.

સજ અંગે નવ સાત સખીરી, ચાલ ચતુરાં જીવન જોવા;
જોવા રસીકશીરોમણ ગાત સખીરી. સજ૦ ૧
કાળી પીળી ધોળી ધુમરી, ધેનુ નાના ભાત સખીરી;
ગોવીંદ જો તે સખીની સંગે, કરત હસી હસી વાત સખીરી. સજ૦ ૨
ઓ આવે વનથી મનમોહન, સજત આરતી માત સખીરી;
નભુસખી નીરખી કરી નોછાવર, રસીક થઈ રળીઆત સખીરી. સજ૦ ૩

---

પદ—રાગ કાફી.

કાનુડા અમને કોહો રે, તમે કામણ દૂમણ ક્યાં સીખ્યા;
કંઇ જાદુ જાણો છો રે, તમે કામણ દૂમણ ક્યાં સીખ્યા. ટેક.
મોહન મંત્ર તંત્ર કહાં ભણિઆ, સુખ ઉપજાવે મોહો રે;
નેણ દ્વારે થઇ નટવર પેશો, હરિ હૈડે વશી રોહો રે. તમે૦ ૧
મીઠું બોલી મોહો ઉપજાવો, છંદ ભરેલા છો રે;
ચાલ્યામાં કાંઇએ ચેટક દીશે, ચીતડું ચોરી લો રે. તમે૦ ૨
ચાતુરવર ચતુરાઈ કરતાં, કાંઇએ ના ચુકો રે;
ભૃગુટીમાં ભુરકી છે ભૂધર, ફૂટકારી મુકો રે. તમે૦ ૩
ગોકુળ ઘેલું કીધું ગીરધર, ભૂધરજી મન ભાવો રે;
નભુસખીના નટવર રસીયા, કાંઇ અમને સીખાવો રે. તમે૦ ૪

---

પદ—રાગ કાફી.

કાંઇ અમને હોશ ચઢાવે, તું નાર ઠગારી ધૂતારી;
તું જગતને મંત્ર પઢાવે, તું નાર ઠગારી ધૂતારી. ટેક.
જોગી જંગમ ને સંન્યાસી, મુજને ના પાવે રે;
તે તરૂણી તું માખણ માટે, થઇ થઇ નાચ નચાવે રે. તું ના૦ ૧
તુંજ વિના બ્રિખુભાન દુલારી, ભોજન નહીં ભાવે રે;
ચેન નહીં ચતુરાં તુંજ પાંખે, નીદ્રા નવ આવે રે. તું ના૦ ૨
અખીલ ઉપાધી રહિત અનામય, વાણીમાં નાવે રે;
તે હું હરી વસ કીધો વનિતા, વન વન ભટકાવે રે. તું ના૦ ૩
કામણ તારાં નેન રસીલાં, જોતાં ઝટકાવે રે;
નભુસખી સીખીને કામણ, શું કરશો હાવે રે. તું ના૦ ૪

---

પદ—રાગ કાફી.

કાં જાસે કાનુડા. હું૦ ટેક
હું તો તારો કાન ન મુકું કેડો રે,
હાંરે વહાલા સાહીને રાખું છેડો રે;
મારાસમ જાવા નહીં દઉં, તારે શીદને બાંદયો નેડો રે. હું૦ ૧
એમ તેડીને તરછોડવાં જ્યારે, હાંરે વહાલા આઘેરાં સાને તેડો રે.
જેરે દીવસના વ્હાલા દીલડાં મળ્યાં જોને, મુને તારનો તારો હેડો રે;
નભુસખીના પ્રભુ દીલડાં કુડ્યાં તારે, હાંરે વ્હાલા આઘેરાં સાને તેડો રે. હું૦ ૨

---

પદ-રાગ સોરઠ.

ચિત મારૂં ચોરી લીધું રે, સાહેલી એણે;
ચિત મારૂં ચોરી લીધું, કોણ જાણે શુંએ કીધું;
વ્હાલીડામાં મન વીંધું રે, સાહે૦; ચિત૦ ૧
કટાક્ષ કામણગારી રે, સાહેલી એની;
કટાક્ષ કામણગારી, કાળજડાંમાં વાગે કારી;
મારા સમજો નાંખ્યાં મારી રે, સાહે૦; ચિત૦ ૨
મનડાંમાં ફરૂં ફૂલી રે, સાહેલી હૂં તો;
મનડામાં ફરૂં ફૂલી, ભાળીને ઘરધંધો ભૂલી;
ડાપણને સહુ ગયું ડૂલી રે, સાહે૦; ચિત૦ ૩
ત્રિભોવનમાં નહિં કો તોલે રે, શાહેલી એની;
ત્રિભોવનમાં નહિં કો તોલે, હરિજનિઆં દાવે બોલે;
તોહે મારૂં મન ન ડોલે રે, સાહે૦; ચિત૦ ૪
ફરે મન સામળિઆ સાથે રે, સાહેલી મારૂં;
ફરે મન સામળિઆ સાથે, છેડો મેં તો નાખ્યો માથે;
હરજીએ ઝાલી હાથે રે, સાહે૦; ચિત૦ ૫
પ્રીતે મારૂં ચિત પ્રોયું રે, સાહેલી એની;
પ્રીતે મારૂં ચિત પ્રોયું, મોરલીએ મન મ્હોયું;
નભુ ભવનું બંધન ખોયું રે, સાહે૦; ચિત૦ ૬

પદ-રાગ સોરઠ.

કાળા તો કપટે ભરચા રે, ઓદ્ધવજી એવા; કાળા૦ ટેક
કાળા તો કપટે ભરચા, છેતરીને છળ કરચાં;
પ્રભુ ભાગા નવ ડરચા રે, ઓદ્ધ૦; કાળા૦ ૧
ભુલી ભમું વન વન, મોહનમાં પ્રોયું મન;
હરજીએ પ્રાણ હરયા રે, ઓદ્ધ૦; કાળા૦ ૨
કુડી વાત નવ લહી, ગુણ જાણી ઘેલી થઈ;
વારૂ જાણી વ્હાલે વહી રે, ઓદ્ધ૦; કાળા૦ ૩
કેતકી કમળસંગ, રસ માણે રૂડે રંગ;
નવે નવે ફૂલે ફરયા રે, ઓદ્ધ૦; કાળા૦ ૪
નભુસખી જાણી પર, કુબજાસું માંડ્યું ઘર;
જેવાં ઠારચાં તેવા ઠરો રે, ઓદ્ધ૦; કાળા૦ ૫

પદ-રાગ સોરઠ.

કાનુડાની કેતાં લાજું રે, ઓદ્ધવજી અમે; કાનુ૦ ટેક.
કાનુડાની કેતાં લાજું, કામ એણે કીધું કાજું;
જદુકુળ દીપ્યું આજું રે, ઓદ્ધ૦; કાનુડા૦ ૧
કુળડી કાજળ રંગ, સામળાને તેનો સંગ;
એકું અંગ નથી સાજું રે, ઓદ્ધ૦; કાનુડા૦ ૨
સામળો ત્રિભંગી લાલ, કુબજાસું લાગ્યો ખ્યાલ;
છેલપણું રૂડું છાજયું રે, ઓદ્ધ૦; કાનુડા૦ ૩
મોહનમાં મારૂં મંન, ઉપર કુબડું તંન;
સાંભળીને દિલ દાઝું રે, ઓદ્ધ૦; કાનુડા૦ ૪
નભુસખી નથી કહેતી, બોલી ન જાણું અલહેતી;
વારૂ સહુ મળ્યું વાજું રે, ઓદ્ધ૦; કાનુડા૦ ૫

---

પદ-રાગ સોરઠ.

અમસાથે એવી કીધી રે, ઓદ્ધવજી એણે; અમ૦ ટેક.
અમસાથે એવી કીધી, અરીથી ઉગારી લીધી;
પાસે રાખી પાળી દીધી રે, ઓદ્ધ૦; અમ૦ ૧
આપી સુખ દીધાં દુખ, દિલની ન ભાંગી ભુખ;
કાળજડાં તો નાખ્યાં વીંધી રે, ઓદ્ધ૦; અમ૦ ૨
માત પિતા સુત ભ્રાત, વેદ પુરાણોની વાત;
અમો તેથી નવ બીધી રે, ઓદ્ધ૦; અમ૦ ૩
ઇંદ્રને મનાવી હાર, દૈતનો કરયો સંધાર;
બળેવરાં વન્હી પીધી રે, ઓદ્ધ૦; અમ૦ ૪
નભુસખી બાંધી પ્રીત, એ વના આંધળી ભીંત;
નટવર નવે નીધિ રે, ઓદ્ધ૦; અમ૦ ૫

---

પદ રાગ સોરઠ.

સેરીએ સામળિઓ આવે રે, ઓદ્ધવજી મારી; સેરી૦ ટેક.
સેરીએ સામળિઓ આવે, સાન કરી સમજાવે;
દુરિજનિઆં દેખે દાવે રે, ઓદ્ધ૦; સેરી૦ ૧
મરમાળી નેણાં મારે રે, ઓદ્ધવજી સુને;
મરમાળી નેણાં મારે, વ્હાલીડાને કોણ વારે;
આળ કરે અણસારે રે, ઓદ્ધ૦; સેરી૦ ૨

ફંદકેરી નાખી ફાંસી રે, ઓદ્ધવજી મુને;
ફંદકેરી નાખી ફાંસી, સેરીના કરેછે હાંસી;
જાળ મોહોની કંઠે ઝાંસી રે, ઓદ્ધ૦; સેરી૦ ૩
ઉઠું બેસું ગુણ ગાઈ રે, ઓદ્ધવજી હું તો;
ઉઠું બેસું ગુણ ગાઈ, ભ્રમે મતિ ભરમાઈ;
જાણે લીલી ભાંગ પાઈ રે, ઓદ્ધ૦; સેરી૦ ૪
કાનુડે કાંઈ કામણ કીધું રે, ઓદ્ધવજી મુંને;
કાનુડે કાંઈ કામણ કીધું, વેણ મીઠે ચિત્ત વીંધ્યું;
નભુસખી કારજ સીધ્યું રે, ઓદ્ધ૦; સેરી૦ ૫

---

## પદ–રાગ સોરઠ.

આવ્યોઉતો મોરલીવાળો રે, બેની મારી; આવ્યો૦ ટેક.
આવ્યોઉતો મોરલીવાળો, નેણાનો કીધો ઉલાળો;
રૂડો ચાળવણીનો ચાળો રે, બેની૦; આવ્યો૦ ૧
ભરવા હુંતો ગઈતી પાણી રે, બેની મારી;
ભરવા હુંતો ગઈતી પાણી, પ્રેમપીડા ભરી આણી;
ચિત્ત મારૂં લીધું તાણી રે, બેની૦; આવ્યો૦ ૨
બેઠી હુંતો દોવા ગાએ રે, બેની મારી;
બેઠી હુંતો દોવા ગાએ, જીવ મારો અકળાએ;
તનમાં તાલાવેલી થાએ રે, બેની૦; આવ્યો૦ ૩
ચિત્ત મારૂં ચોરી લીધું રે, બેની મારી;
ચિત્ત મારૂં ચોરી લીધું, કપટીએ કામણ કીધું;
કાન કાળે કાળજ વીંધ્યું રે, બેની૦; આવ્યો૦ ૪
હાવો સખી નોતો જાણ્યો રે, બેની મારી;
હાવો સખી નોતો જાણ્યો, સાંભળતાં તો સારો શાણો;
નભૂ પ્રીતે પરમાણ્યો રે, બેની૦; આવ્યો૦ ૫

---

## પદ–રાગ સોરઠ.

મોહન મિટડિયું મસ્તાનિયું મરમાળિયું રે. ટેક.
ખંજન ઝખ મૃગ અંબુજ નિરખી, કેમ કહિએ ઉપમા કો સરખી;
ભુરકીએ ભરેલી, સરખી ભાળિયું રે. મોહ૦ ૧

તિરછી તીખી ને તરેરી, જુલમી જાદુગારી ઝેરી;
અદય અનેરી આંખડિયું, અણિઆળિયું રે. મોહ૦ ૨
કરડી તારી નેણુકટારી, કાળજ ઘાવ કરે છે કારી;
કાનુડા કાજળ વણુ, કીકી કાળિયું રે. મોહ૦ ૩
મનમાં લાજ મરજાદા મ્હેલી, પેઠી પ્રીત કરતાં પ્હેલી;
ઘેલી કીધી, ગોકુળની ગોવાળિયું રે. મોહ૦ ૪
નભુસખી નેણા રહી નિહાળી, કપટી કામણ ટુમણુ વાળી;
ભાળી ભેદ ભરેલી, ને નખરાળિયું રે. મોહ૦ ૫

---

### પદ–રાગ સોરઠ.

મારાં મનમાં માહાલે, માવ તમારૂં મોળિયું રે;
બંધુક પોપ અરુણુતા હારે, કેમ ઉપમા દેવાયે તારે;
વણુરંગે છે રાતું, રંગ ઝકોળિઉં રે. મારાં મન૦ ૧
ફરતાં ફૂલ ભર્યાં ચોફેરી, અલિ અવલિએ લીધાં ઘેરી;
હેરી લેછે તતક્ષણુ, તરુણી કેરું ટોળિઉં રે. મારાં મન૦ ૨
અતિ આંટાળિ ને પેચાળી, વાંકડલી વરણાગી વાળી;
ભુરકાઈ ભાળી, ભરવાડી ભોળિયું રે. મારાં મન૦ ૩
નભુસખીના નટવર રંગ રસિયા, વાલીડા મારે મન વસિયા;
રમ્યા રતિરસ રંગે, રસબસ રોળિયું રે. મારાં મન૦ ૪

---

### પદ–રાગ સોરઠ.

અક્રુરજી મા તેડી જાશો, હવડાં હરિને રે; અક્રુ૦ ટેક.
મોટાંની મરજાદા મ્હેલી, રોતી ટોળે થઇ સાહેલી;
વિનય કરે કરજોડી, બહુ કરગરીને રે. અક્રુ૦ ૧
મેહેર કરીને માગ્યું આપો, કઇ અમો અબળાનાં કાપો;
કહિએ પાય પડી, ખોળા પાથરીને રે. અક્રુ૦ ૨
થોડા દિન નિજ મંદીર રહેજો, પછી પાછળ આવે છે કહેજો;
જરૂર કરે તો, તેડું કરજો ફરીને રે. અક્રુ૦ ૩
ગોપી સર્વ રહી રથ ઘેરી, કેટલિક સુતી આડી સેરી;
કેટલિક તતપર થઈ, રેહેવા મરીને રે. અક્રુ૦ ૪
કેટાલક કૃષ્ણુતણો કર સાહી, નહીં જાવા દઉં કહે સમખાઇ;
મુખ છૂટે રોતી, આંસુડાં ભરીને રે. અક્રુ૦ ૫

માધવ સાથે દેખી માયા, અક્રુરજી અતિસેં અકળાયા;
ચિત્ર પુતળી તુલ્ય, રહ્યા છે ઠરીને રે. અક્રુ૦ ૬
કેટલિક રૂદન કરે સ્વર મોટે, કેટલિક ભોમીપર આળોટે;
કેટલિક ઉર હણે છે, આક્રંદ કરીને રે. અક્રુ૦ ૭
કૃષ્ણ કહે બેહુ કર જોડી, કેમ જઇએ તમને તરછોડી;
આજ્ઞા આપો અમને, ધીરજ ધરીને રે. અક્રુ૦ ૮
પ્રેમવચન પ્રમાણે પળશું, કંસકારજ કરી વેહેલા વળશું;
થોડે દીન મળશું, સરવે સુંદરીને રે. અક્રુ૦ ૯
અતિસેં આસવાસના કીધી, ફરી મળવાની આશા દીધી;
તેથી ક્ષણેક રહ્યાં સહુ, રથ પરહરિને રે. અક્રુ૦ ૧૦
જસોદા આદિ સહુને પ્રણમી, ગોપ સખામંડળને વિનવી;
ખેડ્યો રથ જે ગજમુખ, સુખ ઉચ્ચરીને રે. અક્રુ૦ ૧૧
રહી સહુ પ્રાણ હરિમાં પ્રોઇ, એક તાર જાતો રથ જોઇ;
જોતી ધજા ફરકતી, ઝમક જરીને રે. અક્રુ૦ ૧૨
દૃષ્ટે ધ્વજ પડી નહિ જ્યારે, ધરણી ઢળ્યાં તરુણી સહુ ત્યારે;
મુર્છાગત થઇ મેળા, પડી થરથરીને રે. અક્રુ૦ ૧૩
એ દુખ ડુંગર કે વા દરિઓ, રાજહંસ શિર મેરૂ ધરિઓ;
કરુણા કરી દો દરશન, નભુ કિંકરીને રે. અક્રુ૦ ૧૪

---

## પદ-રાગ સોરઠ.

ઓદ્ધવ હમારો સંદેશો, કેહેજો હરિને રે. ઓ૦ ટેક.
સામ પધારચા અક્રુરસાથે, નેહડલો વિસારચો નાથે;
ગોકુળિયું ઝાંખી નવ, જોયું ફરીને રે. ઓ૦ ૧
અમે એવો નાહિં જાણ્યો એને, લેશ દરદ નાહિં દિલડે જેને;
ગયો બાધું ગોકુળિયું, ઘેલું કરીને રે. ઓ૦ ૨
કુળ કુટુંબ મરજાદા મેહેલી, હાવે રાખીશું સીંગી સેલી;
જોગીડાં થઇશું, જટા ધરીને રે. ઓ૦ ૩
જોગ જોગ ગોકુળની નારી, ભોગ જોગ કુબજા સુકુમારી;
માટે મ્હાવ રહ્યા, મધુપુરમાં ઠરીને રે. ઓ૦ ૪
હમો અબળા બળ હીણા ઓદ્ધવ, નિસર્યા છેક નમેરા માધવ;
જાદવકુળ દીપાવ્યું, કુબજા વરીને રે. ઓ૦ ૫

વિરહણી મેહેલી વન રોતી, તે સોહાગેણ થઇ સમોતી;
આજ દશા ચઢતી, મધુપુર સુંદરીની રે. ઓ૦ ૬
જોગ જ્ઞાન શીખવવા આવ્યા, સામળીએ સંદેસા કાવ્યા;
વિલપતી વિનતા, આંસુડાં ભરીને રે. ઓ૦ ૭
જેમ નળને કળીજુગ થઇ લાગો, કહાન વિના ન ડરે કોઇ ભાગો;
ઓદ્ધવ શું કરિએ, શંકરના અરિને રે. ઓ૦ ૮
હરજી હદ્દ થઇ છે હાવે, જો નિર્દય નટવર નહિ આવે;
મારા સમ જો દઇશું, હત્યા મરીને રે. ઓ૦ ૯
કહે હેલાંમાં આવી મળશું, કંસકાજ કરી વ્હેલા વળશું;
ઓધવ આપ ગયા, હેવું ઉચ્ચરીને રે. ઓ૦ ૧૦
શું જાણે કોણે અટકાવ્યા, કે કંઇ લજ્જાથી નહિં આવ્યા;
કે કુબજા પટરાણી, ભાગા ડરીને રે. ઓ૦ ૧૧
અમો બોલ્યાં તે મન ન આણો, ચરણકમળની દાસી જાણો;
માગું માફ હમે, ખોળા પાથરીને રે. ઓ૦ ૧૨
નભુસખીના નટવર રંગરસિયા, વ્હાલમ રૃદે કમળમાં વસિયા;
કરુણા કીજે હાવે, કહાન કિકરીને રે. ઓ૦ ૧૩

---

પદ—રાગ કેદારો.

હાંરે મારા જીવન રે, મારા જીવન જુગદાધાર;
જમવા આવો રે, ટેક.
હાંરે ભાવતણા ભુખા ભુદરજી, પ્રેમ હોય ત્યાં જાવો રે;
જોગ જગન તપ ધ્યાન કરે તેને, સપનામાં ના આવો રે. જમ૦ ૧
હાંરે દુરજોધન ભુપતિના મેવા, તે ઉપર નહિ રાજી રે;
ભાવ જોઇ વિદુરજીને ઘેરે, તમે જઇ આરોગ્યા ભાજી રે. જમ૦ ૨
હાંરે કરમાબાઇનો ખિચડો ભાવ્યો, વળી સવરીકેરાં બોર રે;
ગોપીઓના ગોરસ ખાવાને તમે, નામ ધરાવ્યું ચોર રે. જમ૦ ૩
હાંરે રંકતણી મનુહાર મોહનજી, મનડે માની લેજો રે;
નભુસખીના નટવર રંગરસિયા, મુને પ્રીતે પ્રસાદી દેજો રે. જમ૦ ૪

---

પદ- રાગ કેદારો.

તારૂં મુખડું જોતાં વ્હાલ, મનડાં વેધ્યાં રે. મનડાં વેધ્યાં રે. ટેક.
ગુણ જોતાં ઘરધંધો ભુલી રે, નેણે ભુલી લાજ રે;
ચતુરાઇએ ચીતડું ચોરી લીધું, મને ગમે નહીં કામ ને કાજ રે. મનડાં૦ ૧

માવ મધુરાં હસવાં માંહે, હઇડું નવ રહે હાથ રે;
કાનડ વહાલી કહીને બોલાવો, સહુ સામાકેરો સાથ રે. મનડાં૦ ૨
તન મન ધન તમને હું જાણું, બીજું કંઇ નવ ભાવે રે;
નભુસખીના નટવર રંગરસીયા, હું તો ખણું નવ સુકું હાવે રે. મનડાં૦ ૩

પદ–રાગ સોહેણી.

પોવાયા પાતળિઆમાં પ્રાણ રે,
તારા વિના બીજી મુને ગોઠડી ના ગમે. ટેક.
દરદીની વાતુ વ્હાલા, દરદીડાં જાણે જોને;
શું જાણે દુરીજન લોક અજાણ રે, મારૂં મનડું તારી પૂઠે ભમે. પોવા૦ ૧
લોક જાણે જે પગ, કાંકુરી ખુંચી જોને;
શું જાણે પ્રીતડીનું પરમાણ રે, નટવરને દેખી નેહે નમે. પોવા૦ ૨
નભુસખી વેચાતાં રે, લીધાં વ્હાલે;
શું કરૂં જીભડિએ વખાણ રે, તન મન ને ધન તો મારે તમે. પોવા૦ ૩

પદ–રાગ સોહેણી.

સખી જોને આળ કર્યાની ટેવ રે, અલબેલા છેલાને; ટેક.
જ્યારે જોઉં ત્યાં તેવો દીસે વ્હાલો,
નહિં મોટાઇનો અહમેવ રે; અલ૦; સખી૦ ૧
બાહ્યાભ્યંતર રૂએં રૂએં રમીઓ રે,
બેની એતો માણસ નોહે દેવ રે; અલ૦; સખી૦ ૨
નભુસખી વેચાતાં રે લીધાં વ્હાલે,
નેણે જોતામાં તતખેવ રે. અલ૦; સખી૦ ૩

પદ–રાગ સોહેણી.

મેંતો હાથમાં દીધું મંન રે, માણીગર મીઠા મ્હાવને. ટેક.
જીવન જોવા કારણે, જોની બેની;
લોભે અણિયાળાં લોચંન રે. માણી૦; મેંતો૦ ૧
એરે સમું મારે કાંઇ નહિ વ્હાલું, જોની બેની;
તેને અરપું તંન ને ધંન રે. માણી૦; મેંતો૦ ૨
નભુસખીના નટવર રંગરસિઆને, જોની બેની;
ભેટી જીવત કીધું ધંન રે. માણી૦; મેંતો૦ ૩

### પદ-રાગ સોહેણી.

જુગજીવન તમને જોઈ રે, ગુણવંતા હું તો ઘેલી થઇ; જુગ૦ ટેક.
મુખડું જોતાં રે મનમોહનજીનું, મારૂં મન રહ્યું છે મોહી રે;
બાવા નંદને આંગણે ઢુંકું જઈ. જુગ૦ ૧
એક ખણું અળગા નવ થાસો વ્હાલા, મારા પ્રાણ રહ્યા છે પ્રોઈ રે;
દીલ વીંધ્યું મારૂં સાચે દઈ. જુગ૦ ૨
નભુસખી વેચાતાં રે લીધાં જોને, અલબેલા અક્કલ ખોઈ રે;
સુધબુધ હું સહુ ભુલી ગઈ. જુગ૦ ૩

### પદ-રાગ સોહેણી.

આવોની અલબેલા મારા, મીઠા બોલા મ્હાવ રે. આવો૦ ટેક.
ઘણા રે દીવસથી વ્હાલે વાયદે વ્હાયાં,
વાટડલીને જોતાં વ્હાલીડા, આજે આવ્યો દાવ રે. આવો૦ ૧
હસવું મધુરૂં તારૂં, હૈડું હેરી લીધું મારૂં;
તેથી રૂડો લાગે તારો, સીતળ સ્વભાવ રે. આવો૦ ૨
નભુસખીના પ્રભુ, જ્યાંહાંરે પધાર્યા;
તેણને મંદિરિએ રૂડા, રંગના જમાવરે. આવો૦ ૩

### પદ-રાગ સોહેણી.

વારે વારે વ્હાલી લાગે, વ્હાલીડાની વાતો;
મારા બેલીડાની વાતો. વારે૦ ટેક.
વ્હાલીડાની વાતો, મારા બેલીડાની વાતો.
હસીને હસાવે વ્હાલો, નમીને નમાવે રે;
બોલડિયાને બોલે બોલે, ઘણી રમે ઘાતો. વારે૦ ૧
આંખેથી અળગા નવ ભાવે, વ્હાલાસું વ્હડતાં નવ ફાવે;
વિરહનું દુઃખ ઘણું, નથી રે ખમાતું. વારે૦ ૨
નભુસખી નેહ બાંધી, સુરતા વ્હાલાસું સાંધી;
નટવર સાથે મારે, પૂરવનું નાતું. વારે૦ ૩

### પદ-રાગ કાલેરો.

હરિ હેલવણી વિદ્યા રે ભણાવું, વ્હાલા આવજો મંદીર મ્હારે રે;
પ્રીત કરી પ્રીતમ તે શેરી, શું જાઓ વારે વારે રે. હરિ૦ ૧
ઓળખિએ અંતરની સાને, ચોગમ ચક્ષુ ન્યાળે રે;
ચિત ચોરી લઇએ ચતુરાંનું, ચાળવણીને ચાળે રે. હરિ૦ ૨

હરિજન દેખતાં ના કરિએ, સામળિયાજી સાન રે;
ગર્વી રહિએ ગુણવંતાજી, કરિએ સમસ્યા સાન રે. હરિ૦ ૩
મોટાઇ મનમાં નવ ગણિએ, રસિયા રસની રીત રે;
રોજ વાતમાં રોશ ન કરિએ, પૂરણ ધરિએ પ્રીત રે. હરિ૦ ૪
ભાંખીજે ભાવંતી વાણી, વળી કરિએ વખાણ રે;
પાસ પ્રેમના માંહે આવે, પ્રેમદા દેશ પ્રાણ રે. હરિ૦ ૫
સંદેશો કાં સામળિઆજી, નિચાં સંગ ન કહિએ રે;
હરિજનિઆં વાંકું બોલે તે, સારૂં નરતું સહિએ રે. હરિ૦ ૬
દીલ મળ્યું તો દરદીડાંનાં, દરદે દુખિયા થઇએ રે;
બળ અનુસારે હિત કરિએ પણ, તે મુખડે નવ કહિએ રે. હરિ૦ ૭
નિચા નમી કોઈ ન્હેંત નમે તો, કોઇ નમે એક હાથ રે;
એ જાદુ અલબેલા કરજો, નભુસખીની સાથ રે. હરિ૦ ૮

---

પદ–રાગ કાલેરો.

ધન વ્રંદાવન બંસીબટત્રટ, વૈકુંઠ તોલે ન આવે રે;
નટવર નંદકીસોર વના મને, ત્યાં વસવું નવ ભાવે રે. ધન૦ ૧
રાસવિલાસ રસિલા સંગે, તે કોને ત્યાં કેમ ફાવે રે;
શ્રી ગોવરધન શ્રી જમનાજી, તે ત્યાં ક્યાંથી લાવે રે. ધન૦ ૨
ગોપી ધેન ગોવાળ વિના મને, અંગ ઉલટ નવ આવે રે;
ભાવ ભર્યા ભુધરજી મ્હેલી, ત્યાં રેહેવું કેમ ફાવે રે. ધન૦ ૩
કાન ત્રિભંગીલાલ વિના કોણ, થઈ થઇ નાચ નચાવે રે;
મનોહર મોહન નાદ કરી ત્યાં, બંશી કોણ બજાવે રે. ધન૦ ૪
નંદ જસોદામાત વિના કોણ, મર્મ કરી બોલાવે રે;
હસતાં રમતાં ચંચળ ચાલે, આંગણિએ કોણ આવે રે. ધન૦ ૫
પ્રેમ સહિત મને પ્યારી કહિને, કોહો ત્યાં કોણ બોલાવે રે;
નભુસખી નથી વૈકુંઠ જાવું, કેશો નહિ કોઈ હેવું હાવે રે. ધન૦ ૬

---

* પદ–રાગ વેરાડી.

હાંરે સુણી વિકળ થઇ વ્રજનાર, વેરણ વાંસલડી;
હાંરે ચાલી ચતુરાં વનમોઝાર, વીંધી પાંસલડી. ટેક.
હાંરે મરજન કરતાં હો માનુનીરે, ચોંપે ચતુરાં હો ચાલી રે;
કોઈએ હાર ભરાવ્યો હાથે, કો પગમાં કાંકણ ઘાલી રે. વેર૦ ૧

* રાસમાંનું પદ છે.

હાંરે એકે ભોજન ભરથારની થાળી, અભ્યાગતને હો મ્હેલી રે;
એક ઉબટ અંગ કરતી ચાલી, ગોરી થઇગઇ ઘેલી રે. વેર૦ ૨
હાંરે કોઇએક ગાય દોહોતી ગોપી, પાંસે મુકી હો દોહોણી રે;
કોઇએ વાછરૂ ધવડાવી મુકયું, કોઈએ બાળક બાંધ્યું તાણી રે. વેર૦ ૩
હાંરે કોઇએ એક આંખડલી આંજી, કોઈએ મ્હાવર દીધું હો ભાળે રે;
કોઇએ તરસેતિઉ કાંને બાંધ્યું, કોણે ટીલડી ચોઢી ગાલે રે. વેર૦ ૪
હાંરે કોઇએ અવળી કસી કંચુકી, ચણિઓ હોડયો હો સાથે રે;
વિકળ સરખાં ચાલ્યાં રે વનમાં, કોઇએ નેપુર પેર્યાં હો હાથે રે. વેર૦ ૫
હાંરે જે જેમ તે તેમ નાખીને ચાલ્યાં, ક્ષણુ ન ધરે મન હો ધીર રે;
નભુસખી સહુ ગઈ જમનાતિરે, જહાં ઉભા જદુવીર રે. વેર૦ ૬

---

### *પદ-રાગ વેરાડી.

હાંરે જોઈ હસીને બોલ્યા મહારાજ, કોહો કેમ આવ્યાં રે;
હાંરે શું છે ગોકુળમાં ઉતપાત, સંગે કોને લાવ્યાં રે. ટેક.
હાંરે પતિવૃતાને પતિ દેવતા, એ નારીનો હો ધર્મ રે;
વેદ લોક મરજાદા રે લોપી તમે, કીધું છે અઘટિત કર્મ રે. કોહો૦ ૧
દર્શણ કારણ આવ્યાં હો તો, થયાં દર્શણ જાઓ હો ઘેર રે;
માત પિતા પતિ બંધુ ખોળશે, તાંહાં શી કરશો પેર રે. કોહો૦ ૨
વનમાં એકલાં વિકળ સરીખાં, અવળાં આભ્રણ હો અંગ રે;
અદભુત કર્મ કરયું તમે અબળા, સાથી નહિ કો સંગ રે. કોહો૦ ૩
અમે નથી પાણીગ્રહણ કીધું, તમે સહુ પરનારી રે;
અનુચિત કર્મ અમે કેમ કરિએ, એમ બોલ્યા કુંજબિહારી રે. કોહો૦ ૪
ભલે આવ્યાં હવે ઘેર પધારો, વાત વિચારો મંન રે;
તન મન ધન તમે અમને અરપ્યું, કહે નભુસખીના જીવંન રે. કોહો૦ ૫

---

### †પદ-રાગ વેરાડી.

હાંરે એ શું બોલ્યા દીનદયાળ, કેહે કરજોડી રે;
રસભંગ થઇને રૂદંન, મુકયું છે છોડી રે. ટેક.
વેણુ વજાડીને વિંહળ કીધાં, ત્રીકમ તેડ્યાં શાને રે;
સુધબુધ દેહની સરવે ભુલ્યાં, શબ્દ સુણતાં કાંને રે. કેહે૦ ૧
પતિવૃત હમે સાચું પાળ્યું, બ્હાલા વ્યાપક જાણી રે;
આજ્ઞા કેમ ઓલંઘન કરિએ, વેદ મરજાદા આણી રે. કેહે૦ ૨

---

*—† એ પદ રાસમાનાં છે.

વ્યભિચારણી જે પરને ભજે તે, વ્હાલા મન વિચારો રે;
તમ વિના ત્રૈલોકનો વૈભવ, અમને લાગે ખારો રે. કેહે૦ ૩
અવળાં સવળાં આભુષણ સજિયાં, તે પરના મન મ્હોવા રે;
તન મન ધન અમે અરપી આવ્યાં, મોહનનું મુખ જોવા રે. કેહે૦ ૪
સમ ખાઈને અમે કહિએ સાચું, અવિચળ માનો વાણુ રે;
નભુસખીના પ્રભુ કડવે વચને, જાશે હમારા પ્રાણુ રે. કેહે૦ ૫

---

*પદ–રાગ વેરાડી.

હાંરે હરિ રમવામાડયો રાસ, રંગ રસ વાધ્યો રે;
રૂડો સરદતણો ઉજાસ, સમયો સાધ્યો રે. ટેક.
પિતાંબરની પલવટ વાળી, ને લીધી મોરલી હાથ રે;
નટવર વેસ ધરી રંગરસિયો, રમિઆ સામાસાથ રે. રંગ૦ ૧
તાલ મૃદંગ રવાજ ઝાલરી, નાના વિધનું વાજું રે;
એક એક ગોપી ને એક એક ગોવિંદ, રાસનું મંડળ સાજ્યું રે. રંગ૦ ૨
તાતા થેઇ તાતા થેઇ તાંન મેલાવે, ને નૃત્ય ભેદથી નાચે રે;
રાગ રાગણી સુર મેલાવે, રસણી રંગમાં રાચે રે. રંગ૦ ૩
અંતરધ્યાન ને માન મનાવા, નૌતમ વાધ્યો નેહ રે;
નભુસખી નિરખી મન હરખી, દુધડે વરસ્યા મેહ રે. રંગ૦ ૪

---

†પદ–રાગ લલિત.

મારૂં તો નવ માને રે, મારૂં તો નવ માને;
જઇ રાજ મનાવો, મારૂં. ટેક.
કેહેતાં ઉભે કુંચા વળિયા, કાંઇ નવ લાવે કાંને રે. જઈ૦ ૧
સામ દામ બહુ ભેદ કરીને, સમઝાવી ઘણુ સાને;
કેણુ ન લાગે હઠજોગેણને, જેમ કાંઇ શંકર ધ્યાને રે. જઈ૦ ૨
ધન ધન રે અમે આહિરડાં તે, ચ્હડિયાં પુસ્તકપાને;
નભુસખીના પ્રભુ થઇને ચાલ્યા, વિનતા રૂડે વાને રે. જઈ૦ ૩

---

પદ–રાગ ખમાચી.

બીજની બલિહારી, ઓદ્ધવજી જાઉં બીજની બલિહારી;
જેરે દિવસનું અમે ગોકુળ છોડયું, દિલડે દુખ ભારી. ઓદ્ધ૦ ૧

---

* એ રાસમાનું પદ છે. † એ રાસમાનું પદ છે.

જહાં છપ્પન કોટી સેન સંગ ચાલે, સોભિત અસવારી;
દાણઘાટ સુખડું કેમ આવે, ઘા કાળજ કારી. ઓદ્ધ૦ ૨
ગદગદ કંઠે કેહે અલબેલો, સુણો વિનતી મ્હારી;
પ્રેમની છાસનાં પાણી આગળ, અમૃત લાખું ઓવારી. ઓદ્ધ૦ ૩
વૃજ વધુને તોલે નવ આવે, સોળ સહસ્ર નારી;
તો કોણ માત્ર ગણિએ ઓદ્ધવ, કુબજા બિચારી. ઓદ્ધ૦ ૪
દેહ મધુપુર વૃત્તિ વ્રજમા, નૈણે વહે નિર ભારી;
નભુસખી વ્હાલે હૈયે દુખ આણી, વાત શ્રીમુખ ઉચારી. ઓદ્ધ૦ ૫

---

### પદ—રાગ ખમાચી.

મથુરાંને રે મારગ કેમ જઈએ, મથુરાંને રે મારગ૦ ટેક.
જાતાં ને વળતાં જીવન રોકે, વણ કાજે ખોટી થઇએ. મથુ૦ ૧
એને રે મન અલુરાઈ અતિસે, હમે તો લાજી રહિએ. મથુ૦ ૨
નભુસખી ચાલોની જસોદાની પાંસે, રાવ હરિની આપણ
જઇ કહિએ. મથુ૦ ૩

---

### પદ—રાગ વસંત—ગીતગોવીંદની છાંયાં.

વિરહીજનને અતિ દુખદાયક, રસ સાગર રીતુરાજ;
સમર અવલંબને ઉદ્દીપન, કરતા સરવ સમાજ. વિર૦ ૧
લવંગલતા મલયાચલ મારુત, મધુર સ્વર ગુંજાર;
કોકિલ કલરવ કુંજ વિષે હરિ, સંગ રમે બહુ નાર. વિર૦ ૨
પીમળ શ્રીતરુ પુષ્પિત પ્રફુલ્લિત, ઉનમત્ત મદનવિકાર;
તરુણ પુરુષ તરુણીના ઉરને, વસંત વિડારણહાર. વિર૦ ૩
મદન નૃપતિ શિરછત્ર સમોવડ, કેશુ ફૂલ અપાર;
વિરહી હૃદય વિડારણ કેશુકળી, તે હરિ નખ આકાર. વિર૦ ૪
પાટલી પોહોપ દ્રીરેફ સહીત તે, મનુ મિનકેત નિખંગ;
નભુસખી કેફે હૃદય ભેદાઇ, વિહ્વળ થઈ ગયું અંગ. વિર૦ ૫

---

### પદ—રાગ હલારી.

વેધાણી રે માણીગર મ્હાવમાં રે, મારા પોવાયા છે પ્રાણ;
વેધાણી રે ભુદરના ભાવમાં રે, સહુ નારિયું થઇ વેચાણ. વેધા૦ ૧
અણિઆળી અંબુજ આંખડી રે, બળ કરીને ફેંકેલ બાણ;
કાળજ કોરે માંહેથી રે, કોહાને બાહેર જાણે કોણ. વેધા૦ ૨

